જેહાંગીર કરાંણીનો વાર્તા સંગ્રહ—વાર્તા બીજી.

# બાઇ સાહેબ

યાને

# એક અજાયબ ભરમ.

અંગ્રેજી ઉપરથી તરજુમો કરનાર

જીજીભાઇ ખ. કાપડયા,

પ્રોપ્રાયતરી હાઇ સ્કુલના એક શિક્ષક.




જેહાંગીર બે. કરાંણીનાં 'સ્ટેનડર્ડ પ્રીંટીંગ પ્રેસ'માં છાપ્યું છે.

નાં૦ ૧૭ તથા ૧૮ પારસી બજાર સ્ટ્રીટ, કોટ.

કીંમત રૂ ૧.

# સાંકળ્યું.

સફા.

---

# જેહાંગીર કરાણીનો વાર્તા સંગ્રહ.

## વાર્તા બીજી.

# બાઇ સાહેબ

યાને

## એક અજાયબ ભરમ.

### પ્રકરણ ૧ લું.

લીલા ચારાથી તેમજ ઇમારતી લાકડાંથી ઢંકાયલાં એક ગુફામાં ઓદલીકોર્તનું મથક આવેલું હતું, જ્યાં આગળ જવાના રસ્તાની બંન્ને બાજુમાં મેદાનોની હાર લાગી રહેલી હતી કે જેમની ઉંચી ઝાડીઓને મથાળેથી ત્યાંના રસ્તા ઉપર તમે ચાલતા હોવો તે વેળાએ તેઓ ઉપર ચરતાં ઢોરો તમારી તરફ પોતાની શોધક નજર ફેંકતા હતાં અને અચ-રતી સાથ ગોયા એવું પુછવા માંગતાં હતાં કે તે રસ્તેથી પસાર થવામાં તમે શી મકશુદ ધરાવતાં હશો! અને ખરેખર મજકુર કોર્ત તરફ જવા શિવાય તમને તે ઘટાદાર રસ્તે જવાનું કાંઇ બીજું કારણ હતું નહિ.

તે છાયાદાર રસ્તાને નાકે એક જુનો મેહેરાબ અને ઘડિયાળનો મિનારો હતો કે જેની ઘડિયાળ ગુંચવાડા ભરેલી અને એક કાંતાવાળી હતી. આ મેહેરાબનો રસ્તો ઓલંગ્યો એટલે તમે ઑદલી કોર્ટના બાગ-માં જઇ લાગો કે જ્યાં તમારી સામુ એક સપાટ મેદાન જણાતું હતું કે જેની જમણી બાજુએ તર તરકારું ઉગે એવી વાડી—માછલાં પકડ-વાનો તળાવ—ને ફરતાં ખંડિયેર, કોટ, અને સુકી ચર સાથના ફુલ ફુલા-દીના બગીચાઓ આવેલા હતા. ડાબી બાજુએ એક પોહોળો કાંકરાવાળો માર્ગ હતો કે જેને નાકે વરસો અગાઉ, જ્યારે તે જગા જોગીઓનાં મથક તરીકે વપરાતી હતી ત્યારે એક માર્ગી જોગણો અકેકના હાથમાં હાથ ભેરવી ફરવા નિકળતી હતી.

ઘર બરાબર પેલા મેહેરાબની સામુ આવેલું હતું; અને તે એક ચોરસ જમીનના કકડાની ત્રણ બાજુ રોકી રહ્યું હતું. તે ઘણું જુનુ અને બેડોળ હતું. બારીઓ પણ અસરખી હતી;-કેટલીક નાની, મોટી; કેટલીક જાત જાતના રંગીન કાચના તકતા સાથની હતી; કેટલીકોને હલકાં વીનીજર હતાં કે જે પવનની દરેક લેહેરી સાથ ટપટપ અફળાતાં હતાં; બીજી એટલી તો નવા વખતની લાગતી હતી કે ગોયા ગઇ કાલેજ જડેલી હતી. મુખ્ય દરવાજો મિનારાના એક ખુણામાં ઢંકાયલો હતો–તે ઘણો મક્કમ ઓક લાકડાંનો હતો અને તેને ચોરસ માથાંના ખીલા બેસાડેલા હતા. સામટું જોતાં તે જગાનો દેખાવ દેલપઝીર હતો તથા બહાર તેમજ અંદરની બાજુએ શોભાનાં સાધન ઠામેઠામ દીસતાં જે જોતાં ઇનસાનને મોહીનીની લેહેર મળતી હતી.

આવી કિમ્મતી મિલ્કતનો માલેક સર મીચલ ઑદલી સુમારે ૬૦ વરસની ભરતીએ પોહોંચેલો ઉમરાવ હતો. તેણે છેક પંચાવન વરસની ઉમ્મરે બીજી વેળા પોતાનું લગ્ન કર્યું હતું. તે એક મોટો, ઊંચો, અને મજબુત બાંધાનો ગ્રહસ્થ હતો. તેનો અવાજ ખોખરો–આંખ કાળી ભમ્મર અને ખુબ દેખાવની–દાઢી સફેદ બરફ જેવી હતી જેથી તે પોતાની મરજી ઉપરાંત બુઝરોગ આદમીમાં ખપતો હતો, કારણ કે તે ચાલાકીમાં એક જુવાન છોકરા જેવો હતો; પણ ઘોડાની સ્વારીમાં તો ગામના ચુનંદામાં ખપતો હતો. સતર વરસ સુધી તે રંડાયલો હતો. તેનું એક પુરૂં ફરઝંદ, એલીશીઆ ઑદલી હાલમાં ૧૮ વર્ષની હતી. અલબતાં પોતાની સાવકી મા તરીકે તે સ્ત્રીને ઑદલી કોર્તમાં લાવેલી જોતાં તેણી અત્યંત નાખુશ હતી. તેણીની નાખુશી કાંઇ બીન કારણની ન હતી–છેક બાલ્યાવસ્થાથી તેણી પોતાના બાપનાં મુકામ ઉપર તમામ હાકમાઇ ચલાવતી હતી અને ચાવીઓ પણ પોતાની સાથેજ લઇ ફરતી હતી.

પણ હવે મીસ ઍલીશીઆની હાકમીના દહાડા ભરાઇ ચુકચા. જ્યારે તેણી કાંઇ ચીજ મોટા કારભારી પાસ માંગવા જાય એટલે કારભારી તેણીની મરજી પ્રમાણે કરવાને પોતાની અશક્યતા જણાવી તેણીને સાફ કહે કે બાઇ સાહેબનો હુકમ લાવો. આવી રીતે મામલો ફેરવાયલો જોઇ તેણીને ઘરમાં રહેવાનું ઠીક લાગે એવું ન હતું, અને જાતે હુનરમાં કાબેલ બનેલી હતી તેથી ગામમાં ફરી ફરી દરેક રણીઆમણા દેખાવનું ચિત્ર ખેંચી પોતાનો વખત જેમ તેમ કરી ગુજારવામાં લાવતી. બાઇ સાહેબ સ્વઃ ભાવે ઘણુંજ મળતાવડાં હતાં અને તેણીની સાથ એખલાસ વધારવાને ઘણુએ કરતાં પણ તેણીએ તો પોતાનાં મન સાથ ગોયા નક્કી ઠરાવજ આમ-

મગથી કરી રાખ્યો હોય તેમ બાઇ સાહેબની સંગતથી પોતાને દુર રાખ્યામાં આવતી.

વાત એ છે કે જેમ હંમેશાં બને છે તેમ ગરીબી હાલતમાંથી મોટો નશીબો મેળવતાં લોકોની અદેખાઇ અને ધિક્કાર તેણીએ પોતા ઉપર ખેંચી લીધો અને એ સર્વમાં વિશેષ કરી સ્ત્રી જાતીની તેણીની ઉપર મોટી કમનજર ઉતરી. ઑદલી કોર્તની નજદીકનાં ગામડામાં મી૦ ડૅાસન નામના એક તબીબને ત્યાં તેણી વર્તમાનપત્રમાં છપાવેલી એક જાહેર ખબરના જવાબમાં છોકરાંની શિક્ષક તરીકે પેહેલ વેહેલાં આવી હતી. એ શિવાય તેણીને લગતી બીજી કોઇ બાબદ તે ગામનું કોઇ જાણતું ન હતું. ભલામણ તરીકે તેણીએ બ્રામ્પતન ખાતેની નિશાળની એક સ્ત્રીનું નામ આપ્યું હતુ. પગારતો નાનો હતો પણ મીસ ગ્રેહેમ પોતાની સ્થિતિમાં સંતોષી જણાતી હતી. પોતાની ઉસ્તાદી તળે સોંપેલાં બચ્ચાં ઘણાં હુશિયાર અને શ્યાન સોગતનાં નિકળ્યાં; જેમ થવાના સબબ તરીકે લોકો મીસ ગ્રેહેમની ફતેહમંદ તાલીમ સમજતાં હતાં. તેણી એટલી તો મળતાવડી અને નરમ સ્વભાવની હતી કે કોઇબી બાબદમાં તેણી હંમેશાં નચિંત જીગરની, સુખી, અને સંતોષી હતી.

જ્યાં જ્યાં તેણી પોતાનાં કદમ લઇ જાય ત્યાં ત્યાં ખુશાલી અને હસ્તો મુખડો પોતાનાં દર્શણ આપ્યામાં લાવે. ઘરડી લાચાર સ્ત્રીના ઘરમાં તેણીની મુલાકાત તારીફ લાયક થઇ પડતી, તેમજ ગામડેનાં ગરીબ ગુરબાંનીનો તેણી મોટી મિત્ર થઇ પડી હતી. દરેક સાથ તે અત્યંત મળતાવડી રેહેતી હતી. રેલવે ઉપરથી કાગળ લઇ આવતો પોર્તર પોતાની મેહેનતનાં ઇનામ તરીકે તેણીની મીઠી ઝબાનની ઉમેદ શિવાય બીજું કાંઇ લેવાને સારૂ ના પાડતો. તેણીનો શેઠ, મુલાકાતે આવનારાઓ, સાગેરદાન, ચાકર નફરો, વગેરે દરેક નાનું મોટું લોક એકજ અવાજે બોલતું કે લ્યુસી ગ્રેહેમ જેવી મીઠાસવાળી વાહાલી છોકરી કોઈ કાળ તેમના દીઠામાં આવી ન હતી; અને એજ ચર્ચાએ ઑદલી કોર્તમાં પણ પોતાનો રસ્તો લઇ ત્યાંના જઇફ માલીક સર મીચલની મુસીબત ઉપર પોતાની અસરની મોહોર તેનાં જીગરની તખ્તી ઉપર મજબુત રીતે ચોંતાડી. તેણીના નરમ અને બલુ નેણુના નેજારાએ તે ઉમરાવનાં જઇફ જીગર ઉપર મોહોબતનો સખ્ત મારો ચલાવ્યો. તેણીનાં ભળાં અને ડોકાંના રોનકદાર મરોર સાથ તે ઉપર લાપેલાં પેચદાર ઝુલફાંનો કિમ્મતી ખજાણો—તેણીના કુમલાં કંઠની લંપત એ સઘળાંએ બીચારા ઉમરાવને પોતાના પેચમાં સપાઠાબંધ વશ કરી નાખ્યો. નશીબો—હાં તેણી

તો તેનાજ નસીબની હતી. મોહોબતબાજી તે જપ્ફ કોઇ કાલે આગળ ખેલવામાં લાગ્યો હતો નહિ. ઍલીશીઆની બેહેસ્તન મા સાથ તો તે પોતાની મોટી અને કિમ્મતી જાગીરીને બીજાના હાથમાં જતી અટકાવવા માટે પરણ્યો હતો. તેણીની ઉપરની તેની મોહોબત એક કંગાળ દયા જોગી-પજરતી ચિનગારી કે જે ના બુજાય કે ના ભભુકા લે-એવો દેખાવ હતો પણ હવે જ્યારે ૬૦ વરશની વૃધાવસ્થાએ જ્યારે સર મીચલ પુગો ત્યારે તેનાં જીગરમાં ખરી મોહોબતના આતશે પોતાનું ઘર કરી મુક્યું. પોતાની ઉમેદ તો બર લાવવી પણ તેમ કરતાં ઉકમાઇ તરીકે પોતાની બેસુમાર દોલતનું ઓઠું વચ્ચે લાવવા કરતાં રાબેતાની મોહોબતની લંપત અને લેહેરનો ઉપ્યોગ કરવાને તેણે વાજબી વિચાર્યું તેણે પોતાના અખ્તરા અજમાવાના ચાલુ કીધા, પણ તે તેણી ઉપર કાંઇ ખાસ અસર કરી શક્યા નહિ, સબબ એવું ધ્યાન તો નાના મોટા લોકો દરરોજ તાઝીમતવાઝ રૂપે તેણીની ઉપર વરસાવતા હતા જે જોવાનો તેણીનો સાધારણ રાબેતો હતો. વળી તે મીચલ બૅરોનેટ કેટલાં કેટલાં વરસ વેર રંડાયલો પડી રહ્યો હતો કે ફરી પરણશે એવો વિચાર કોઇના ખ્વાબમાં પણ ન હતો. આખરે તેના કહેવાથી મીસીસ દૉસને તે બાબેની મીસ ગ્રેહેમ આગળ વાત છેડવાનો ઠરાવ કીધો; અને એક દિવસ જ્યારે તેઓ બન્ને એકઠાં બેઠેલાં હતાં ત્યારે તેણીએ તે વાત ચલાવી કહ્યું, "તમને કાંઇ ખબર છે, મીસ ગ્રેહેમ, કે તમારો સેતારો જોર કરે છે જે માટે તેનો તમારે ઉપકાર માની પોતાને ભાગ્યવંત સમજવું જોઇએ."

એ સખુન સાંભળતાંજ મીસ ગ્રેહેમે પોતાનાં ખાંભ ઉપરથી ઝુલફાં ઉઠાવતાં પોતાની બાઇ તરફ જોયું.

"તમે શું કેહેવા માગો છો, મારાં વાહાલાં મીસીસ દૉસન."

"હાં, હું એટલુંજ કેહેવા માગુંછું, મારી વાહાલી, કે લેદી ઑદલી અને ઑદલી કૉર્તની સેઠાણી બનવી એ તારા હાથમાં વાત છે."

એ સખુન સાંભળતાંજ લ્યુસી ગ્રેહેમ એટલી તો ફિક્કી પડી ગઇ કે તેણી કોઇ કાળે આગળ તેવી હાલતે જણાઇ ન હતી.

"મારી વાહાલી," તબીબની બૈરી બોલી, "એટલી ઉશ્કેરાઇ ના જા; તું જાણે છે કે જ્યાં સુધી તારી મરજી હોય નહિ ત્યાં સુધી સર મીચલ સાથ પરણવાને તને કોઇ કેહેશે નહિ. અલબતાં, જોડું તો ઘણું ઠીક બંધાશે; તેના આવક અતી મોટી, અને તે દિલે ઘણો ઉદાર છે, જેથી તારો મરતબો ઘણો મોટો થશે; અને તું ઘણાંએક નેક કામ કરવાને શક્તિવાન થશે; ગમે તે થાવ, પણ હું તને પાછું કહુંછું કે તારી સાત

વખત મરજી થાય તો તું તે સાથ તારી કદખુશાઇ કરજે. મારે એકજ વાત કેહેવી જોઇએ અને તે આ છે કે જો સર મીચલની રીતભાત તને પસંદ ન પડે, તો બેશક તેને જરા પણ ઉતેજન આપવાની તારે જરૂર નથી."

"તેની રીતભાત—ઉતેજન આપવું!" જાણે કે લ્યુસી તેથી ચોંકી ગઇ હોય તેમ બોલી, "મેહેરબાની કરી, મીસીસ હૉસન, મારી આગળ એ વાત કરો ના. મને એનો ખ્યાલ પણ ન હતો, અને કદી એવો વિચાર મને આવત પણ નહિ." તેણીએ તેબલ ઉપર પોતાનાં ખંભાં તેકવ્યાં અને મોહોં ઉપર હાથ ધાંકી ઘણા ઊંડા વિચારમાં પડેલી દેખાઇ, બાદ, કેટલેકવારે હાથ ખસાડી બોલી, "મીસીસ હૉસન, હું ધારૂં છું કે કેટલાંક લોકો જન્મથીજ કમનસીબ હોય છે, અને મારા જેવી એક ઓરતે લેદી ઑદલી કેહેવાવું એ કાંઇ જેવી તેવી વાત કેહેવાય નહિ."

તેણી એ સખુન એવા ગમગીન અવાજે બોલી કે તબીબની ઓરતે અચરતી સાથ તેણીનાં મોહો તરફ જોયું.

"તું કમનસીબ, મારી વાહાલી!" તેણી બોલી. "તારા જેવીને તો એવું બેહુદું હરગેઝ થઇ બોલવું જોઇએ નહિ—તું, આવી ખુબસુરત, સુખી નાર, કે જેણીને જોતાં દરેકનું દિલ ખુશબખ્તી પામ્યા વગર રહે નહિ. અમારે માટે, ખચીત હું વિચારમાં છું, કે સર મીચલ તને લઇ બેસે તો અમે શું કરીશું."

આ વાતચીત પછી તેઓ એ બાબદ વિશે વારેવડીએ બોલ્યાં હતાં, અને લ્યુસી ફરીથી જ્યારે બૅરોનેતે કરેલાં તેણીનાં વખાણ વિશે સાંભળતી ત્યારે એકુવખત પણ તેણીએ ઉશકેરાયલી લાગણી દેખાડી ન હતી. તબીબના કુટુંબમાં એવી ચરચા હરૂસે ચાલતી હતી કે જ્યારેબી સર મીચલ તેણીની આગળ વાત છેડશે ત્યારે લ્યુસી એકદમ તેને કબુલ રાખશે; અને ખચીત મીસીસ હૉસન તો એવું સમજતી હતી કે એક ભીખારી જેવી ઓરત જો સર મીચલની માંગણીને વજન ન આપે તો તેના જેવી દિવાની ઓરત બીજી જવલેજ મળી આવે.

એમ કરતાં એક દિવસે તબીબના ઘરમાં સર મીચલ એક બારી આગલ લ્યુસી ગ્રેહેમની સામે બેઠેલો હતો જે વેળાએ ત્યાં કોઇ બીજું હાજર હતું નહિ ત્યારે તેણે પેલી શિક્ષકને પોતાનો દસ્ત તેણીના દસ્તમાં મુકવાની માંગણી કરી. તેના આ બોલવાની ઢપ ખચીત અસરકારક હતી. તેનું મન ધચુપચુ હતું કારણ તે એવું સમજતો હતો કે લ્યુસી જેવી એક પાક ખુબસુરત જુવાન નાજનીન તે જેવા ઘરડાને પરણવાને કદીપણ ખુશી બતલાવે એવો સંભવ હરગેઝ થઇ બને નહિ, અને કે તેણી અગર

તેને ખરાં હેતથી ચાહયા વગર તેની માંગણી કબુલ કરે તે કરતાં ખુલ્લુ ના પાડે તો અધિક સારૂં.

તે બોલ્યો, 'લ્યુસી, એક ઓરત જે કોઇ શખસને ચાહે નહિ તે સાથ અગર જો તેણી પોતાની શીહાદી કરે તો તેનાં કરતાં અધિક પાપી કામ બીજું કોઇ નથી. મારી વાહાલી, તું મારે મનસે એટલો કિમ્મતી ખજાણો છે કે તારી ઉપર મારૂં જીગર મજબુત ચોટેલું છે, અને કે નાસીપાસીના વિચાર મને કડવા લાગે તોપણ મારાં કોઇબી સુખને ખાતર આવું પાપી કામ કરતી ના. જો આવાં કામથી મારૂં સુખ મેળવાઇ શકાતું હોય-જે બનવું મુશ્કેલ છે-અને જે હરગેઝ થઇ બને નહિ તો સત્ય અને મોહોબત શિવાય બીજી કોઇબી મતલબથી કરેલાં લગનમાં જરૂર વિઘ્ન પડયા વગર રેહે નહિ."

લ્યુસીની નજર બૅરોનેત તરફ ન હતી, તેણી તો બહાર દુરના દેખાવો જોતી હતી જેથી બૅરોનેત તેની કાતેલ નજર જોઇ શકયો નહિ; પણ અગર તેમ કરી શકયો હોત તો તે જાણત કે તેણીની નજર ધુમસના સીહા વાદલમાંથી આરપાર જઇ દુર-છેક દુર-દુન્યાના કોઇ બીજા ભાગ તરફ ટીકેલી હતી.

"લ્યુસી, મેં કહ્યું તે તુંએ સાંભળ્યું કે?"

"હા," તેણીએ ગંભીરાઇથી કહ્યું—બેદરકારીથી પણ અપમાન ભરેલી રીતે નહિ.

"અને તારો જવાબ?"

તેણીએ પોતાની નજર જ્યાંની ત્યાંજ રાખી લગાર ખામોશી અખ્તીયાર કરી; બાદ, ઓચીંતી લાગણીથી તેની તરફ ફરી, જેમ કરતાં અંધારામાં પણ બૅરોનેતને તેણીનો મુખરો તાઝી અને અજાયબ ખુબસુરતી ભરયો દેખાયો-તેણી તેની આગળ ધુંટણીએ પડી.

"ના, લ્યુસી; ના, ના!" તે ઉલટમાં આવી બોલ્યો,-"અહિં નહિ-અહિં નહિ!"

"હા, અહિંજ, અહિંજ," તેણી બોલી. "અહિંજ, અને બીજે કંઇ નહિ. તમે કેવા ભલા છો-કેવા નેક-કેવા સખી! તમને ચાહું! કાં નહિ, દુન્યામાં મારા કરતાં હજાર ઘણી ખુબશુરત ઓરતો હશે કે જેઓ તમને જીગરથી ચાહ્યા વગર રેહે નહિ; પણ મુંજ જેવી ગરીબડીનો હાથ પકડવો તમને છાજે નહિ—વિચાર તો કરો કે મારી હાલત કેવી છે, છેક બચ્ચગીથી હું ગરીબી હાલતમાં રહેલી છું. મારો પેદર એક ગ્રહસ્થ હતો. હુશિયાર, કાબેલ, ઉદાર, ખુબચેહેરાનો, પણ ગરીબ. મારી માવતર-પણુ

ના મને તેણી વિષે બોલાવો ના—ગરીબી—કંગાળ્યતપણું—જંજાલ—આફત—અને તંગદસ્તી. તમને તે વિષે જરા પણ ખ્યાલ આવે નહિ—તમે કોઇ દી તાઢી સુક્કી દેખેલી નહિ—તમે કદી જાણો નહિ કે અમને શું શું ખમવું પડે છે; વાસ્તે, હવે મને મારે વિષે વધુ પુછતા ના. હું મારા પોતાના લાભ માટે બેદરકાર રહી શકું નહિ; આવા સંબંધથી મને જે ફાયદા થાય તે વિષે મારાથી આધલાંની માફક કેમ રેહેવાય. ના, કદી નહિ, કદી નહિ!"

તેણીને ગભરાત તેમજ તેણીના દિલના જુસ્સાની અસર ઉપરાંત તેણીની હબછબમાં કાંઇ ધ્યાન નહિ કરી શકાય એવું જણાતું હતું કે જેથી બૅરોનેતને કાંઇ કઢંગો ગભરાત ઉત્પન થયો. તેણી હજી જમીન ઉપર તેના પગ આગળ હતી.

"તમે મને સામી અરજ કરો ના," લ્યુસી બોલી "હું મારી બચગીથીજ બીવીછું."

"લ્યુસી, લ્યુસી, ખુલ્લું કહી દે. તું મને નાપસંદ કરે છે?"

"તમને નાપસંદ કરૂં! ના, ના!"

"પણ કોઇ બીજો શખસ એવો છે કે જેને તમે ચાહાવો છો?"

આ સવાલ સાંભળતાંજ તેણી ખરખર હસી. "દુન્યામાં હું કોઇને ચાહાતી નથી."

તેણીના જવાબથી તે ખુશી થયો, અને તોપણ તે જવાબ અને તેણીનું બોર તરાંહનું હસવું એ બન્ને તેની લાગણીની સામે થવા. તેના દિલે કુદરતી ખતરો ઉત્પન થયો. કેટલીક પળ સુધી તે ખામોશ રહ્યો, અને પછી કાંઇ તાણુતોડ કરી બોલ્યો.

"લ્યુસી, તું કહેછે તેમ તને હું વિનંતી કરતો નથી. હું હિમ્મતથી કહું છું કે હું એક જંગલી રીતભાતવાળો ઘરડો મૂર્ખ છું; પણ જો તુ મને નાપસંદ કરતી ન હોય તો, અને અગર તારી મોહોબત બીજા ઉપર પોતાની બક્ષેસનો છંટાવ કરતી ન હોય તો આપણે એક સુખીઆરૂં જોડું કાં નહીં નિવડયે એનો સબબ મને જણાતો નથી. કેમ સાટું થોકાયું, લ્યુસી?"

"હા."

તે બૅરોનેતે તેણીને પોતાના હાથે ઉઠાડી, અને તેણીના કપાળે બોસ્સો લીધો; બાદ, તેણીને ગુપચુપ સલામ કરીને તે લાગલો ઘરેથી બહાર નિકળ્યો.

તે લાગલો ઘરમાંથી બહાર નિકળી ગયો. આ દેખાવ તેનો દિવાના સરખો હતો કારણ તેનાં જીગરમાં કાંઇ મજબુત લાગણી હતી તે જુસ્સો

ખુશાલીનો નહિ, ઇચ્છા ફતેહનો નહિ, કાંઇક એવો કે નાસીપાસી સાથ નીસબત ધરાવતો જણાતો હતો. તે કાંઇ તું કેહે ગોયા તેની છાટીએ મુરદું દાબી નિકળ્યો હોય તેમ કોઇ દિલગીરી ભરેલી અને નાપસંદ ઇચ્છાએ તેના જીગરમાં ઘર કરી મુક્યું હતું. તે પોતાની સાથે તે આશાનું મડદું લઇ નિકળ્યો હતો કે જે આશા લ્યુસીના શબ્દના અવાજ સાંભળતાંજ મરણ પામી હતી. સઘળા શક, સઘળી બીહીક, અને સઘળી હિચકારી અસરે હવે પોતાનું સેવટ જોયું. પોતાની ઉમ્મરના બીજા મરદોની માફક પોતાની પુંજી અને મોભા ખાતર કોઇ કુમારીકા તેને પરણે એ ઉપર તેણે સંતોષ મેળવવો જોઇએ.

લ્યુસી ગ્રેહેમ ઘરમાં સૌથી ઉપલા માળા ઉપરના પોતાનાં નાના ઓરડામાં ગઇ. તેણી પોતાની ઝાંખી બળતી મીનબતીને એક પેટી ઉપર મુકી, સફેદ બિછાણાંની કોર ઉપર બેઠી; પોતાની આસપાસનાં કપડાં ઝાલર વગેરેની માફક અનબોલી અને સફેદ દેખાતી હતી.

"હવે વધારે પરતંત્ર નહિ, વધારે હેજગારી નહિ, વધારે ગરીબા-ઈનું પણ નામ નહિ," તેણી બોલી, "જુની જીંદગીની પ્રત્યેક નિશાણ ગેબ થઇ ગઇ—ઓળખાઇ આવવાનો પ્રત્યેક ભેદ દતાઇ અને ભુલાઇ ગયો, શિવાયે આ અને કેવળ આ."

તેણીએ પોતાનાં ગળાંમાંની કાળી ફીટ ઉપરથી પોતાનો ડાબો હાથ ખસાડ્યો ન હતો. બોલતી વેળા તેણીએ પોતાની છાટીએથી તે ખેંચી કાઢી, અને તેને છેડે લટકાવેલી ચીજ તરફ નજર કીધી.

તે ચીજ કાંઇ લાકેત, છબી, ઇચ્છા ક્રાસ ન હતાં. તે તો માત્ર એક વીંટી એક લાંબા કાગળમાં વિટારેલી હતી—તે કાગજ લગાર છાપેલું, લગાર લખેલું, લાંબી મુદતને લીધે પિળું થઇ ગયલું, અને બારીક ઘડી થવાથી કપાઇ ગયલું હતું.

---

## પ્રકરણ ૨ જું.

### આર્ગસ વ્હાણ ઉપર.

પોતાની શીગારનો છેલ્લો ભાગ પાણીમાં નાંખી દઇ વ્હાણની બાજુ ઉપર પોતાના ખભાં ટેકવીને મોજાઓ તરફ વિચારમંદ હાલતે નજર કરતો ઉભો હતો.

"તેઓ કેવા કંટાલો આપે એવા છે!" તે બોલ્યો, "આશમાની રંગના, લીલા, અને બદલાતા રંગના; અલબતાં સઘળા પોતાની રીતે

ઠીક, પણ તેમની સાથ ત્રણ મહીના તો ન ખમાઇ શકે એવા છે, વિશેષ કરીને—"

તેણે પોતાનો વાક્ય પુરો કરવાની કોશેષ કરી નહિ, તેના વિચાર તે વાક્યની છેક અધવચમાંજ ભટકવા લાગા, અને તેને સેંકડો માઇલ દુર લઇ ગયા.

તે પોતાનો શીંગારનો દાબડો ઉંધાડતો અને તે માંહેલી ચીજ જોતો બડબડયો, "ગરીબ નાની છોડી, તેણી કેટલી ખુશી થશે! કેવી ખુશી તેમજ કેવી અજાયબ થશે! ગરીબ નાની છોકરી! સાડા ત્રણ વરસ પછી, પણ; તેણી હેરત પામશે."

તે પચીસ ઉનાહલા દીઠેલો નર જુવાન હતો, અને તડકામાં રહ્યાથી તેનાં મોઢાંનો રંગ કાળાશ મારી ગયો હતો. તેના ડોળા ખુબસુરત ભુરા રંગના, અને દાઢી અને મુછથી તેનાં ચેહેરાનો નીચલો ભાગ ઢંકાઇ ગયલો હતો. કદે તે ઉંચો અને મજબુત બાંધાનો હતો. તેનું નામ જ્યોર્જ તાલ્બોયસ હતું. આર્ગસ નામનાં વ્હાણ ઉપર તે કેબીનમાં ઉતારૂ હતો. તે વ્હાણ આસ્ટ્રેલીઅન ઉન લાધી સીદનીથી લીવરપુલ જતું હતું.

કેબીનમાં ઘણા થોડા ઉતારૂઓ હતા. તેઓમાં વરસ ૩૫ ની ઉમરની એક ગવરનેસ હતી કે જેણી ૧૫ વરસની અગાઉ જે શખસ સાથ અદરાયલી હતી તે સાથ પોતાની સેહાદી કરવા હાલ જતી હતી.

આ જ્યૉર્જ તાલ્બોયસ વ્હાણ ઉપરના સઘળા ઉતારૂઓનો મોટો માનીતો થઇ પડયો હતો તે કોણ હતો અને શું ધંધો કરતો હતો એ કોઇ જાણતું ન હતું, પણ સર્વે તેને ચાહતાં હતાં. તે કાંઇ શિખેલો ભણેલો ન હતો. ઉંચે દરજ્જેનાં સાહીત્ય બાબે પેલી ગવરનેસ તેની સાથ વાત તો કરતી પણ તે માત્ર પોતાની દાઢીના વાળ દુરૂસ્ત કરતો તેણી-ગમ તગોતગ જોતો અને કદી કદી બોલતો, "અરે, હા!" અને "ખચીત, હા!"

એમ કરતાં જ્યારે ઇંગ્લંદ માત્ર ૧૫ દિવસની મંજલ ઉપર દુર રહ્યું ત્યારે જ્યૉર્જના મોઢાંનો રંગ દરેક જનના દેખાવમાં બદલાયલો લાગો. તે બેચેન બનતો ગયો. કદી કદી તે એટલો તો ખુશીમાં આવતો કે આખી કેબીન તેના હસવાથી ગાજી રેહેતી હતી. ખલાસીઓનો તે માનીતો હતો તોપણ તેઓ એના એકના એક સવાલોથી કંટાળતા હતા. દસ કે બાર કે પંદર દહાડામાં આપણે જઇ પોંહોંચશું કે?—શું પવન પુથનો છે કે? આપણું વ્હાણ કલાકના કેટલા નૉત ચાલે છે?–ત્યાર પછી તે ઓચીંતો બદલાઇ જતો અને તે તુટક ઉપર ફરતો અને એવી ટીકા

કરતો હતો કે વ્હાણ ઘણું ધીમું હતું અને કે તે ઘણું ઝડપથી ચાલવાનું છે એવું છપાવવામાં વ્હાણના માલેકોએ ઠગાઇ વાપરી હતી. ઉતારૂઓ લાવલઇજા કરવા તે વ્હાણ મુતલગ કામનું ન હતું.

આફતાબ મગરેબમાં ગર્ક ગયો હતો જ્યારે જ્યૉર્જ શીગાર પીતો ફરતો હતો. તેજ બપોરના ખલાસીઓએ તેને કહ્યું હતું કે માત્ર દશ દિવસની મુસાફરીમાં તેઓ ઇંગ્લંદનો કિનારો જોશે. તે મનસે બોલતો "લંગર કરતાં પેહેલાજ મછવામાં હું કિનારે જઇશ. હું કાલુમાછલાના કોટલામાં યાતો તરતો વેહેલો કિનારે જઇશ."

તેને એ રવેશે અધીરો બનેલો જોઇ કેબીન માહેલા સર્વ, શિવાય પેલી ફિક્કા ચેહેરેની ગવરનેસ, તેને હસવા લાગાં. તેને કલાક ઘણા ધીમા વેહેતા હોય એમ જણાતા હતા જે જોઇ તે ગવરનેસ ડચકાં ખાતી હતી. એમ કરતાં રોશન રોજ જ્યારે નાબુદ થયો અને સાંજનું જળજળુ થયું હતું તે સમયે તેણી અને તાલ્બોયસ વચ્ચે આ પ્રમાણે વાતો ચાલી.

"મારી શિગારથી તમને હરકત થતી હશે," તે બોલ્યો.

"ના, કદી નહિ, મેહેરબાની કરી અટકો ના. હું માત્ર સાંજનો સુંદર દેખાવ જોવા ઉપર આવી છું. કેવી રળીઆમણી સાંજ!"

"અલબતાં, ઘણીજ રળીઆમણી; પણ લાંબી ઘણી છે. કિનારે ઉતરવાને આપણને હજી દશ લાંબા દિવસ અને તેટલીજ લાંબી રાત લેવી છે."

"ખરૂં; પણ વખત જલદી વહી જાય એવું તમે ઇચ્છો છો કે?"

"ખરેખર, હું એવુંજ ઇચ્છું છું; અને તમે?"

"કદાચજ."

"પણ ઈંગ્લંદમાં કોઇ એવું નથી કે જે તમારી આવી પહોંચવાની રાહ જોતું હોય?

"હું એવુંજ ઇચ્છું છું."

અત્રે બંધે વાત કરતાં જરા બંધ પડ્યાં.

"જુવો!" જ્યૉર્જ બોલ્યો, "આજે એકમનો ચંદ્ર છે."

તેણીએ પોતાનો ફિક્કો ચેહેરો પેલા ફિક્કા ચંદ્ર તરફ કીધો.

"આપણે તો આ પેહેલ વેહલો આજે જોઇએ છિએ," જ્યૉર્જ બોલ્યો, "આપણે ઉમેદ રાખવી જોઇએ; મને ખબર છે કે મારી ઉમેદ શી છે."

"શી?"

"કે આપણે જલદી ઘેર પહોંચીએ."

"પણ મારી તો આ ઉમેદ છે કે જ્યારે આપણે વતન પહોંચીએ

ત્યારે આપણી આશા આપણે પાર પડેલી જોઇયે. આપણુને નાશીપાસી નહિ લાગે એવું હું ઇચ્છું છું."

"નાશીપાસી!"

આ બોલ સાંભળતાંજ તે ચોંક્યો, અને તે બોલવાની તેણીની શી મતલબ હતી તે જાણવા માંગી.

"મતલબ એજ કે જેમ આપણી મુસાફરીનો અંત પાસે આવતો જાય છે તેમ મારાં જીગરમાંથી મારી ઉમેદ તુટતી જાય છે, અને બીહીક લાગે છે કે રખેને કાંઇ ખોટું થયું હોય. જે શખસને હું મળવા જાઉંછુ તે મબાદા મારી તરફની લાગણીમાં કદાચ બદલાઇ ગયો હોય ઇયાતે એમબી બને કે તેની લાગણી મુજ તરફ જેવીને તેવીજ હોય પણ કદાચ ઇંગ્લંડમાં પગ મુકતાંજ અને મને આવા ફિક્કા ચેહેરામાં લાંબી મુદતે જોતાંજ બદલાઇ પણ જાય, કારણ, મી૦ તાલ્બોયસ, ગયા ૧૫ વરશની વાત ઉપર જ્યારે ઇંગ્લંડથી સીદની તરફ હું હંકારી ગઇ ત્યારે મને તે પોતાની સુંદર બાલકી કરી બોલાવતો હતો. પણ કદાચ એમબી બને કે મારી સંગ્રેહલી પુંજીથી તે મને પોતાની ગણે. વળી, તે મરણબી પામ્યો હોય તે કોણને ખબર! મી૦ તાલ્બોયસ મને આવા આવા વિચારો કાંઇ દહાડામાં વીશેક વેળા આવે છે અને ચિંતાતુર કરે છે. વીશ શું બલ્યા છે, કાંઇ હજારો વખત."

તેણીની વાત સાંભળતો તાલ્બોયસ ઉભો હતો. તેણીના મ્હોડેથી છેલ્લા શબ્દો સાંભલતાજ તેના હાથ પગ ઢીલા થઇ ગયા. હાથમાંહેલી શિગાર પણ નીચે પડી.

"મને અચરતી લાગે છે," તેણીએ પાછું બોલવા માંડયું, "મને અચરતી લાગે છે કે આપણું વ્હાણુ હંકાર્યું ત્યારે હું કેવી આશામંદ હતી. ત્યારે મને નાશીપાસીનો વિચાર હરગેઝ થઇ આવ્યો ન હતો; પણ આજે મહીનો દહાડો થયો મને કાંઇ એવાજ નિરાશીના ખતરા દિલે લાગવા માંડયા છે અને તે એવા કે ગોયા ઇંગ્લંદ ખાતે હું કોઇની પાયદસ્ત ક્રિયામાં સામિલ થવા જાઉં છું."

તે જુવાન માણસની ઢબ હવે તદન બદલાઇ ગઇ, અને ગભરાતમાં તેણે પોતાનો ચેહેરો પેલીની તરફ કર્યો, જ્યારે તેણીને ફિક્કી રોશનીમાં એવું જણાયું કે તેનો ચેહેરો ફિક્કો પડી ગયો હતો.

"કેવી મુર્ખાંઇ!" તે વ્હાણુની બાજુમાં પોતાની મુક્કી લગાવતો બોલ્યો, "કેવી મુર્ખાંઇ કે તમારા બોલવાથી મને બીક લાગી છે. એવી

એવી ચીજને તમે અહિંવેર આવી મને શા માટે કહો છો? શા માટે એવું એવું સમજાવી તમે મારા હોશ ઉરાડી મુક્યા છે. હું એક એવી સ્ત્રીને મળવાને ઇન્તેઝાર છું કે જેણીનું જીગર આકાશની રોશનીના જેવું નિર્મળ છે. મારી બાયડીને મળવાની ઉમેદમાં જ્યારે હું ઇંગ્લંદ જાઉંછું ત્યારે શા માટે તમે આવી મને આવી રવેશે ચોંકાવ્યો છે."

"તમારી બાયડી!" તેણી બોલી; "તેતો કેવળ જુદીજ વાત છે. એમ જો હોય તો મારા ગભરાતથી તમને બીવાનુ કાંઇ કારણ નથી. હું ઇંગ્લંદ જાઉં છું તે એટલીજ ઉમેદે કે જે સાથ પંદર વરસની વાત ઉપર હું અદરાઇ હતી તેસે વિવાહ કરવામાં લાઉં. તે વખતે તે એટલો ગરીબ હતો કે પરણવાનું બને એવું ન હતું, તેથી એક માતબર આસ્ટ્રેલીયન કુટુંબમાં ગવરનેસની ચાકરી મને કબુલ કરવા દેવાને મેં તેને સમજાવ્યો. હાલમાં મારી પાસ નાણું એટલુ સંગ્રહ થયલું છે કે જે વડે અમે જોડાયા પછી અમારૂં ગુજરાણ સાદી પણ સારી રવેશે ચલાવી શકીએ. એટલો લાંબો વખત સુધી ખોતી રહેવાની મારી મતલબ ન હતી પણ તેની હાલત ઇંગ્લંદમાં સારી ન હતી. આ મારો હેવાલ છે, અને તમે મારા દિલની ધાસ્તી શી છે તે સમજ્યા. તેથી કાંઇ તમો ઉપર અસર થવી જોઇએ નહિં. મારો તો કંઈ ઓરજ કેસ છે."

"તેમજ મારો પણ છે," જ્યોર્જે અધીરાઇથી બોલી દીધું, "હું તમને કહું છું અને તે ખરૂં છે કે આ પળ સુધી મારી મુસાફરીનાં પરિણામ બાબે ધાસ્તી શું તે સમજતો ન હતો પણ તમે ખરૂં કહોછો, તમારી ધાસ્તી સાથ મને કાંઇ લાગતું વળગતું નથી. તમે તો પંદર વરસ વેર બહાર રહ્યાં; અને એ લાંબી મુદતમાં શું નવું નહિ બને. મને ઇંગ્લંદ છોડવાને આજે સાડા ત્રણ વરશ થયાં છે, અને એટલા ટુંક વખતમાં તે શો ફેરફાર બને? મારી ખુબરૂ નાની ઓરત! મારી નરમ સ્વભાવવાળી, નિરદોષ, હેતવંત, નાની પત્ની! તમને ખબર નથી, મીસ મૉર્લી, કે હું તે નાની પરીરૂ પણિયત નારને પોતાના હાથમાંના બાળક સુધાં સુતેલી છોડી આવ્યો; અને તેણીને હું કાં તજી આવ્યો હતો તે બાબે જણાવવાને એક બે દસ્કત શિવાય બીજું કાંઇ મેં કરયું નહિ."

"તેણીને તજી આવ્યા!" ગવરનેસ બોલી.

"હા. જ્યારે તે મારી લાડકી સાથ પ્રથમ મિલાપ થયો ત્યારે હું માત્ર ઘોડેસ્વાર પલટણમાં એક જમાદાર હતો. અમારી છાવણી એક બંદરવાળાં ખરાબ શેહેરમાં હતી જ્યાં તેણી પોતાના બાપ સાથ રહેલી હતી. તેણીનો બાપ અડધા પગારવાળો એક દરિયાઇ ફોજનો અમલદાર

હતો. તે જડ્ડ અને બુબખ હતો. પોતાની બેટીને માટે અમારામાંથી એકને પોતાના ફાંદામાં લેવાની યોજના રચતો હતો. તે પોતાના ઘરમાં અમલદારોને વારેઘડીએ લાવતો હતો; અને તેમ કરવાને તે શી મતલબ ધરાવતો હતો તે હું તેના સુત્રાં ખાવા પીવાના, પોતાના કુટુંબ વિશેની તેની મીઠી મીઠી વાતો, તેનો શરમભરેલો અહંકાર અને આપઅપ્રીયારી, અને એ સર્વ ઉપરાંત જ્યારે તે પોતાનાં એક પુરાં ફરઝંદ વિશે વાત કરતો ત્યારે તેની બુઢી ચશમમાંથી જે આંસું તે ટપકાવતે હતો તે વગેરે ઉપરથી હું તેની મતલબ ચેતી ગયો હતો. તે છાકતો અને હરરતો ઠગારો હતો, અને તે મારી સુંદરીને જે મોટી બીદ કરે તેને વેચી નાખવાની તૈયારીમાં હતો. મારાં સારાં નસીબે મેં આપવા કહેલી રકમ મોટી હતી, કારણ, મીસ મોર્લી, મારો બાપ દ્રવ્યવાન છે; અને પેહેલેજ દેખાવે અમે અકેકને પ્યારની નજરથી દીઠાં તેથી અમારૂં જોરૂં ઠીક નિવડયું. અમારાં લગ્નની વાત મારા બાપને ખબર પડી ત્યારે તેણે મારો લવાજમ આપતો તેજ દિવસથી બંધ કીધો; કારણ તેણે એવું જણાવ્યું કે એક છાકટા અને અડધા પગારવાળાં લુચ્ચાની બેટી સાથ સેહાદી કરવાથી મેં તેને ખરાબ લગાડયું હતું. પલટણમાં જે મને મુસારો મળતો હતો તે વડે અમારૂં બન્નેનું બરાબર ગુજરાણ થાય એવું ન હતું તેથી મેં મારૂં કમીશન વેચ્યું અને તેમ કરતાં જે રૂ ૨૦,૦૦૦ ઉપજ્યા તેમાંથી અમો ઇતલી જઇ રહ્યાં; પણ એ મોટી રકમ માહેલા માત્ર રૂ ૨,૦૦૦ બાકી રહ્યા એટલે અમે ઇંગ્લંદ પાછાં ફરયાં અને મારી વાહાલી દિલબરે ઇચ્છા કરયાથી અમે તેણીના બાપનાં ઘરની નજદીક જઇ રહ્યાં. એમ કરતાં તેણીના બાપને ખબર પડી કે મારી પાસ બે ત્રણ હજાર જેટલી રકમ હતી ત્યારે અમારી તરફનો તેનો પ્યાર અત્યંત વધ્યો. તે અમને રોજ જમવા બોલાવવા લાગો, પણ તેમ કરતાં મને સેવટે માલમ પડયું કે તે લુચ્ચાએ મારી ખાલ ઉખેડી લીધી હતી જે મારી નિરદોષ મોહોરદારને જણાવતાં તેણીએ ખભાં ચઢાવ્યાં અને પોતાના ગરીબરા બાપ તરફ અકૃપાલુ રેહેવાને નાખુશ થઇ, જેથી તે ગરીબરા બાપ થોડા વખતની અંદર મારી નાની થાપણ સાથ ગેબ થઇ ગયા; અને મને લન્દન જઇ કોઇ વેપારીની આફીસમાં નવીશન્દા તરીકે ચાકરી શોધવી પડી. પણ દ્રેગુનનો ભારી છાપ મને હતો તેથી મારી પડતી હાલતની વાત કરતાં કોઇ માની શકયું નહિ, જેથી લાચારીએ મારી બાયડી આગળ પાછું જવાની ફરજ પડી. તેણીએ મને ઠપકો દઇ લાણાજણીના સખુનોમાં કહ્યું કે જ્યારે હું તેણીનું ગુજરાણચલા-

વવાને સામર્થ હતો નહિં ત્યારે મારે તેણીને પરણવું ન જોઇતું હતું. માનજો, મીસ મૉર્લી, કે તેણીનાં આંસુ અને મેણાથી હું લગભગ દિવાનો બની ગયો તેથી તેણીની સાથ તેમજ મારી પોતાની સાથ, તેણીના બાપ સાથ, દુન્યા સાથ, અને તે માંહેલા દરેક શખસ સાથ ચિરડાઇ ગયો અને તે એટલેવેર કે ફરીથી તે ઘરમાં કદી પણ પગ નહિ મુકવાનો દિલસે એકરાર કરી તે છોડી બહાર નીકળ્યો. હું આખો દિવસ બે-ધ્યાન મોહોલ્લાઓમાં ફર્યા કીધો, અને મારી વાહાલી ઓરત પોતાને મન-ગમો બીજો ખાવીંદ પસંદ કરે એવા હેતુથી દરિયામાં ડુબી મરવાનો મેં ઠરાવ કીધો. જો હું ડુબી મરૂં તો તેણીનો બાપ તેણીનું ગુજરાણ કરશે. તે જઇફ ઠગ પોતાની બેટીનું પુરૂં કરવાને કદી ના પાડે. નહિ. જ્યાં સુધી હું હૈયાત હોવું ત્યાં સુધી તેણીનો તેની ઉપર પોતાના ગુજરાણ માટે કાંઇ હક્ક ચાલે નહિ. એટલા માટે આપઘાટ કરવાના હેતુથી હું કિનારા આગળ ગયો અને અંધારૂં થતાં સુધી શીગાર પીતો ત્યાં બેઠો. મારી નજદીકમાં બે શખસો બેઠેલા હતા તેઓ માહેલો એક ઑસ્ટ્રેલીઆની સોનાની ખાણ વિશે વાતો કરી બીજાને પોતા સાથે ત્યાં જવાને ઉશકેરતો હતો કે થોડા વખતમાં જો નસીબ જોર કરે તો મોટી દોલત મળ્યા વગર રેહે નહિ. મેં તેમની વાત ઘણાં ધ્યાનથી સાંભળી અને જે વાત કરતો હતો તેને પુછવાથી તેણે મને સર્વ વાતનો ખુલાસો કીધો. વળી તેણે મને એવું જણાવ્યું કે ત્રણ દિવસમાં લીવરપુલથી એક વ્હાણ તે તરફ હંકરાવાનું છે જેમાં તે પણ જવાનો છે. તેની વાત સાંભળતાંજ મારૂં દિલ તેની સાથ જઇ નશીબ અજમાવાને ઉશકેરાયું જેથી દરિયામાં ડુબી મરવાનું મેં માંડી વાળ્યું, અને મધ્યરાતને સુમારે ઘર જઇ એક કાગળના કકડા ઉપર એવી મતલબની એકાદ બે લીટી લખી કાઢી કે જ્યારે હું તેણીને છોડી ગયો ત્યારે તેણી મને અત્યંત વાહાલી લાગી હતી અને કે હું નવી દુન્યામાં મારી હાલત સુધારવાને નસીબો અજમા-વવા જતો હતો જ્યાં જો ફતેહમંદ નિવડયો તો થોડા વખતમાં તેણીને માટે પુષ્કળ પૈસો અને સુખ લાવીશ, પણ અગર નિષ્ફળ થયો તો કદીપણ તેણીનો ચેહેરો જોવાની હિંમ્મત કરનાર નથી. આ લખવા બાદ મેં તેણીને અને બાલકને કોટી કીધી અને તેમનાં સુખ માટે પર-વરદેગારની પ્રાર્થના કરી પેટીમાં જે ૪૦૦ રૂપીઆ બાકી રહેલા હતા તેમાંથી રૂ ૨૦૦ મારા ખીસામાં મુક્યા. મારે કેહેવું જોઇએ કે પેલો મારો છાકટો સસરો તે વખતે પોતાના ઓરડામાં બેઠો હતો અને બ્રાન્ડીના ગલાસ પે દર પે ઉઠાવતો હતો. ચાલીમાંથી પસાર થતાં મારાં પગલાંનો અવાજ તેણે સાંભળ્યો જેથી હું ક્યાં જતો હતો તે તેણે મને પુછ્યું.

જેના જવાબમાં મેં જણાવ્યું જે હું મોહોલ્લામાં બીડી પીવા જતો હતો, અને તેમ કરવાનો મારો રાબેતો હતો એટલે તેણે ને ખરૂં માન્યું. તે પછી બીજી રાતે તો દરિયામાં પ્રવાશ કરતો થયો, મારા સામાનમાં ખોડવાના ઓજાર અને ગજવામાં રૂ ૪) શિવાય બીજું કાંઇ રહેલું ન હતું."

"અને મેલબોરન ગયા પછી તમે ફતેહ પામ્યા?" મીસ મૉર્લીએ પુછ્યું.

"ફતેહ પામ્યો, પણ તે ઘણી નિરાશી અને અત્યંત રંજ પછી. ઘણી વેળા મને તાઢના લખલખાં ચઢી આવતાં. કેટલાક દિવસ સુધી હું આજારી પડેલો અને મારૂં ઠેકાણું ન હતું. તાવનો ભરેલો છતાં સરદીની જગામાં દહાડો ને રાત જમીન ખોડતો હતો. આખરે નિરાશ બની વતન તરફ પાછો ફરવાને નીકળ્યો પણ વળી તેજ ખોડેલા ખાડામાં એકવેળા વધુ નસીબ અજમાવા પાછો ગયો. થંડી અતિશય પડતી હતી; ધુંમસનો સુમાર ન હતો, વરસાદના છુટા છવાયા છાંટા છળછળ છટકતા છતાં તરબોર હાલતે ગરદન સુધી કાદવ અને મતોડાંમાં દાખલ થઇ, અડધા ભુખમરાની હાલતે–તાવથી તદન નાતવાન બનેલો—સંધિવાથી અડેલો–છતાં મારી કોદાળીથી એક સોનાનું ચોસલું ઉઠલાયું અને સોનાનો મોટો થડો મારે હાથ લાગો. એક પખવાડ્યામાં તો તે સંસ્થાણીઓમાં હું સૌથી માતબર ગણાયો. સેતાબી કરતો સીદની તરફ હું ગયો; મળેલું સોનું વેચ્યું, જેના બે લાખ રૂપીઆ ઉપજ્યા એટલે બીજા પખવાડ્યાંમાં તો આ વ્હાણમાં ઇંગ્લંદ જવા બેઠો; અને દસ દિવસમાં–માત્ર દસ દિવસમાં હું મારી વ્હાલીને મલીશ."

"પણ એટલા વખતમાં તમે તમારી ઓરત ઉપર એકબી કાગલ લખ્યો નહિં?"

"માત્ર એકજ વખત અને તે પણ આ વ્હાણ ઉપરવાને એક અઠવાડયું આગમચ. મારી હાલતનું કાંઇ ઠેકાણું નહિ એટલે લખું તે શા માટે? હાલત સુધરવાની રાહ જોતો રહ્યો અને તેમ બન્યું ત્યારે મેં તેણીને લખી વાળ્યું કે કાગજ પહોંચતાંજ હું પણ લન્દનમાં જઇ લાગીશ અને તેણીએ ત્યાંનાં ફલાણું કાવાખાણામાં મારી ઉપર કાગલ મોકલવો અને ક્યાં તેણીને મળવું તે જણાવવું."

રાતનો વખત થવાથી તેઓ પોત પોતાની જગાએ જતાં હતાં એટલામાં જ્યૉર્જ બોલ્યો, "મીસ મોર્લી, અગર હું ઇંગ્લંદ ગયા પછી મારી બાયડીને લગતા માઠા સમાચાર સાંભળીશ તો જરૂર મને મુવેલો સમજવો."

"વાહાળા તાલ્બોયસ એવો વિચાર શા માટે તમે કરો છો? ખોદા સર્વેનો નેગેહબાન છે. તે આપણી સહન શક્તિ ઉપરાંત આપણને દુઃખ દેતો નથી. મારે પોતાને માટે તો મને સઘળું ઉદાસ દેખાય છે કારણ કે ઘણે લાંબે વખતે હું ઇંગ્લંદ પાછી ફરૂં છું; અને એવા લાંબા વખતમાં ઘણી ફેરફારો બની શકે."

"હું સોગંદ લઇ કહું છું, મીસ મોર્લી," તે બોલ્યો, "કે આજ સાંજરે તમે મને કહ્યું ત્યાં સુધી મને જરા બીક લાગતી ન હતી; અને હવે મારે હૈડે તમે એક કલાકેકની વખતપર દેખાડી તેવી કાંઇ ધાસ્તી લાગે છે. મેહેરબાની કરી મને એકલો રહેવા દો કે તેને હું વિસારી મેળું."

તેણી ગુપચુપ તેની આગળથી દુર થઇ, અને પાણી તરફ નજર કરતી વ્હાણની બાજુએ બેઠી.

---

## પ્રકરણ ૩ જું.

## છુપાવેવો નસો.

ઑદલી કોર્તની ઘડિયાળમાં સાંજના આઠનો ટકોરો થયો હતો ઘરનું પાછળે બારણું ઉઘડયું અને એક છોકરી બાગમાં બહાર આવી. તેણી કાંઇ ખુબસુરત ન હતી, પણ તેણીનો દેખાવ દિલપઝીર હતો. તેણીનો પોષાક સાદો હતો. તેણીમાં ગ્રહસ્થ લોકી રીતભાત હતી. તેણુ માત્ર એક સાદી ઓરત હતી અને ફીબ માર્કસ નામ ધરાવતી હતી. તેણુ મી૰ ડૉસન તબીબને ત્યાં આગળ આયા હતા? તેણીને ઑદલી બાઇએ પોતાની દાસી તરીકે રાખી હતી.

અલબતાં તેણી હાલની હાલતમાં ઠીક હતી; કારણ કે તેણીને હાલનો પગાર ત્રણ ઘણો અને કામ ઘણું હલકું હતું; અને તેટલા માટે તેણીના બીજા સાથીઓ તેણીની અદેખાઇ કરતા હતા.

તેણી પછવાડે બાગ માંહેલા એક કુવા આગળ ગઇ જ્યારે ત્યાં આગળ બેઠેલો એક મરદ સેતાબી કરતો ઉઠયો. તે તેણીનો હાથ પકડી બોલ્યો, "ઓહો, થીબ, તું એટલી ઓચિંતી અને આસ્તે રહી આવી કે હું તને ભૂત સમજ્યો. હું કામથી ફારેગ થઇ જરા અહિં આસાએશ લેવા આવ્યો અને પછી તારી ખબર લેવા આવવાનો હતો એટલામાં તુંજ અહિં આવી લાગી."

"લ્યુક, મારા ઓરડાની બારીએથી મેં તને કુવા આગળ બેઠેલો દીઠો, તેથી તારી આગળ બે ઘડી વાતમાં વખત ગુજારવા આવી છું.

તે ગામડીયો કદાવર અને ગાંડો ઘેલો વગર ૨૩ ની ઉમ્મરનો હતો. ગાલ તેના ગોલાબી, વાળ લાલ રંગના, અને ગરદન ગોધા જેવી.

પેલી છોકરી તેની નજદીક તેની ગરદન ઉપર પોતાનો રૂપેરી હાથ નાખી બેઠી.

"તું મને જોઇને ખુશી છે, લ્યુક?" તેણીએ પુછ્યું.

"અલબતાં, હું ખુશી છું."

"પણ તું ખુશી થયો હોય એમ દેખાતું નથી. મારી તરફ જો, લ્યુક, અને મને જણાવ કે મુસાફરીથી મારા ચેહેરામાં ફેરફાર થયો છે?"

"પણ ને મુસાફરીથી તારા રોક્ષાર ઉપર કાંઇ રતાશ આવી નથી. તું તો જેવી ને તેવી ફિક્કી ફચ દેખાય છે."

"પણ કેહેતી છે કે મુસાફરીથી લોકો ગ્રહસ્થની હાલતમાં ફેરવાઇ જાય છે; લ્યુક, હું મારી બાઇ સાથ યુરોપખંડ તરફ ઘણી જગાએ ફરી આવી ત્યાંની રીતભાત શીખી છું. જ્યારે હું નાની હતી ત્યારે હોર્તન સાહેબની બેટીએ મને ફ્રેંચ ભાષા થોડી શિખવી હતી જેથી યુરોપ તરફ લોકો સાથ વાત કરતાં મને ખુશી લાગી હતી."

"રીતભાત! રીતભાત સાથ આપણને શું કામ છે; તને ગ્રહસ્થ બનવાને કોણ કહે છે? વલી ફ્રેંચ શું અને વાત શું? મારી બૈરી થયા પછી તને ગ્રહસ્થપણાનું શું કામ? ત્યારે તને ખેતરમાં ગાય આગળ ફ્રેંચ બોલી બોલવાની છે કે?"

આ સખુન તેનો આશક કાઢતો હતો ત્યારે તેણીએ પોતાના હોઠ કચકચાવ્યા, અને લાંબે નજર કીધી. કેટલોક વખત સુધી તેઓ ખામોશ રહ્યાં, પણ લગાર ઠોભીને તે બોલી,—

"મીસ ગ્રેહેમની માફક ચાકર નફર, દાસી, ગાડી ઘોડા અને આપણાં સુખની કાલજી રાખનાર ઘણાં સાથ મુસાફરી કરવામાં કેવી મજાહ પડે!"

"અલબતા, પુરતા પૈસો હોય તો મજ્જહતો ઘણી પડે, અને તેથીજ હું આશા રાખું છું કે પૈસો સંગ્રહ કરવાની તું ચેતવણી લેશે."

"પણ ત્રણ મહિનાની વાત ઉપર તેણી મી૦ ડૅાસનના ઘરમાં શું બિસાદ ધરાવતી હતી? તેણી મારી માફક એક દાસી હતી. પગાર લઇ તેમને માટે વૈંઠ કરતી હતી. તેણીનાં ચીંઠડેહાલ કપરાં તેં દીઠા હશે. કેટલાં ઠીંગરાં, કેટલા સાંધા, કેટલા આંધરાં અને કેટલાં વળ. તેણીનો તે વખતે જે પગાર હતો તે કરતાં હાલ મને તેણી વધારે આપે છે. વળી જ્યારે તેણી મી૦ ડૅાસનના ઘરમાંથી અહિં આવી ત્યારે તેણીની

પાસ થોડાક સોનાંના અને થોડાક રૂપાના સિક્કા હતા. જે તેણીને પોતાના ચઢેલા પગારોના મળ્યા હતા; અને હવે તેણીના હાલ જુઓ!"

"તેણીની કાંઇ દરકાર કર ના શીબ," લ્યુક બોલ્યો, "તું તારી પોતાની સંભાળ લે; અને એટલુંજ બસ. આપણે એક દારૂની દુકાણ ચલાવ્યે તો કેમ? એવાં દારૂખાણાંમાંથી ઘણું કમાવાનું છે."

તે છોકરીની નજર હજી ઘર તરફજ હતી; તે ઝાડોમાંથી ડોકયાં કરી તે ભણી જોતી હતી. ત્યાં નજર કરતી તેણી બોલી, "લ્યુક, આવ હું તને મારી બાઇનું ઘર દેખાડું. બહારથી તો તે પડી ભાગેલાં જેવું દીસે છે, પણ અંદરનો તેનો સણગાર તારે જોવો જોઇએ. કેવી છબીઓ, કેવા મોટા મોટા આરસાઓ! તે સર્વ સીલીંગથી તે ભોંય સુધી લાગેલા. સીલીંગના રંગ પછવાડેજ માત્ર હજારો રૂપ્યા ખરચાયા છે એવું મને કારભારીએ કહ્યું છે અને તે સઘળું ફકત એકલી બાઇ સાહેબને ખાતર."

"પોરી ભાગ્યશાળી તો ખરી." લ્યુક હાથ સાથ ચેરાં કાઢતો બોલ્યો.

"બહાર અમે ગયાં ત્યાં તું જો જોતે તો કેટલા ગ્રહસ્થો તેણીની આગળ ભમે પણ સર મીચલ તેની જરા અદેખાઇ નહિ કરે. તે ઉલટો લોકો તેણીની ઉપર એટલું ધ્યાન આપે તેથી ખુશી થાય, અને તેણી કેવી લોકો સાથ હસે અને મોટે મોટે વાત કરે! લોકો જેમ તેણીને આદરમાન આપે તેમ તેણી પાછી મીઠા દેખાવ સાથ લોકોને નમે. તેણી જ્યાં પગ મુકે ત્યાં લોકોને તેણીનું હડખું લાગે. તેણીનું ગાવું, નાચવું, વગાડવાનું, રંગવાનું, મીઠું હસવાનું, અને સર્વ કરતાં તેણીનાં રૂપેરી ઝુલફાં! સારાઉંસ અમે જેટલો વખત એક જગા ઉપર રહીએ તેટલો વખત લોકો બસ તેણીનીજ વાત કરે."

"આજ રાત્રે તેણી ઘરમાં છે કે?"

"ના, તેણી સર મીચલ સાથ બહાર જમવા ગઇ છે. તેમને સાત આઠ માઇલ ઉપર જવું છે તેથી રાતનાં અગીઆર વાગતા પેહેલાં તેઓ પાછાં ફરી શકશે નહિ."

"ત્યારે તો મને ઘરનો ભપકો જોવા ગમે છે."

"સારૂં, ત્યારે મીસીસ બારતન, ઘરની કારભારી, તને નજરથી ઓળખે છે, એટલે તને કેટલાક અતિશોભિતા ઓરડાઓ જોવા દેવાને તેણી ના પાડશે નહિ."

તેઓ બાગમાંથી ઘર તરફ ચાલ્યાં ત્યારે લગભગ અંધારૂં થવા આવ્યું હતું. તેઓ ચાકરોના ઓરડા આગળથી ગયાં જ્યાં એક બાજુ ઉપર મીસીસ બારતનનો ઓરડો હતો. ત્યાં શીબ ગઇ અને પોતાના પિ-

ત્રાઇને ઓરડાઓ દેખાડવાની રજા મેલવી જલદી પાછી ફરી. તેણીએ એક દિવો સળગાવી પોતાના હાથમાં લીધો. તે ગંજાવર ખાલી ઘરમાં ચાલતી વખત લ્યુકના બુટનો અવાજ થતો જેથી તે પોતેજ ચોંકતો હતો.

"ફીબ, આ જગા તો નવરી મોત જેવી ભયભીત છે. મેં ઘણી વખત સાંભળેલું છે કે અહિં આગળા વખતમાં ઘણાં ખુન થતાં હતાં."

"એમ તો ખુન આ વખતમાં તે કયાં નથી બનતાં?"

તેણી એક દાદરા ઉપર ચઢી. તેણીની પુઠે લ્યુક પણ હતો. તેઓ એક મોટાં દિવાનખાણામાં દાખલ થયાં. ત્યાંના જડાવદાર રાચરચીલાં અને રંગ બેરંગી ગાલીચા તથા મખમલ અને સાતીનના પડદા વગેરે જોઇ લ્યુક તો ત્યાં દંગ થઇ ઉભો. ત્યાંથી તેઓ સવારના ઓરડામાં ગયાં ત્યાં ભાતભાતનાં રંગીત ચિત્ર બેમુલી ફ્રેમોમાં જડેલાં દીપતાં હતાં. ત્યાંથી તેઓ ભેટ લેવાના ઓરડામાં ગયાં જ્યાં તેણી પોતાના માથા ઉપરથી બતી ધરી ઉભી. ત્યાં તો પેલો દેહેકાણી ડાચાંવકાશી ઊંઘાડા ડોળા સાથ આજુ-બાજુ સાવધની માફક નજર ફેંકતો બોલ્યો,—

"અરે આ જગા જેવી તો બીજે કોઇ નહિ હશે અને એને સ-ણુગારતાં લખો રૂપ્યા ખરચાયા હશે."

"પણ દિવાલ ઉપરની આરસીઓ તરફ તો જો. એવું કહેય કે એજ એક મોટી દોલત છે." એક બારણાં ઉપર નાંખેલો લીલાં કપડાંનો પરદો ઉઠાવતાં તેણી બોલી, "અને આ મારી બાઇ સાહેબ, જેણી એક વેળા માત્ર મીસ ગ્રેહેમ કહેવાતી હતી, તેણીનો ઓરડો છે."

"મારો વિચાર થાય છે કે તેણીનું સઘળું ઝવેરાત તને દેખાડું; પણ તેણી હંમેશ ચાવી પોતાની સાથે રાખે છે. પેલી ઝવેરાતની પેટી કપડાંની તેબલ ઉપર છે. તેમાં લાલ–હીરા–માણેક–મોતી અને રત્નો છે. મને મારી બાઇનાં આ કપડાંની ઘરી કરવાની છે. વાસ્તે જરા તું પેલી ખુરશી ઉપર બેશ હું હમણાં તારી આગળ આવું છું. તેણી એક બદનની ઘડી કરતી હતી એટલામાં ખરંગ દઇ કુંચીનો જુમખો તે ખીસામાંથી અફલાઇ પડયો.

"અરે લે. મારી બાઇ સાહેબ તો કુંચીનો ઝુમખો મુકી ગયાંછે. તને ભાવતું હોય તો ઝવેર કામ હું તને બતાવું."

લ્યુક ખુરશી ઉપરથી ઉઠતો બોલ્યો, "ઠીક, જરા મને જોવા દે." તેણે બતી હાથમાં ધરી. જ્યારે લ્યુકે પેટી ઉઘાડી તે જોતાંજ તેના દિલમાં અદેખાઇ અને ઇચ્છાનું દુઃખ ઉત્પન થયું. તે પોતાના હાથમાં

એક ઝવેરાતની પોંચી લઇ બોલ્યો "અરે એ માંહેલું આ એકજ નંગ આપણને દુન્યામાં માતબર કરી નાખવાને બસ છે"

"કેમ ડયુક, મુકી દે! જલદી મુક! એવી વાતો કેમ તું કરેછે?"

તેણે પોંચી આણાકાણી સાથ પાછી તેણી જગાએ મુકી દીધી.

"આ શું છે?" તેણે તે પેટીમાંની એક પિત્તલની ચાંપ તરફ આંગલી કરી પુછયું; અને પુછતી વખત તે દાબી એટલે મખમલના અસ્તર સાથનો એક છુપો વકોરો તેમાંથી બહાર નિકળી આવ્યો.

"અરે આ જો!" પોતે કરેલી શોધ માટે ખુશી થતો ડયુક બોલ્યો.

"પણ આ વકોરો તો મેં આગળ કદી દીઠો ન હતો. કોણુ જાણે એમાં તે શું હશે!"

તેમાં કાંઇ ઘણું ન હતું; નહિ સોનું કે નહિ ઝવેરાત; માત્ર એક બચ્ચાંનાં ગુડેલાં બુત કાગલમાં વિટાળેલાં, અને રૂપેરી પીળા વાળાનું એક ગુચરૂં, દેખીતું કોઇ બાળકના માથા ઉપરથી કાપી લીધેલું એ તપાસતાં ફીબની કાબરચીતરી આંખ તકોતક ફરવા લાગી.

"હં! મારાં બાઇ સાહેબ પોતાનાં છુપાં વકોરામાં આ જીણસો સાંતી રાખે છેની?"

"પણ એવી નેહેસ્ત ચીજોને આવી જગામાં સાંતી રાખવામાં ભારે અજાયબી છે."

"તું સાહેદી રહેજે, એ ચીજોને મેં કયાં જોઇ." ફીબ બોલી.

"કાં ફીબ, તું એવી મૂર્ખ નહિ હોય કે એવી ચીજો લેવાની તું ઇચ્છા કરે."

"પેલી ઝવેરની પોંચી જેની તેં ખાહેસ્ત કીધી તે કરતાં એ ઘણી કિમ્મતી જીણસો છે," તે "બોલી, આપણને એથીજ દારૂનું દુકાણ રાખવાનું બની આવશે."

---

## પ્રકરણ ૪ થું.

રોબર્ત ઑદલી એક જુવાન બેરીસ્તર હતો પણ કોર્તનું કામ કરતો ન હતો. તે એક ખુબસુરત, આળશુ, અને બેપરવા શખસ હતો. તેની ઉમર વરશ ૨૭ની હતી; અને તે સર મીચલના નાના ભાઇનો એક પુરો બેટો હતો. તેનો બાપ તેને માટે વરસ દહાડે ચાર હજાર રૂપ્યા બ્યાજ ઉત્પંન થાય એટલી દોલત વારસામાં મુકી ગયો હતો. તેને શિકારનો ઘણો શોખ હતો, અને શિકારગાહમાં તેહેમતન રૂસ્તમના જેવો તીરનદાઝ હતો. તેનો ઘોડો રૂસ્તમના દેલાવર રખસ જેવો જોરમંદ હતો.

રોબર્ટ પોતના કાકાનો માનીતો હતો; અને તેની પીત્રાઇ બીબી એન્ટોનીશીઆ ઑડલીને તે જરા પણ અણગમતો ન હતો. તે સુંદર નાજુકનો ચેહેરો જીપસી ઓરતને મળતો આવતો હતો. તેણીના જેવી દોલતમંદ વારેસની મોહોબ્બત પોતા ઉપર સંપાદન કરવાની કોણ તજવીજ કરવાને ચુકે; પણ રોબર્ટને બાબમાં તે વિશેની બેદરકારી તો ખરેખર હતી. તેણી વિશે તે એટલુંજ જાણતો હતો કે તેણી એક ભલી, ખુશમીઝાજી અને ફેલ તથા પાખંડ વગરની છોકરી હતી. વળી પોતાના કાકાની બેસુમાર દોલતનું તો તેને જરા પણ ભાન હોય એવું તેની રીત ઉપરથી જણાતું ન હોતું. વળી તેને કોઇ દહાડે એવું સ્વપ્નુ પણ આવ્યું ન હતું કે તે સેવટે એ મોટી દોલતનો ધણી થવાનો હતો. એક દહાડે વસંતરૂતુની સવારમાં ટપાલનો સિપાઇ તેને માટે સર મીચલ અને લેડી ઑડલીના લગનનાં કાર્ડ તથા તે સાથ તેની પિત્રાઇ તરફનો પત્ર લઇ આવ્યો. તે પત્રમાં તેણીએ પોતાનો ઘરડો બાપ તેણીનાજ જેટલી નાની પણ અતિ રૂપાળી છોકરી પરણી લાવ્યો હતો તે બાબે તેને લખી જણાવ્યું હતું. આ પત્રો મળતાં રોબર્ટ ઑડલીને કાંઇ અચરતી યા દિલગીરી ઉત્પન થઇ નહિ. પત્ર અને કાર્ડ વાંચ્યા પછી તે બન્નેને તેણે કચરાના ટોપલાને સ્વાધીન કર્યાં.

"મને હંમેશ એવો વિચાર હતો કે ઘરડો બુઢ્ઢો પરણ્યા વગર રહેશે નહિ," તે મનમાં બડબડયો, "પણ ઍલેશીઆ અને આ નવી ઑડલી બાઇ અકેક સાથ છરી ચુલ્યાની વાત રાખવાનાં."

જે રાત્રે ફીબીએ પોતાના પિત્રાઇને લેડી ઑડલીનું ઝવેરાત દેખાડયું તેની બારવણે બપોરના બારને સુમારે આ બારીસ્તર કાંઇ કામસર એંકમાંથી બહાર નીકળી ઘેરે પાછા ફરતાં બગીચાની ગદ જોતો ઉભો હતો જ્યારે તેનીજ ઉમ્મરના એક જુવાન શખસના ધસારાથી તે જમીન ઉપર પડયો.

"અરે ભાઇ, જરા આગળ જોઇને તો ચાલ! માણસોને આચકા મારી તેમના ઉપરથી ચાલી જવાનું તારૂં કામ હોય તો તેમને આગમચથી ચેતાવ કે તેઓ તારા રસ્તેથી દુર રહે."

પેલો બેગાણો મરદ અચિંતો ઉભો રહયો, બોલનાર તરફ બારીકીથી જોતો રહયો અને પછી દમ ભરી ઉભો.

"બૉબ!" ભારે અચરતી દેખાડતી ઢપમાં તે બોલ્યો, "ગઇ રાત્રેજ મેં બ્રિટિશ જમીન ઉપર પગ મુકયો છે અને તને અહિં મળીશ એ કેવું સારૂં સરજ્યત!"

"મારા દાઢીવાળા મિત્ર," મી૦ ઑડલી બોલ્યો, "મને યાદ છે કે

મેં તમને આગળ દીઠા હતા; પણ સોગંદ લઇ કહું છું કે ક્યાં અને ક્યારે તે હું કહી શકતો નથી."

"શું તું એવું કહેવા માગે છે કે જ્યૉર્જ તાલ્બોયઝને ભુલી તું ગયોછે?"

"ના, હરગેઝ નહિ!" રૉબર્ત તેનો હાથ ઝાલી તેને બેંકના કમ્પાઉન્ડમાં લઇ જતો બોલ્યો, "પણ હવે મને સઘળું તારી મુસાફરી વગેરે બાબે બે સખુન કહે."

જ્યૉર્જ તાલ્બોયઝે તેને પોતાનો સઘળો હેવાલ કહ્યો. વળી તેણે એટલુંબી જણાવ્યું કે તેની પાસ તેનાં ગજવામાં આસ્ત્રેલીઅન નોટો હતી અને તે સઘળી બેંકમાં મુકવા માંગતો હતો.

"હું તો હમણાંજ બેંકમાંથી બહાર આવ્યો છું, અગર તારી મરજી હોય તો ફરીથી તારી સાથ આવી તારૂં કામ કરી આપું."

તેઓ બન્ને બેંકમાં ગયા. સઘળું કામ આતપતાં તેમને પા કલાક લાગો. તે કીધા પછી રોબર્ત તેને લઇ પોતાના ઉતારા તરફ જવા માંગતો હતો પણ જયોર્જે તેને અટકાવ્યો અને કહ્યું કે તેણે એક્સપ્રેસ ત્રેનમાં લીવરપુલથી ઉએસ્તમીનસ્તર ખાતે બીજ્જ ઓતમાં ચોકસ કાવાખાણામાં જવું છે કે જ્યાં તે પોતાની ઓરત તરફનાં પત્રની વકી રાખે છે.

"ચાલો ત્યારે આપણે સાથે જઇએ," રોબર્તે કહ્યું, "જયોર્જ તને બૈરી છે, એ કેવી હસવા સરખી વાત!"

મુસાફરીના દરમ્યાનમાં જયોર્જે પોતાના મિત્ર સાથ બીજી વાતચીતમાં આ પ્રમાણે બોલ્યો, "બાબ, તેમ્ઝ નદીના કિનારા આગળ હું એક વજીફો લઇશ. તેમાં હું, મારી બાયડી, અને દિકરો રહેશું; અને આપણે એક મછવો ભાડે રાખશું કે જેમાં આપણી સામે બેસી મારી ઓરત પોતાના મધુર કંઠે ગાયન ચલાવશે અને તે સીતાર ઉપર ઉતારશે."

ઉએસ્તમીનસ્તરના પોર્તરો તેનો એવો ચેહેરો જોઇ અજાયબ થયા પણ જ્યારે તેઓએ તેને પિછાણ્યો કે તે લશકરમાં હતો ત્યારે હંમ્મેશ તે કાવાખાણામાં આવતો હતો ત્યારે તેઓ તેનો હુકુમ બજાવવા તુર્ત દોડી ગયા. તેણે કાંઇ બીજું માગ્યું નહિ, ફકત સોદાવાતરની એક શીશી. પણ તેણે જાણવા માગ્યું કે જયોર્જ તાલ્બોયઝના નામનો કાગલ તેઓને મળ્યો હતો કે નહિ. તેને માટે સોદાવાતર આણવામાં આવ્યો પણ કાગલ વિશે તેઓએ ના કહી, જે સાંભળતાં જ્યોર્જનો ચેહેરો ઉજરો પુની જેવો થઇ ગયો.

"તાલ્બોયઝ" તે બોલ્યો, "કદાચ તેં નામ ખુલ્લું સાંભળ્યું ન હશે—તા—લ—બો—ય—ઝ, જા હવે અને ફરીથી તપાસ; પત્ર હોવો જોઇએ."

તે માણુસ પાછો ફર્યો અને બોલ્યો કે માત્ર ત્રણુ પત્ર છે—સેન્દરસન–બ્રાઉન–અને પીન્ચબેક; પણુ તાલ્બોયઝ નામનો પત્ર મુલે નથી.

તે જુવાને સોદાવાતર પીધો અને પછી તેબલ ઉપર પોતાના હાથનાં કોપરીઆં ટેકવી હથેલીમાં મોઢું ઢાંકી વિચારમાં બેઠો. તેનો એવો દેખાવ જોઇ રૉબર્ત ઑદલીને લાગ્યું કે આ નજીવી નાસીપાસીથી તેના મિત્રને ભારે દુઃખ લાગું હતું. તે તેની સાંમે બેઠો પણુ એક સવાલ પુછવાની તેણે હિમ્મત ચલાવી નહિ.

થોડીક વારે જયોર્જે ઉંચે જોયું; અને તેબલ ઉપર પડેલાં વર્તમાન પત્રમાંથી તેલથી ખરડાયલું એક લઇ ખાલી નજર તેના પેહેલા સફા ઉપર કીધી. તે માંહેલી એક લીટી પણુ વાંચ્યા વગર ઘણીવાર સુધી તેણે તેની તરફ જોયા કીધું પણુ ઓચિંતો તે ઉઠયો અને તેમાં છાપેલી એક લીટી ઉપર આંગળી કરી રોબર્તને તેણે બતાવી કે જે આ પ્રમાણે હતી:—

"ચાલતા માસની તા૦ ૨૪ મી, ઉવ્હાઇત ટાપુ ખાતે વેન્તનોરમાં હેલન તાલ્બોયઝ, ઉમર વરસ બાવીસની."

---

## પ્રકરણ ૫ મું.

### વેન્તનોર ખાતે લેખ પથ્થર.

હા! સાફ લખેલું હતું—"હેલન તાલ્બોયઝ, ઉમ્મર વરશ બાવીસ." આટલું બોલતાં તેનું લોહી બંધાઇ આવ્યુ–તેનો ચેહેરો ફિક્કો પડી ગયો; અને લાચાર હાલતના દેખાવે પોતાના મિત્રના ચેહેરા સામું તે જોતો રહ્યો.

આ ઓચિંતા ગજબથી તેના કાન સુન મારી ગયા હતા તેનાં મનની એવી વિચિત્ર અને ઘભરાયલી હાલતમાં પોતા ઉપર શું બન્યું હતું તેનો તથા **તાઇમ્સ** પત્રમાંથી એક લાઇન પોતા ઉપર એટલી અસર કેમ કરી શકે તેનો વિચાર કરતો તે બેઠો.

રફતે રફતે આ કઢંગો વિચાર પણુ તેના ઉપરથી દુર થયો, અને તેના બદલામાં બહારની ચીજોની દુઃખદાયક લાગણી ઉત્પન થઇ.

આગસ્ત મહિનાનો તાપ; ધુળથી ભરેલા બારીના તકતા અને વીની જર; ખાલી સગડી; એક બોરકાં માથાંનો ઘરડો "મોરનીંગ એદવરતાઇઝર" વાંચનો બેઠેલો; અને રાબર્ત ઑદલીનો ખુબસુરત ચેહેરો તેની તરફ દયાળી લાગણીથી જોતો હતો;—એ સઘળા દેખાવોનું જયોર્જને કાંઇ ભાન આવતું અને તેઓ વળી ગેબ થઇ જતા.

એક અંધારી સાંજરે તેણે પોતાની આંખ ઉંચાડી. જે ઓરડામાં

તે હતો તે ચુપ અને થડકતો હતો. માત્ર દુરની ગાડીના ખડખડાતના અવાજથી ત્યાંની ચુપકીદીમાં ખલલ થતી હતી.

પોતાની આસપાસ ગંભીરાઇ પણ અજાયબી સાથ તેણે નજર કીધી. તેનો જુનો મિત્ર, રોબર્ત ઑડલી, શીગાર મોમાં રાખી તેની બાજુમાં બેઠો હતો. જ્યોર્જ એક ઉઘાડી બારીની સામે લોખંડના એક નીચા પલંગ ઉપર બેઠેલો હતો, બારી આગળ ફુલનાં કુડાંનો માચરો અને બે કે ત્રણ પક્ષિના પાંજરાં હતાં.

"ચીરૂત પીવાની તને કાંઇ દરકાર નથી, જ્યોર્જ નહિ વારૂ?" તેના મિત્રે આસ્તે રહી પુછયું."

"નહિ."

તે ફુલ અને પક્ષીઓ તરફ નજર કરતો થોડોક વખત બેઠો જ્યારે અસ્ત પામતા સૂર્ય આગળ એક પક્ષી સરોદ કાઢતું હતું.

"પક્ષિઓથી તને હરકત થાય છે, જ્યોર્જ? એમને ઓરડામાંથી બહાર લઇ જાઉં!"

"ના, હું તેમનું ગાયન સાંભળવાને ખુશી છું."

રૉબર્ત ઑડલીએ તેની પાઇપમાંથી રાખ ખંખેરી નાખી, અને બીજા ઓરડામાં જઇ સ્ત્રાન્ગ ચાહનો પ્યાલો તેને લાવી આપ્યો.

"આ પી, જ્યોર્જ," તેના આગળ એક તીપઇ ઉપર ચાહનો પ્યાલો મુકતો તે બોલ્યો: "એથી તારાં મજજને ફાયદો થશે."

તે જુવાન માણસે જવાબ દીધો નહિ, પણ આસ્તે રહીને ઓરડાની આસપાસ અને પછી પોતાના મિત્રના ગંભીર ચેહેરા તરફ નજર કીધી.

"બાબ," તે બોલ્યો, "આપણે કયાં છિયે?"

"તેમ્પલમાંના મારા ઓરડામાં. તારૂં પોતાનું રેહેઠાણ નથી તેથી જ્યાં સુધી તું શેહેરમાં રહે ત્યાં સુધી અહિંજ રેહે."

જ્યૉર્જે પોતાના કપાલ ઉપર બે ત્રણ વેળા હાથ ફેરવી કહ્યું, "બાબ, આજ સવારે પેલું વર્તમાનપત્ર, તે શું હતું?"

"તે ઉપર તું હાલ કાંઇ ધ્યાન પહોંચાડ ના, દીયર; થોડી ચા પી."

જ્યૉર્જ અધિરાઇથી પલંગ ઉપર ઉભો થયો અને બોલ્યો, "હા, હા, મને બધું યાદ છે. હેલન, મારી હેલન! મારી મોહોરદાર, મારી લાડકી, મારી એક પુરી મોહોબત! મુઇ! મુઇ!"

તેનો હાથ આસ્તે રહી પકડીને રોબર્ત બોલ્યો, "જ્યૉર્જ, યાદ રાખ મારા બોલ કે જે શખસનું નામ તેં વર્તમાન પત્રમાં વાંચ્યું તે તારી બાયડી ન હોય. એતો કોઇ બીજી હેલન તાલબોયઝ હશે."

"ના, ના, તેણીની ઉમ્મર મળતી આવે છે, અને વળી તાલ્બોયઝ નામ કાંઇ સાધારણ નથી."

તેણે રૉબર્તનો હાથ ખસાડી નાખ્યો અને પલંગ ઉપરથી ઉઠીને લાગલો તે બારણા તરફ ચાલ્યો.

"ક્યાં જાય છે?"

"વેન્તનોરમાં, તેણીની કબર જોવા"

"આજ રાત્રે નહિ, આજે નહિ, જ્યૉર્જ કાલે આપણે બન્નો પેહેલી ટ્રેનમાં બેગા જઇશું."

રૉબર્ત તેને પકડીને પાછો પલંગ ઉપર લઇ ગયો, અને તે પાછો સુતો. બ્રીદજ મોહોલ્લામાના કાવાખાણામાં જ્યારે તે બેભાન થઇ પડયો ત્યારે તેને માટે બોલાવેલા તબીબે જે અફીમની દવા આપી હતી તે આ વખતે રોબર્તે તેને પાઇ, જેથી તે ભર ઉંઘમાં પડ્યો. તેણે એવું સ્વપ્નું દીઠું કે તે વેન્તનોર તરફ પોતાની જુવની અને સુગી પણ ચિમડાયલી ચામડીવાળી ઘરડી, અને સફેદ વાળ વાલી હાલતમાં તથા તેના દીકરાને મોટો થયલો જોવાને ગયો હતો.

બીજી સવારે તે પોર્તસમથ તરફ જતી ખાસ ટ્રેનની પેહેલી કલાસમાં રોબર્તની સામે બેઠો હતો. મધ્યાન બપોરમાં તેઓ રાઇદથી વેન્તનોર પુગા. ગાડીમાંથી ઉતરતાં જ્યૉર્જના લાંબી દાઢી અને ફિક્કો ચેહેરો જોઇ લોકો અજબ થતાં હતાં.

"આપણે હવે શું કરીએ, જ્યૉર્જ?" રૉબર્તીએ પુછ્યું "જે લોકોને તું મળવા માગે છે તેમનો કાંઇ પત્તો આપણી પાસ નથી."

જ્યૉર્જ તો તેની તરફ દુઃખદાયક અને ગભરાયલા દેખાવથી જોયા કરે. મોટો લશ્કરી માણસ એક બચ્ચાં જેવા લાચાર બન્યો; અને રૉબર્ત જે ઘણોજ બાહોશ મરદ હતો તેને માથે સઘળું કામ આવી લાગું.

"આપણે મીસીસ તાલ્બોયઝ જ્યૉર્જ બાબે, કોઇ હોતેલમાં જઇ ખબર કાઢીયે."

"તેણીના બાપનું નામ માલ્દન હતું," જ્યૉર્જ બોલ્યો, "તેણે તેણીને અત્રે મરવા આવવાને બોલાવી જોઇતી ન હતી."

તેઓ કાંઇ પણ વધારે બોલ્યા નહિં. રૉબર્ત એકલો હોતેલ તરફ ગયો જ્યાં તેણે મી૦ માલ્દનનું ઠેકાણું પુછ્યું.

હા, તેઓએ તેને કહ્યું; કપતાન માલ્દન નામનો કોઇ શખ્સ વેન્તનોર ખાતે રહેતો હતો. તેની દીકરી થોડુંકની વાત ઉપર મરણ પામી.

૪

એક માણસ તેનું ઠેકાણું શોધી લાવવા અંદર ગયો. હોતેલમાં ગરદી ઘણી થતી હતી. ત્યાં લોકોનો આવજા ભારી હતો.

જ્યૉર્જ એક થાંભાને અઢેલીને બેઠો. તેનો દેખાવ પાછો બગડેલો જણાતો હતો.

બુરી ખબર! તેની બાયડી, કપતાન માલ્દનની બેટી મરણ પામી હતી. એક માણસે અંદરથી બાહાર આવી તેમને જણાવ્યું કે કપતાન માલ્દન લૅન્દસદાઉન ઝુપડાંઓમાં ના૦ ૪થામાં રહે છે. તેઓને તે ઠેકાણું મળતાં વાર નહિં લાગી. દરિયાની સાંમે તે એક હલકું ઝુપડું હતુ અંદર જઇ ખબર કાઢતાં તેમને એક ઘરધણીઆણીએ જવાબ દીધો કે તે કિનારે પોતાના પૌત્ર સાથ ગયો હતો. તેણીએ તેમને અંદર ઓરડામાં જઇ બેસવા કહ્યું. જ્યૉર્જ સંભાળથી નાના ઓરડામાં તેના મિત્રની પછવાડે ગયો. તેમાં સામાનનું કાંઇ ઠેકાણું ન હતું. જમીન ઉપર બાળકનાં તુટેલાં રમકડાં હતાં, અને વાસી તંબાકુ બારીને મઠાસે ટાંગેલો હતો તેની સોડમ આવતી હતી.

"જુવો!" જ્યૉર્જ એક છબી તરફ આંગલી કરી બોલ્યો. તે તેની પોતાની છબી આગલા પોતાના લશકરી ઓહ્દાની વખતે લેવાડેલી હતી. ચેહેરો ઘણો રૂપાળો હતો. તેની પછવાડે એક ઘોડો પાડેલો હતો. એક માણસને દિલાસો કેમ આપવો તે કામ ઑદલો બેરીસ્તર સારીપેઠે સમજતો હતો. તેણે જ્યૉર્જને કાંઇ ઉત્તર દીધો નહિં; પણ તેની તરફ પીઠ ફેરવી ઉઘાડી બારીએથી બહારનો દેખાવ જોયા કીધો.

કેટલોક વખત સુધી જ્યૉર્જે ઓરડામાં ફરયા કીધું, અને કોઇ કોઇ વખત ત્યાં પડેલી ચીજોને તપાસ્યા કીધી.

તેણીનો સીવવાનો કરંડયો, જેમાં ભરતકામ અધુરૂં પડેલું હતું; તેણીની આલ્બમ; કેટલીક ચોપડી જે તેણે તેણીને આપેલી હતી; અને ઇટલીમાંની તેમની મુસાફરી વેળાએ ત્યાં ખરાદેલાં ફુલો કરમાયલી હાલતમાં.

"તેણીની છબી મારી છબીની જોડમાંજ ટાંગેલી હતી, મને અજાયબી લાગે છે કે તેનું આ લોકોએ શું કરયું?"

અડધો કલાક તેનીથી બોલાયું નહિં.

"આ ઘરની સ્ત્રીને આપણે મલવું જોઇએ; અને તેણીને પુછવું જોઇએ કે–" તેનાથી બોલાયું નહિં; તેણે પોતાનું મોં પોતાના હાથમાં ઢાંકયું.

રૉબર્ટે પેલી ઘરધણીઆણીને બોલાવી. તે સારા સ્વભાવની પણ ઘણી પટપટ કરનારી ઓરત હતી. મંદવાડ અને મોતના દેખાવોની તેણીને આશ્રમ

પડેલી હતી કારણ તેણીનાં ઘરમાં ઘણાક ઉતારૂઓ મરવાને ખાતર આવતા હતા. મીસીસ તાલ્બોયઝની છેલ્લી ઘડીની સર્વે હકીકત તેણીએ તેમને કહી સંભળાવી. તેણી પોતાના મોતની માત્ર થોડા દિવસ આગમચ વેન્તનોર ખાતે કેવી રવેશે આવી હતી તે અને તેણી ત્યાં ગયા પછી રફ્તે રફ્તે કેવી નખાતી થઇ અંતે મરણ પાંમી તે સર્વે હકીકતથી તેમને વાકેફ કીધા. જ્યાર્જને રડતાં જોઇ તેણીએ રોબર્તને પુછ્યું "શું આ ગ્રહસ્થ મરનારનો કોઇ સગો થાય?"

"હા તેણીનો એ ભરથાર લાગે છે."

"એજ! અરે રે તે બીચારીને તેણીનાં બાળક સાથ એકલી છોડી જતો રહેલો તે એજ કે? મને કપતાન માલ્દને પોતાની આંખમાં આંસુ લાવી એ વિશે કહ્યું હતું."

"હું તેને લાચાર હાલને એકલી નાખી જતો નહિં રહ્યો હતો," જ્યૉર્જ બોલ્યો; અને ત્યારપછી તેણે પોતાના ત્રણ વરસના પછાડાની હાલત વિશે તેણીને સઘળું કહી સંભળાવ્યું.

"તેણીએ કાંઇ મારા માટે છે-છેલ્લી ઘડીએ કહ્યું છે?"

"ના, તેણી બીચારી એક મેંઢાંની માફક મુગી મરણ પામી. પેહેલાંતો બીચારી સેહેજસાજ બોલતી હતી; પણ છેલ્લે દિવસે તો એક શબ્દ પણ નહિં; અને પોતાના બાપને કે બળકને પણ ઓળખ્યાં નહિ. તેણીએ એક વખત પોતાની માને યાદ કરી હતી કે તે બિચારી દુઃખી થઇ મરણ પામી હતી."

"મા દુઃખી થઇ પરદેશ મરણ પામી હતી તે તેણીએ યાદ કર્યું પણ મારે વિશે જરાપણ તેણી બોલી નહીં!"

તે ઓરત તેને એક નાની ઓરડીમાં લઇ ગઇ જ્યાં તેણીનો પલંગ દેખાડી તેણી બોલી આ બીછાણું તેણીનાં મોતનું છે. જ્યૉર્જ ઘુટણ ઉપર પડયો અને તેણીના તકીઆને નરમાસથી ચુમી લેવામાં લાવ્યો, જ્યારે ઘર ધણીઆણી પોકેપોક રડી.

જ્યારે તે આ પ્રમાણે ઉભો રહી પોતાની ઓરત માટે પ્રાર્થના કરતો હતો ત્યારે પેલી ઓરતે એક પેટીમાંથી કાંઇ કાઢયું અને જ્યૉર્જને આપી તેણી બોલી, "આ વાળનાં ઝુલફાં મેં તેણીના માથા ઉપરથી જ્યારે તે-ણીની પ્રેતને પેટીમાં મુકી ત્યારે કાપી લીધાં હતાં."

તે વાળ તેણે લીધા અને પોતાના હોઠને આસ્તે રહી લગાડયા. "હા, એજ વ્હાલા વાળને જ્યારે તેણી મારા હાથ ઉપર પોતાની ગરદન

નાખતી ત્યારે હું વારંવાર ચુંબતો હતો; પણ તે વેળાએ એ પેચદાર રહેતા હતા જ્યારે આ સાફ અને સીધા છે."

"મંદવાડમાં એમ બદલાઇ જાય છે, અગર તમારી મરજી હોય તો તેણીની કબર દેખાડવા મારા નાના છોકરાને મોકલું."

જ્યૉર્જ અને રોબર્ટ તેણીની કબર આગળ ગયા. રોબર્ટ ત્યાં જ્યૉર્જને બેસાડી ગયો અને પોતે પા કલાકના વખતમાં પાછો ફરયો. જ્યૉર્જે તુર્તજ તેની તરફ જોયું અને કહ્યું એક ઘોડાફોડો મળી આવે તો આ કબરને પથ્થર જડાવ્યે. તરત ઘોડફોડો આવી લાગો જ્યારે જ્યૉર્જે નીચે પ્રમાણે પોતાના હાથે લેખ લખી આપી તેની પાસે કબર ઉપર કાતરાવ્યા:—

**હેલનની**

યાદને અર્પણ કરેલો,

જ્યૉર્જ તાલ્બોયઝની વ્હાલી ઓરત,

જેની આ જીંદાન છોડી ગઇ,

૨૪ મી આગસ્ત, ૧૮૫૭,—ઉમર વરશ બાવીસ,

જેણીને માટે તેણીનો ભરથાર અત્યંત શોક કરે છે.

---

## પ્રકરણ ૬ ઠું.

### દુન્યાની બહાર, કોઇપણ ઠેકાણે.

જ્યૉર્જ અને તેનો મિત્ર લૅન્દનદોન કાતેજમાં ગયા અને જ્યારે તેઓએ દીઠું કે પેલો જઇફ હજી આવ્યો ન હતો ત્યારે તેઓ તેની શોધ જોઠ કિનારા ઉપર ગયા—જ્યાં થોડોક વખત ઢુંઢ્યા પછી તેઓએ તેને રેતી ઉપર બેઠેલો અને એક વર્તમાનપત્ર વાંચતા દીઠો. એક નાનો છોકરો તેનાથી થોડેક દુર એક લાકડાંની કોડાળી વડે રેતીમાં ખોડતો હતો. તે જઇફની ટોપીએ કાળી ગાજનો કપડાંનો કકડો વિટારેલો હતો તે ઉપરથી પોતાની ઓરતના મરણ બાબે તેને વધુ સાબેતી મળી. જ્યાં જ્યાં તે જતો ત્યાં ત્યાં આ માહતમની નિશાણુ જણાતી હતી. તેની ઓરત મરણ પામી હતી. તે પોતાના સસરા આગળ જઇ પહોંચતાં "કપતાન માલ્દન" કરી તેણે હાંક માર્યો.

તે જઇફે ઉપર નજર કીધી.

"રે ખુદા! શું તું મને ઓળખતો નથી?"

તે કપતાન ચોંકયો અને ગોયા કંઇ બનાવથી તે બીતો હોય તેમ ગભરાયો. તેણે પોતાના જમાઇને પિછાણ્યો.

"મારા વ્હાલા છોકરા, આ તારી દાઢીથી હું તને પેહેલાં ઓળખી શક્યો નહિ. (રોબર્તને) કેમ સાહેબ, તમને આ દાઢીથી એમાં કાંઇ ફરક લાગે છે?"

"રે ખોદા!" તાલ્બોયઝ બોલ્યો, "અરે આ રવેશે તમે મારૂં આદરમાન કરો છો? હું મારી બાયડીને મળવાને અતરે આવ્યો અને મારા આવ્યાની એક અઠવાડયું અગાઉ તેણી મરણ પામી. હું મળવાને આવ્યો છું જ્યારે તું આ રવેશે મારી દાઢી વિશે વાત શરૂ કરે છે,—તું, તેણીનો પિતા!"

"ખરૂં, ખરૂં છે, મારા વ્હાલા દીકરા." તે બુઢો બોલ્યો, "મોટો ગજબ. દુઃખદાયક ગજબ! રે જ્યૉર્જ તું એક અઠવાડયું વેહલો કાં નહિ આવ્યો!"

"હું આવ્યો હોત," તે રડતો બોલ્યો, "તો તેણીને મરવા નહિ દીધી હોત હું મોતની સામે થાત. હા, જરૂર થાત! અરે ખોદા! આ રવેશેતો મુંજ ઉપર ગજબ પડવાનોજ હતો તો મારૂં વ્હાણુજ કાં નહિ તે ઉપરનાં સઘળા જીવડાઓ સહીત નીચે ગયું!"

તે કિનારા ઉપર ફરવા લાગો; તેનો સસરો તેની તરફ પોતાની આંખ લુછતો જોતો હતો, જ્યારે રોબર્ત પોતાનાં મનમાં વિચારતો હતો કે, "જ્યાં છે ત્યાં આ ઘરડો લુચ્ચો છે; એણે પોતાની બેટીને બચાવા ખાતર કાંઇ મેનીજ કીધી નથી, કોણ જાણે શા માટે જ્યૉર્જનો આ જઇફ ડર કરે છે." જ્યૉર્જ અહિતહિં ફરતો હતો ત્યારે પેલો છોકરો પોતાનાં મમાવા આગળ દોડતો ગયો અને તેને બાઝી પડ્યો.

"ચાલો. પપા, ઘર ચાલો, હુંતો થાકી ગયો છું," તે છોકરો બોલ્યો.

આ બાલકનો અવાજ સાંભળતાં જ્યૉર્જનું ધ્યાન તે તરફ ખેંચાયું અને આતુર દિલે તેણે તે બાળક ભણી ઘણીવાર લગી જોયા કીધું.

તેના બાપની માફક તેની આંખ ભુરા રંગની તથા તેના વાળ શુદ્ધ કાળા હતા. તે બાળકને ગોદમાં ઉપાડતાં જ્યૉર્જ બોલ્યો, "મારા બેટા! મારા લાડકા! હું તારો બાપ છું, અને તને મળવાને માટે દેશાવરથી આવેલો છું. તું મને ચાહાશે?"

તે બાલકે તેને હડસેલો મારી કહ્યું, "હું તમને ઓળખતો નથી. હું મમાવાને અને સાઉથેમ્પતનમાં જે મીસીસ મૉન્કસ છે તેણીને ચાહૂં છું."

"જ્યૉર્જીનો ખવાસ એવોજ છે; તે જરા બગડેલો છે, સાહેબ," પેલો જઇફ બોલ્યો.

તેઓ ઘર તરફ ચાલ્યા અને એક વેળા ફરીથી જ્યૉર્જે પોતાની

આગલી વાત કીધી. એક દિવસ આગળ બેંકમાં જે બે લાખ રૂપ્યા મુક્યા હતા તે પણ તે બોલ્યો. આગલો પાછલો હેવાલ પુછવાને તેનું જીગર ચાલ્યું નહિં. તેના સસરાએ તેને એટલું જણાવ્યું કે તેના જવા પછી તેણી સાઉથેમ્પતન ખાતે પોતાનાં બાળક સાથ રહેવા ગઇ. ત્યાં તેણીએ બાળકોને પિયાનો શિખવવાનું કામ ચલાવ્યું જેથી તેઓ સારી હાલતે લાંબો વખત સુધી રહ્યાં; પણ પછવાડેથી તેણીની તનદરોસ્તી લથડતી ચાલી અને છેવટે તેણી મરણ પામી.

"છોકરાનું વ્હાલ તમારી ઉપર ઘણું લાગે છે, "જ્યૉર્જ બોલ્યો.

"હા, હા, ઘણું," તે ઘરડો પેલાં બાળકના વાળ સાફ કરતો બોલ્યો "જ્યૉર્જી પોતાના દાદાને ઘણો ચાહે છે."

"ત્યારે તો એ તમારી સાથ રહેતો સારૂં. મારી દોલતનું વ્યાજ વરસ દહાડે છ હજાર રૂપ્યા થવા જાય છે જેમાંથી જ્યૉર્જીની કેળવણી પાછળ એક હજાર ખરચવા તમે લેજો અને બાકીનું જ્યાં સુધી તે ઉમ્મરે પુગે ત્યાં સુધી વ્યાજે વધવા દેજો. આ મારો મિત્ર ત્રસ્તી થશે, અને એ કબુલ કરે તો એ હવાલો તેનેજ સોંપું છું પણ હાલ તૂર્ત તો એ તમારી સાથ રહેશે."

"પણ જ્યૉર્જ તું પોતે એને તારી સંભાળમાં કાં નહિ લે?" રોબર્ટે પુછ્યું.

"કારણ કે હવે પછી જે પેહેલું વ્હાણ ઓસ્ટ્રેલીઆ તરફ જવા મંડાશે તેમાં હું હંકરાવાનો છું. અહિ રહેવા કરતાં ત્યાં જઇ ખાણુમાં કામ કરવાને મને વધારે ભાવે છે. બસ, હવે સુધરેલી જીંદગી મને શા ખપની, બાબ?"

જ્યૉર્જની આ વાત સાંભળતાંજ તે જઇફનું દિલ ખીલ્યું અને આંખ ચમકવા લાગી.

"મારા ગરીબ છોકરા, હું ધારૂં છું કે તારૂં બોલવું રાસ્ત છે," તે જઇફ બોલ્યો "હું ખરેખરૂં કહું છું કે તું રાસ્ત કહે છે! ફેરફાર, જંગલી હાલતમાં ગુજરેલી જીંદગી, એ સ–સ–સ–સર્વ——" તે વધુ બોલતાં અચકાયો જ્યારે રોબર્ટે ખંટીપણે તેની તરફ ટીકીને નજર કરી અને તેને કહ્યું, "તમે તમારા જમાઇને અહિંથી દુર થયલો જોવાને ઘણા ખંતી દેખાવો છો."

"તેને દુર થયલો! વ્હાળા છોકરા, અરે ના, ના! હું તો માત્ર એની પોતાની ખાતર કહું છું."

"એની પોતાની ખાતર હોય તો તે ઇંગ્લૅન્ડમાંજ રહીને પોતાના ફરઝંદની સંભાળ કરે તો સારૂં," રોબર્ટ બોલ્યો.

"હું તને કહું છું કે હવે કદી તેમ બનશે નહિ. આ જમીનના એકેક ભાગને હું કદુવા દઉં છું; અને જેમ કબરમાંથી નાશવાને એક માણસ આતુર હોય તેમ હું ઇંગ્લૅન્ડ છોડવાને આતુર બન્યો છું. આજનો આજ હું મારૂં તમામ કામ નક્કી કરીશ અને પછી આસ્ટ્રેલીઆ જઇ મારી અને મારી બેહેસ્તન દિલભર વચ્ચે અડધી દુન્યા જેટલો અંતર પાડીશ."

ઘર છોડી જવા પેહેલાં તે ઘરવાલી આગળ ગયો અને પોતાની મરનાર વિશે તેણીને કાંઇ વધુ સવાલ કરવામાં લાગ્યો.

"શું તેઓ ગરીબ હતાં? જ્યારે તેણી બીમાર હતી ત્યારે તેઓ ખાખાવરખી હાલતે હતાં?"

"અરે તોબાહ! તોબાહ!" તેણીએ જવાબ દીધો. "જોકે કપ-તાનનો પોષાક એવો છે તોપણ તેના ખિસામાં સોનાના સિક્કા હમ્મેશ પડેલા રહે છે. તેણે તે ગરીબ સ્ત્રીને કશાંની હાજતમંદ રાખી ન હતી."

આ વાત સાંભળતાં જ્યૉર્જને સઘાઆરો મળ્યો; પણ તેને વિચાર આવ્યો કે તે છાકટ તેણીને માટે એટલું બધું નાણું કયાંથી લાવ્યો હશે.

તે પોતાની ઉપર ગુજરેલી મુસીબતથી એટલો પીડાયલો હતો કે તે બાબે જાઝો વિચાર કરવાને તેને સુઝ પડયું નહિ. તેણે વધુ સવાલ પુછ્યા નહિ પણ દરવાજા આગળ તૈયાર ઉભેલી ગાડીમાં તે પોતાના મિત્ર સાથ બેઠો.

ગાડીમાં બેઠા પછી તે ઘરડાએ તેને સલામ—અને બસ—સલામથી નવાજી નાખ્યો. તે બોલ્યો, "પણ તમે તમારા મિત્ર સાથ મારૂં ઓળ-ખાણ કરાવ્યું નહિ, જ્યૉર્જ."

જ્યૉર્જે તેની તરફ ટીકીને જોયું અને કાંઇ બડબડીને ગાડી ચલા-વવાને હુકુમ કીધો.

"અરે ખોદા!" જ્યૉર્જ બોલ્યો, "બે રાત અગાઉ મારી વ્હાલીને ઓદમાં દાબવાની ઇન્તેજારીથી વક્કી રાખનો હતો પણ હાલ તેમ કરયાને બદલે તેણીની ઘોર આગળથી હું દુર જાઉં છું."

રોબર્ત ઑદલીને પોતાનાં બાળકનો વાળી નેમવાને વકીલને ત્યાં લખત તૈયાર થયું.

"આ ઘણું જોખમ ભરેલું કામ છે," રોબર્ત બોલ્યો, "આજ સુધીમાં હું મારી પોતાની સંભાળ લઇ શકયો નથી તેથી બીજાનું તે શી રવેશે રક્ષણ કરી શકીશ!"

"તારાં ઉદાર જીગર ઉપર હું એ બાળકને સોંપું છું અને આસા રાખું છું કે તે માબાપ વગરનાં બાળકનું તું બરાબર રક્ષણ કરશે, અને

ખબર રાખશે કે તેનો મમાંનો તેની પુરતી જતન કરે છે કે નહિ. હું એ મારા જ્યૉર્જની પુંજીમાંથી મારી મુસાફરીના ખર્ચ જેટલું ઉપાડીશ અને આસ્ત્રેલીઆ જઇ પાછો મારાં કામ ઉપર મેહેનત લઇ મારૂં ગુજરાણ ચલાવીશ."

તેણે એવું તો ઇચ્છયું પણ તેના એકબાલમાં પરમેશ્વરે તેના બાળકનું રક્ષણ કરવાનું તેને હાથ સરજેલું હતું; કારણ તે લીવરપુલ પોહોંચ્યો ત્યારે તેને માલુમ પડયું કે જહાજ તો ઉપડી ગયલું હતું, અને બીજાં જહાજને એક માસની ખોટી હતી. તેથી લન્દન જઇ રોબર્ત ઑદલીના ઘરમાં ઉતારો લેવાની તેને ફરજ પડી.

આ વાતને બીજે દહાડે રૉબર્ત ઑદલીને પોતાનાં એક મિત્ર સાથ રૂશિઆના પાયતખ્ત તરફ જવું પડયું પણ તેણે તાલબોયઝને એકલો મુકી જવાને ના પાડયું જેથી તેમનાં જવામાં ખલલ પડી. આખરે આણાકાણીએ તાલબોયઝે સાથ જવાને કબુલ કીધું જેથી તેઓ ત્રણે મુસાફરીએ નિકળ્યા. ઇન્ગ્લૅન્ડ છોડ્યા પેહેલાં તણે પોતાની પીત્રાઇ ઍલીશીઆ ઉપર પોતાનાં જવાનો તથા મિત્ર જ્યૅર્જનાં દુઃખનો તમામ હેવાલ લખી મોકલ્યો હતો જેનાં જવાબમાં તેણીએ પાછું આ પ્રમાણે લખ્યું હતું:—

"મારા પ્રિય રૉબર્ત,-રૂશિયાન પાયતખ્ત તરફ એકાએક જવામાં તમે ઘણું ધાટકીપણું ગુજાર્યું ને મેં સાંભળ્યું છે કે ત્યાંની હવામાં પરદેશીઓનાં નાક સલામત રહેતાં નથી; તેથી સખ્ત થંડી પડવા માંડે તે પેહેલાં તમે જલદી પાછા ફરજો એવી મારી સલ્લાહ છે. તે જુવાન મી૦ તાલબોયઝ કેવો શખસ છે? જો તે ઘણો મળતાવડો હોયતો તમે આવતી વેળા તેને આપણે ત્યાં તમારી સાથે લેતા આવજો. લેદી ઑદલીએ તમને કહાવ્યું છે કે તેણીને માટે સેબલસના એક સત લાવજો. પૈસાની કાંઇ વાત કરશો ના; કોઇબી કિમ્મતે લાવજો. પપા પોતાની નવી બાયડી ઉપર થોડા થોડા થઇ જાય છે; અને તેણીને મને જરા બનતું નથી. નહિ બનવાનો સબબ કાંઇ એ નથી કે તેણી મને અનગમી છે, કારણ લોકોનું દિલ હારી લેવાની બાબદમાં તો તેની પુરતી કાબેલ છે, પણ તેણી અતિ ચિબાવલી અને મૂર્ખ છે કે જે ગુણ મને જરા પસંદ નથી.

હું છું,

મારા વ્હાલા રૉબર્ત,

તમારી હેતવંત પિત્રાઇ,

**ઍલીશીઆ ઑદલી.**

---

# પ્રકરણ ૭ મું.

## વરસ પછી.

જ્યૉર્જને રંડાયાને એક સાલ ગુજરી ગયું. તેણે પોતાનો શોકનો પોશાક દુર કીધો. તે અને બીજો મુસાફર પોતાને વતન પાછા ફર્યા. તેણે પોતાના મિત્રના ઓરડામાં ઉતારો કરયો. તે તેનાથી કદી વિલો પડયો ન હતો. કોઇ કોઇ વેળા સાઉથૅમ્પતન ખાતે પોતાના દીકરાને મળવા જતો હતો, જેને માટે તે પોતાની સાથ મિઠાઇ, રમકડાં વગેરે લઇ જતો હતો પણ તે બાળકને રીઝવવા માટેની તેની સઘળી કોશેસ છતાં તેનું હેત તે ઉપર બેસતું ન હતું જેથી તે જુવાનનું જીગર પોતાના બેટાના બાબમાં પણ તુટેલું રહેતું હતું.

"હું શું કરૂં?" તે બોલ્યો, "અગર હું તેના મમાવા આગળથી લઇ જાઉં તો તે બચ્ચું દિલગીર થશે; હું તેને ત્યાં તેની આગળજ રહેવા દઉં તો તે મારાથી બેગાણો રહેશે, અને પોતાના બાપના કરતાં દાદાની વધારે કાળજી કરતો રેહેશે; પણ મારા જેવો એક અભણેલ લશકરી તેને શું શિખવી શકે?"

"જ્યૉર્જ, આજે હું મારા પિત્રાઇ ઉપર કાગળ લખીશ," રૉબર્ત બોલ્યો, "તેમાં તેણીને જણાવીશ કે શિકારના ખાસ શોખ ખાતર આપણે બન્ને એક અઠવાડયું ઓદલી કોર્ત તરફ જઇ રહીશું."

"ના, ના, બૉબ," જ્યૉર્જ બોલ્યો, "તું એકલો જા; તેઓએ મને તેડયો નથી, હું તો માત્ર—"

"અહિં એકલો પક્ષિ અને કુતરા સાથ ભરાઇ રહેવાનો!" રોબર્ત બોલ્યો, "ના, જ્યૉર્જ એમ નહિ કર."

"પણ મને શિકાર રમવાનો શોખ નથી."

"અને તું શું એમ ધારે છે કે મને તેનો શોખ છે? રે ભલા આદમી, હું તો કબુતર અને તીતડ વચ્ચે ફરક સમજતો નથી, તેથી પેહેલી એપ્રિલ કે પેહેલી સેપ્ટેમ્બરનો દિવસ મારે મનસે સરખો છે. મેં મારી જીંદગીમાં એક પરંદુ મારયું નથી પણ બંદુકના ભારથી મારાં ખભાં તો દુખાવ્યાં છે. હું તો એસેક્ષ તરફ જાઉં છું તે માત્ર હવાની ફેરબદલી, સારૂં ખાવાનું, જરમન શરાબ, અને મારા બુઝુર્ગ કાકાનો પ્રમાણીક અને ખુબસુરત ચેહેરો મહાળવા જાવું છું. વળી આ વેળાએ જવાને મારે બીજી અગત્ય છે, કારણ કે સુંદર વાળ વાળી મારી નવી કાકીને મારે જોવી છે, વાસ્તે ચાલ મારી સાથ."

"ઠીક છે, જો તારી ખરીજ ઇચ્છા હોય તો ચાલ આવુંછું."

વરસ દહાડા સુધી શોક પાળ્યા પછી જ્યૉર્જ બચ્ચાં જેવો થઇ ગયો હતો. જ્યાં તેનો મિત્ર લઇ જાય ત્યાં તે જતો હતો. હાલમાં તેઓ બન્ને જવાની તૈયારી કરતા હતા; પણ એટલામાં રોબર્તને તેની પીત્રાઇ તરફથી એક રોકો મળ્યો જેમાં તેણીએ લખ્યું હતું કે, "અતરે સાત ફાળતુ બિછાણાં છે, છતાં તમારે હાલ આવવું નહિ; કારણ બાઇ સાહેબ એવું કહે છે કે પોતાની બિમારીને લીધે પરોણાઓની મુલાકાત તેણી કરી શકવાની નથી અને વળી ગ્રહસ્થો (તેણી કહે છે તેમ ભામટા બડેખાંઓ) ને તેણી ઘરમાં રાખવા માંગતી નથી, વાસ્તે મેહરબાની કરી તમારા મિત્ર મી૦ તાલ્બોયઝની દરગુઝર મેળવજો અને તેમને કહેજો કે મારા બાવાજી તમને શિકારની મોહસમમાં મોટી ખુશીથી મળવાની આશા રાખે છે."

"ગમે તે થાવો પણ આપણી બાઇના દેખાવ અને અદા ખાતર આપણે ઑદલી તરફ જતા અટકીશું નહિ. શું કરવું તે હું તમને કહું છું, જ્યૉર્જ; ઓદલી ખાતે એક સારી સગવડ ભરેલી ધર્મશાળા છે જેની પડોસમાં માછળાં મારવાનો તળાવ છે; આપણે ત્યાં જઇશું અને એક અઠવાડયું ગમત મેળવીશું. શિકારનાં કરતાં માછલાં મારવાનું વધારે સારૂ છે. ત્યાં તો તમને કિનારે બેસી, તમારી ગળદોરી ભણી જોયા કરવાનું છે."

આ બોલતી વેળા તેણે ઍલીશીઆનાં કાગળને હાથની રમત કરતાં ચીરૂત સળગાવવાની લાંબી ગોલ બીંદરી કરી; પણ પાછથી તેને પોતાના હાથે સફા કરી તે બોલ્યો, "ગરીબ નાની ઍલીશીઆ! તેણીના પત્રને આવી બેદરકારીથી રદ કરવામાં જુલમ જેવું કામ છે.—હું એ સંભાલી રાખીશ." એટલું બોલતાં તેણે તે કાગળને પડબીડાંમાં ખોસ્યું અને ઉપર અગત્યનું એવો શબ્દ લખી પોતાની તેબલમાં મુકયું.

બીજે દહાડે તે બન્ને ઑદલી કોર્ત જવા લન્દનથી ઉપરયા, જ્યાં તેઓ ત્યાંની "સત ઇન" (ધર્મશાળા)માં ઉતર્યા. ઓરડાની બારી ઊંઘાડી ત્યાં આગળ તેઓ હવા ખાતા ખાણું લેવા બેઠા. ખાણું ખાઇ ફારેગ થયા એટલે પાંચનો તકોરો થયો.

"તારી તોપી પેહેર જ્યૉર્જ," રોબર્ત ઓદલી બોલ્યો, "સાત વાગ્યા પેહેલાં ઓદલી કોર્તમાં જમવાનો વખત થતો નથી, તેથી આપણને ત્યાં ફરવાને અને તે અસલી જગા તથા ત્યાંના રેહેનારાંઓને જોવાને વખત મળશે."

ધર્મશાળાવાળો આ વખતે એક વાઇનની બાતલી લઇ તેમના ઓર-ડામાં આવ્યો અને તેમની વાત સાંભળી બોલ્યો, "દરગુઝર ચાહું છું મી૦ ઑદલી, પણ જો તમે તમારા કાકાને મળવા માંગતા હોય તો હમણા કોર્ત તરફ જઇ તેને મળવાની તક ખોશો. સર મીચલ અને આપણી લેદી તથા મીસ ઍલીશીઆ **ચાર્લી** તરફ સરત જોવા ગયાં છે, અને તેઓને આઠ વાગ્યા પેહેલાં ત્યાંથી પાછાં ફરવાનો સંભવ નથી. ઘર પાછા ફરતાં તેઓ અહિં થઇને જશે."

આ ઉપરથી કોર્ત તરફ જવાની કાંઇ તેમને જરૂર રહી નહિ, એટલે તેઓ સાત વાગ્યા સુધી ત્યાં ભટક્યા કીધા. આસરે સવાસાત કલાકે તેઓ ધર્મશાળામાં પાછા ફર્યા અને બારી આગળ બેસી શીગાર લેવા લાગા.

ઝળઝળું થયું હતું જ્યારે બગીઓ, શીગ્રામ, દાગકાર્ત, ગામડ્યાઓના રેંકડા તે ધર્મશાળાની બારી આગળથી પસાર થવા લાગ્યા. જરા વધારે ઝળઝળું થયું એટલે ચાર ઘોડાની એક ગાડી ત્યાં આવી ઉભી.

"આ તો મારા કાકા છે!" ઑદલી બોલ્યો, "હું જઇ તેમની જોડે વાત કરી આવું છું."

તે ગાડી આગળ ગયો જ્યારે સર મીચલ બોલ્યો, "ઓહો રૉબર્ત, તું કાંઇ ઓચિંતો આવી લાગો છે!"

"વ્હાલા કાકાજી, હું કાંઇ ઑદલી કોર્ત માટે અતરે આવ્યો નથી. એસેક્ષ મારૂં જન્મસ્થળ છે અને આ મોસમમાં હું ઘરમાં સીક રહું છુ તેથી અતરે બે ત્રણ દિવસ તળાવમાં માછળાં પકડવાની ગમત માટે જ્યૉર્જ અને હું આવ્યા છિએ."

"જ્યૉર્જ—જ્યૉર્જ કોણ?"

"જ્યૉર્જ તાલ્બોયઝ."

"શું તે આવ્યો છે?" ઍલીશીઆ બોલી, "હું ઘણી ખુશી છું; કારણ તે ખુબસુરત રંડાયલાને જોવાને અતિ અધીરી બની છુ."

"તમે અધીરાં બન્યાં છો, ઍલીશીઆ?" તેણીના પિત્રાઇએ પુછ્યું, "ત્યારે તો હું જઇને તેને દોડતો કે લાવી તમારી સાથ ઓળખાણ કરાવું છુ."

હવે લેદી ઑદલી ઉપર સર મીચલ એટલો મોહીત પડેલો હતો કે તેણીના ખુબસુરત ચેહેરા તરફથી તે કદી પણ પોતાની નજર ખસાડતો નહિ. જ્યૉર્જને લાવવાનું સાંભળતાંજ તેણીએ પોતાના ખાવીંદને ઇશારત કરી જેથી તે બુઢો તૂર્ત ચેતી ગયો કે મુલાકાત તેણીને અણગમી હતી.

"રહેવા દે, બૉબ, આજ રાત્રે માંડી વાળ," તે બોલ્યો. "આખા

દહાડાની મજાહથી મારી ઓહોરદાર ઠાકી ગઇ છે તેથી આવતી કાલે તારા મિત્રને આપણી તેબલ ઉપર લાવજે અને ત્યારે તે અને ઍલીશીઆ એ-કમેક સાથ ઓળખાણ કરશે. આ બાજુ આવ અને લેદી ઓદલી સાથ વાત કરયામાં લાવ એટલે અમે ગાડી ચલાવવાનો હુકમ કરીએ."

આપણી બાઇ સાહેબ એટલાં ઠાકી ગયાં હતાં કે માત્ર તેઓએ મધુર રીતે હસ્તો મુખડો કરી પોતાનો નાજુક હાથ પોતાના આ નવા ભત્રીજાને શેકહૅન્દ કરવા માટે લાંબો કીધો.

"આવતી કાલે આપણી સાથે જમવા આવજો અને તમારા મિત્રને લેતા આવજો!" તેણી ઠાકેલા ધીમે સાદે બોલી. સરતમાં તેણીની તરફ લોકોનું મૂખ્ય ખેંચાણ થયલું હતું, અને અડધાં ગામને મીઠાસથી સલામ કરવાની મેહેનતથી તેણી ઠાકી ગઇ હતી.

ઍલીશીઆએ આ વેળા ગાડીનાં બારણાંની બહાર ડોકું કાઢયું અને રોબર્તને સલામ કરવાને બ્હાણે તેના કાનમાં કહ્યું, "પોતાના અઠાગ હસ્તા દેખાવથી તમને આપણી બાઇ સાહેબે રીજવ્યા નથી, એ અજાયબ વાત છે; પણ હું હિમ્મતથી કહું છું કે તે દેખાવ કાલને માટે તેણીએ રાખ્યો છે. હું ધારૂં છું કે બીજાઓની માફક તમે પણ તેણી ઉપર મોહીત થયાછો."

"ખુબસુરત તો ખરી." રોબર્ત અજબ થતો બોલ્યો.

"વાહ! કાં નહિ! હવે, આજ પેહેલી ઓરત છે કે જે વિશે તમે લાયકી ભરેલો શબ્દ ઓચરયો છે. હું ઘણી દિલગીર છું કે મીનનાં પુતળાં ઉપર તમે મોહીત થયા છો."

ધર્મશાળામાં જવા પછી તેણે પોતાની કાકીની ખુબસુરતીની અત્યંત તારીફ પોતાના મિત્ર આગળ કરી. તે બોલ્યો, "જ્યૉર્જ, આવી ખુબરૂ નાર કોઇ કાલે તેં જોઇ ન હશે. કેવાં બલુ નેણ, કેવાં તેણીનાં ઝુલફાં, અને કેવું ગર્દન ફાંસે એવું હસવું એ સઘલું જોનારને પોતાની મોહોબતના પેચમાં સેહેજવારમાં વિટાળી લેવાને શક્તીવાન છે. હું મારા કાકી ઉપર આશક પડતો જાણું છું"

પેલા રંડાયલાને પોતાનું આગળું દુઃખ પાછું ઉભરાઇ આવ્યું. સાં-ભળેલાં બ્યાનથી તેણીની બેહેસ્તન ઓરત તેને હૈડે ચઢી પાછું તેને સાંભરી આવ્યું કે દુન્યામાં તેણીની ખુબસુરતીનો જોડો મળવો મુશ્કેળ હતો. તે મિનોછિહાંનની હુર તો હાલમાં વેન્તનોર ખાતેનાં દેવળના ચોકમાં દતાયલી પડેલી હતી અને આ નવી તેણીની બરાબરની ખુબસુરતી ક્યાંથી નીકળી આવી! આ વિચારે તેની આંખમાંથી આંસું તેનાં કપરાં ઉપર તપકાવ્યાં.

ઑાદલી બાઇ સાહેબ જ્યારે પોતાના મેહેલમાં પુગી ત્યારે તેણી એટલી ઠાકી ગઇ હતી કે બપોરનાં ખાણાંની વેળાએ હાજર થવાને ના પાડી તેણી પોતાની દાસી સાથ પોતાના પોષાક પેહેરવાના ઓરડામાં રહી.

દાસી તરફ્ તેણીનો ફાંટો કઢંગો હતો. કોઇ વેળા તેણીની ઉપર પૂર વિશ્વાસ મુકતી હતી અને બીજી વેળા તેણીથી સાવધ રહેતી હતી; પણ તેણીને પૈસાની બક્ષેસ એટલી છુટથી કરતી હતી કે તેણી પોતાની હાલત ઉપર ઘણી સંતોષી રહેતી હતી.

આ સાંજરે તેણી ઠાકેલી હતી છતાં અતિ ઉલટમાં હતી તેથી તેણીએ સરતનો તમામ હેવાલ પોતાની દાસી આગળ કરયો.

"હું ઠાકથી મરવા જેવી થઇ ગઇછું," તેણી બોલી "એક દહાડો ગરમીમાં બહાર રહું છું કે બસ આમજ થાય છે."

"તમારો ચેહેરો જરા ફિક્કો થઇ ગયો છે; પણ તમે વધારે ખુબસુરત દીસો છો."

તેણી ખુરશીમાં ધબ દઇને બેઠી અને વાળનાં ઝુલફાં પોતાની દાસી જેણી હાથમાં બ્રશ લઇ ઉભી હતી તેણી તરફ્ ફેંકતાં બોલી, "તારૂં કહેવું રાસ્ત છે. પણ તને ખબર છે કે કેટલાંક લોકોને મોંથી મેં એમ સાંભળ્યું છે કે ખુબસુરતીમાં આપણ બન્ને એક સરખાં છિએ?"

"મેં પણ કેટલાકને એમ બોલતાં સાંભળ્યાં છે; પણ તેઓ મૂર્ખ હોવા જોઇએ; સબબ, તમો બાઇ સાહેબ તો એક ખરી ખુબસુરતીનો નમુનો છો જ્યારે હું માત્ર એક ગરીબ સાદો જીવડો છું."

"છિં, છિં, છિં, ફીબ, તુંએ મારા જેવી છે; પણ એટલુંજ કે તારાં મો ઉપર રતાસની ખામી છે. મારા વાળ સોનેરી, ફિક્કા, પીળા, અને તારા ભુરા રંગના છે; મારા ભવાં અને પાપણ કાળા ભુરા રંગના છે અને તારાં, મને કહેતાં આચકો લાગે છે કે, ઘણા ખરાં સફેદ છે, મારી વ્હાલી ફીબ; તારો ચેહેરો પીળાશ પર છે જ્યારે મારો ગોલાબી રંગનો છે. પણ એમાં કાંઇ દમ જેવું નહિ; માત્ર વાળ રંગવાની એક શિશિ તને મારા જેવી ખુબસુરત બનાવી નાખશે."

આ રવેશે તેણીએ તાહેલાંમાં વખત ગુજારયો. તેણીને સલામ કરવાને તેણીની સાવકી બેટી ઓરડામાં આવી ત્યારે બન્ને બાઇ સાહેબ અને દાસી એકેક સાથ તે દહાડાના એક બનાવ ઉપર કળેજાં ધરી હસતાં હતાં. ઍલીશીઆ પોતાનાં માણસો સાથ કદી છુટ લેતી ન હતી જેથી તેણી પોતાની બાઇ સાહેબની આવી મિલનસારી જોઇ ત્યાંથી પાછી ચાલી ગઇ.

"ફીબ, મારા વાળને બ્રશ મારતી રેહે," તેણી બોલી, "તારી સાથ વાત કરવાને મને બહુ ભાવે છે."

આખરે તેણીએ પોતાની દાસીને પોતાની હજુરમાંથી જવાની રજા આપી એટલામાં તેણીને પાછી બોલાવી તે બોલી, "ફીબ, એક મેહેરબાની તારી પાસ માગું છું."

"જી, બાઇ સાહેબ."

"હું એવું કહું છું કે આવતી કાલે પેહેલી ગાડીમાં તું લન્દન જા, અને મારૂં એક કામ કરી આવ. પછવાડેથી હું તને એક દિવસની રજા આપીશ અને જે હું કહું છું તે જો તું કરી આવશે તો તને ૫૦ રૂપીઆની નોત આપીશ."

"ઠીક, મારાં બાઇ સાહેબ."

"જોની, તપાસ કે બારણું બરાબર બંધ છે, અને આવ આ મારા પગ આગળના ઇસ્તાન ઉપર બેસ."

તે છોકરીએ તેમ કર્યું. ઑદલી બાઇ સાહેબ વિચારમાં બેઠી, જેમ કરતાં તેણી પોતાની દાસીના વાળ પોતાના હાથમાં લઇ બેધ્યાન તે સાફ કરતી હતી.

"હા, સાંભળ હવે, ફીબ, જે હું કહું છું તે કાંઇ અઘરૂં કામ નથી.',

તે એટલું સેહેજ કામ હતું કે પાંચ મીનીતમાં તેણી કહી રહી, જ્યાર બાદ બાઇ સાહેબ પોતાના સુવાના ઓરડામાં ગઇ અને સુઇની ઓધી પડી.

"મને બોસ્સો લે, ફીબ," તેણીએ દાસી મચ્છરદાની બરાબર કરતી હતી ત્યારે તેણીને કહ્યું, "સામેના ઓરડામાંથી સર મીચલના પગલાંનો અવાજ સંભળાય છે, તેથી તે આવે ત્યારે તેને કહેજે કે આવતી કાલે મેદમ ફ્રેદરીકને ત્યાંથી મોરતન એબીને ત્યાં લગનમાં જવા મારાં માટે કપરાંની જોર ખરીદ કરવા તું જવાની છે."

ઑદલી બાઇ સાહેબ જ્યારે બીજે દિવસે નાસતો જમવા ઉતર્યાં ત્યારે અગીઆર વાગા હતા. તેણી કાફી પીતી હતી ત્યારે એક ચાકર તેણીની આગળ એક મોહોર કરેલો લાખોટો, અને સહી કરવા માટે એક કાગળ લાવ્યો.

"તારનો સંદેસો!" તેણી બોલી; "શું હશે?"

આંખના ડોળા મોટા ઉઘાડતાં તથા ગભરયલા દેખાવે તેણીએ પોતાના ધણી તરફ જોયું. પરબીડાં ઉપર સરનામું—"મીસ લ્યુસી ગ્રેહેમને મીં૦ દોસનના ઘરમાં પહોંચે"—એ મુજબ હતું.

"એ વાંચી જો મારી પ્રિયા," તેણીનો વર બોલ્યો, "અને ધભરા ના; કાંઇ દમ જેવું ન હશે."

તે તાર મીસીસ વીનસેન્ત નામની એક શિક્ષકે કરેલો હતો. તેણી મરણતોળ બીમાર હતી તેથી તેણીએ પોતાની જુની શિષ્યને મળવા બોલાવી હતી.

"ગરીબ જીવડા! તેણીની મતલબ એજ હતી કે પોતાનો પૈસો મને આપી જવું. મારી બદલાયલી અવસ્થાની તેણીને જરા ખબર નથી; વ્હાલા મીચલ, મને તેણીની આગળ જવું જોઇએ."

"અલબતાં, જવું તો જોઇએ, મારી ગરીબ છોકરી. તારી તરફ તારી ગરીબી અવસ્થામાં જ્યારે તેણી એટલી કૃપાલુ હતી ત્યારે તારી આબાદાનીમાં તારે તેણીને ભુલવું જોઇએ નહિ. લ્યુસી, તોપી પેહેરી લે, આપણને ખાસ ત્રેન મળશે."

"તમે મારી સાથ આવશો ની?

"અલબતાં, મારી લાડકી, શું તું એમ સમજે છે કે હું તને એકલી જવા દઇશ?"

"મારી ખાતરીજ હતી કે તમે મારી સાથ આવશો."

"તમારી મહી પોતાનું ઠેકાણુ લખે છે કે?"

"ના, પણ તેણી હમ્મેશ "ક્રેસેન્ત વીલ્લા" માં રહેતી હતી; અને બેશક તેણી હાલ પણ ત્યાંજ રહેતી હશે."

દરવાજા આગળ ગાડી આવી ઉભી. તેણીએ તોપી ધાળી, પોતાનો એક ઓરડો તેણીએ મજબુત અને ચોકાસીથી બંધ કરયો તેની ચાવી સંભાળથી પોતાના ખીસામાં મુકી. તે બંધ થવાથી બીજા ઓરડામાં જવાનું પણ બંધ પડયું.

---

## પ્રકરણ ૮ મું.

### તોફાનની આગમચ.

એ રવેશે ઑદલી ખાતેનું ધારેલું જમન વળી અટક્યું અને જ્યૉર્જ સાથ ઓળખ કરવાને ઍલીશીઆને વળી ખોતી રહેવું પડયું. જો વાસ્તવીક કહીએ તો જ્યૉર્જ સાથ પોતાનું ઓળખાણુ કરાવવામાં આ જુવાન કન્યાને કોઇ કાળજીનું એક બહાણું હતું; પણ આ રીતે એક બેગાણા તરફ આટલી મમતા દેખાડી પોતાના પિત્રાઇની છાતીમાં જે અદેખાઇની ચીણગારી ઉત્પન કરવા માટે ઘડીભર આ ટાળ ઍલીશીઆ રમી હોય તો રોબર્તના સ્વભાવથી

તેણી માહીતગાર હોય એવું જણાયું નહિ. આલસુ, ખુબસુરત, અને બેદરકાર છતાં તે જીંદગીના બનાવો ઉપર કાંઇ ધ્યાન આપતો ન હતો. તેણી તેને ચાહાતી હતી અને તે વાત અસેમસે તેણીએ કાંઇ સેંકડો વેળા કહી સમજાવી પણ તે સમજ્યો ન હતો. અને આ શક ભરેલું લાગે છે કે જ્યાં સુધી તેણી તેને ખુલ્લે ખુલ્લું કહે કે "રોબર્ત, મેહેરબાની કરી તું મારી સાથ પરણ," ત્યાં સુધી તેણીની મોહોબતની લાગણી તે સમજે એ મુશ્કેલ હતું.

વળી, જો તેણી તેની ઉપર આશક પડી હોત તોપણ તેની લાગણી એટલી મંદ હતી કે તે મરતાં સુધી તેનામાં તેણી બાબે મોહોબત ઉશકેરત નહિ. એ રીતે જોતાં ઍલીશીઆને જે ત્રણ દિવસ સુધી તે બન્ને મિત્રો ત્યાં રહેવાના હતા તેટલો વખત પોતાની ઘોડી ઉપર બેસી અહિંતહિં ફરવું બેજા હતું. તોપણ કોઇ બનાવથી તેણીને તેઓ સાથ મિલાપ થયો. ઑદલી કોર્ત પોતાના મિત્રને દેખાડવાના હેતુથી રોબર્ત જ્યૉર્જને ત્યાં લઇ ગયો.

"તમે ઑદલી કોર્તથી જલદી ધરાઇ ગયાછો," તેણી બોલી "તેથી એસેક્ષ તરફ જવાનો તમોએ નિશ્ચય કર્યો છે. અલબતાં, અહિં તમારાં બે ત્રણ સગાં શિવાય કોઇ મિત્ર નથી જ્યારે ત્યાં તો તમને ઘણીજ દિલપસંદ મંડળી મળે છે. શું તમે આવતી કાલે જવાનો ઠરાવ રાખ્યો છે?"

"નક્કી, ખાસ ત્રેન જે ૧૦–૫૦ ઉપડે છે તેમાં જવાના છિએ."

"ત્યારે બાઇ સાહેબને તાલ્બોયઝ સાથ ઓળખાણ કરવાની તક જતી રહેશે."

"ખચીત—" જ્યોર્જ લહડતો બોલ્યો.

"આખાં એસેક્ષમાં સર્વથી ખુબસુરત નાર મારા મિત્રની વાખવાખી કદી પણ મેળવવા પામશે નહિ," રોબર્ત બોલ્યો. "એનું જીગર સાઉધંમ્પતન તરફ છે જ્યાં તેનું ગુચ્છાલાવાળું નાનું બાળક રહે છે અને જે બાળક એને મોટા ગૃહસ્થ કરી ઓળખે છે અને એની પાસે મીઠાઇ માંગેછે."

"આજ રાત્રની ટપાલમાં હું મારાં બાઇ સાહેબ ઉપર પત્ર લખવાની છું. તેણીએ મને પોતાના પત્રમાં ખાસ લખી મારી પાસ જાણુવા માંગ્યું છે કે તમે અત્રે ક્યાં સુધી રહેનાર છો, અને કે તમને મળવાને તેણીને બીજી વખત તક મળશે કે નહિ."

ઍલીશીઆએ પોતાના ખીસામાંથી એક પત્ર કાઢયો, અને પોતાના પિત્રાઇના હાથમાં મુકયો.

"તેણી તાજે કલમમાં લખે છે કે મી૦ ઑદલી અને તેના મિત્ર બાબે મને જરૂર જણાવજો?"

"તેણીના અક્ષર કેવા છે!" રોબર્ત બોલ્યો. ગમે તે કહો પણ જ્યારે એ બન્ને પિત્રાઇઓ આ રવેશે વાતમાં ગુટાયલાં હતાં ત્યારે જ્યૉર્જ ત્યાંની ફરવાની થંડી જગાથી ઘણોજ ખુશી થતો હતો. તે બોલ્યો, "આ જગા દેવળના કમ્પાઉન્દ થવા લાયક છે કે જ્યાં ગુજરેલાંઓ ઘણીજ નિરાંતે સુઇ શકે."

તેઓ ફરતાં ફરતાં ભાગેલા કુવા આગળ ગયાં; જ્યારે તેને લગતી એક અસલી કાહાણી ઍલીશીઆએ તેમને કહી સમજાવી.

"ઍલીશીઆ, આજે અંધારૂં થયા પેહેલાં અમને ઘર જોવાની ખાહેસ્ત થાયછે," રોબર્ત બોલ્યો.

"ત્યારે આપણને સેતાબી કરવી જોઇએ," ઍલીશીઆ બોલી. "ચાલો જલદી કરો."

તેઓ લાઇબ્રેરીમાં થઇને દિવાનખાણા તરફ ગયાં. દિવાનખાણામાં તેમને આપણી બાઇ સાહેબની દાસી આગળથી ચાલી જવું પડયું જેણીએ બન્ને જુવાન્યાઓ તરફ તગોતગ જોયા કીધું.

તેઓ ઉપર ચઢતા હતા જ્યારે ઍલીશીઆએ પાછું ફરી પેલી છોકરીને કહ્યું, "દ્રાઇન્ગરૂમ જોઇને એ ગૃહસ્થોને આપણી બાઇસાહેબના ઓરડામાં લઇ જવાની છું; વાસ્તે મને જણાવ કે તે ઓરડો સારી હાલતમાં છે કે નહિ?"

"હા, મીસ ઍલીશીઆ; પણ સામેના ઓરડાનું બારણું આપણી બાઇસાહેબ બંધ કરી ગયા છે અને તેઓ પોતાની સાથ તેની કુંચી પણ લઇ ગયાં છે."

"કુંચી લઇ ગયાં! એમ કદી બને નહિ!" ઍલીશીઆ બોલી.

"ખરૂં કહું છું, મદમ, તેઓ પોતેજ લઇ ગયાં છે. મને તે જડતી નથી, અને તે હમ્મેશાં બારણામાંજ રહેતી હતી."

"હું ખચીત કહું છું," ઍલીશીઆ બોલી "કે આપણી બાઇ સાહેબ, પોતાના મજખમાં આટલી કુંચી લઇ જવાનો ફાંટો લાવી શકે એ બની શકે એવું નથી. હું હિમ્મતથી કહું છું કે તેણી બીધી હશે કે રખેને આપણે ઓરડાઓમાં જઇશું, અને તેણીના સુંદર પોષાકો જોવામાં લાવીશું. આથી મને ઘણી ચિડ લાગે છે કારણકે સર્વોતમ જોવા લાયક છબીના આરસાઓ તો એજ ઓરડામાં છે. તેમાંજ તેણીની પોતાની છબી છે કે જે અધુરી રહેલી ટાંગેલી છે."

"તેણીની છબી!" રોબર્ત બોલ્યો "ફક્ત તે જોવાને માટે હું મારી તમામ પુંજી આપીશ, કારણકે હજી મેં તે આપણાં બાઇ સાહેબનો ચે-

હેરો પુરેપુરો દીઠો નથી; પણ, ઍલીશીઆ, તે ઓરડામાં જવાનો કોઇ બીજો રસ્તો નથી શું?"

"એક બીજો રસ્તો?"

"હા; કોઇ બીજા ઓરડામાંથી ત્યાં જવાતું હોય તો આપણે તેમાં ત્યાંથી દાખલ થઇએ."

તેની પિત્રાઇ તેમને એક બીજા ઓરડામાં લઇ ગઇ કે જ્યાં કુટુંબના માણસોની છબીઓ ટાંગેલી હતી. ત્યાં એક લશકરી અમલદારની મોટી ગંજાવર આરસી હતી કે જે માહેલો અમલદાર ગોયા જોનારને પોતાના હાથ માંહેલી તરવારથી જખમ કરવા તૈયાર હોય એવો દેખાતો હતો.

"રે ઍલીશીઆ, આ ઓરડામાંથી મને સેતાબીથી બહાર લઇ ચાલો. એ માંહેલી હવા તદન બગડેલી છે અને તે ઇન્સાનને ઘણી ઝેરી લાગે છે જે ઉપરથી અજ્ઞાન લોકો એવું ગુમાન લઇ જાય છે કે આ ઓરડો ભૂત પલીદ વગેરેનું મઠક ધરાવે છે."

ડ્રાઇન્ગ રૂમ તેમજ સર મીચલના ઓરડામાં મોટી મસાલો બળતી હતી જેથી તે ઓરડા અતિ દિપી નીકળેલા હતા. ડ્રાઇન્ગ રૂમમાં કાંઇ ઝાઝું જોવાનું ન હતું અને જ્યૉર્જ તો ત્યાનાં નવાઇ જેવાં રાચરચીલાં જોઇ મોહ પામ્યો હતો.

"વારૂં ઍલીશીઆ, તને કાંઇ ખબર છે કે આ મેહેલમાં કાંઇ છુપો માર્ગ છે કે નહિ?" રોબર્ટે પુછ્યું.

"અરે હા, છે ખરો પણ મને તેની અત્યાર લગણ કાંઇ ફામ રહી નહિ. હુંબી ખચીત સૂધલા વગરની બની ગઇછું." ઍલીશીઆએ જવાબ દીધો. "પણ ત્યાં જતાં તમને બકરાંની માફક વાંકા વળી હાથ અને પગ ઉપર ચાલવું પડશે. તેમ જો બને તો આપણી બાઇ સાહેબનો ઓરડો જોવાને આપણે નસીબવંત થૈયે. હું હિમ્મતથી કહું છું કે તે છુપા માર્ગની આપણી બાઇ સાહેબને પોતાને ખબર નથી."

"કેમ જ્યૉર્જ, આપણે તે છુપો માર્ગ અજમાવ્યે" રોબર્ટે પોતાના મિત્રને પુછ્યું.

"હા, અગર તમારી મરજી હોય તો."

ઍલીશીઆ તેમને એક ઓરડામાં લઇ ગઇ કે જ્યાં તેણીનો જન્મ થયો હતો, અને જે ઘણુંનો પડતળ પડેલો હતો.

પોતાની પિત્રાઇની મરજી મુઆફેક રોબર્ત ઑદલીએ જમીન ઉપર પાથરેલા એક ગાલીચાને એક ખુણેથી ઉપાડયો એટલે તેમને એક ફાલકું નજરે પડયું.

"હવે હું કહું છું તેમ કરો," ઍલીશીઆ બોલી "તમે વાંકા વળી તમારા હાથ અને પગ ઉપર ચાલી આ માર્ગમાં ઉતરો. એ માર્ગ માત્ર ચાર ફુટ ઉંચો છે. ડોકું વાંકું વાળો અને જ્યાં સુધી એક વળાણ આવે ત્યાં સુધી સીધા ચાલ્યા કરજો. તે વળાણથી તમે ડાબી તરફ વળો અને પછી આ માર્ગને છેક નાકે એક ફાલકાંની નીચે એક દાદર તમને જણાશે કે જે તમારે ઉંધાડવો જોઇશે. તે રસ્તેથી આપણી બાઇ સાહેબના પોષાક વાળા ઓરડામાંની ભુંઇ તરફ જઇ લાગશો કે જે માત્ર ઇરાણી ગાલીચાથી ઢંકાયલી જણાશે તે તમે સેહેલાઇથી ઉંચકી શકશો, સમજ્યા કે?"

"બરાબર."

"ત્યારે આ બતી લેવો; મી૦ તાલ્બોયઝ તમારી પુઠે ચાલશે. ત્યાના સઘળાં ચિત્રકામો જોવા માટે હું તમને વીસ મીનીત આપું છું યાને કે અકેકું જોતાં અકેક મીનીત લાગશે જે વખત પુરો થતાં હું તમને પાછા ફરેલા જોવાની આશા રાખીશ."

રોબર્તે તેણીના કહ્યા મુજબ કર્યું; અને જ્યોર્જ તેની પુઠે ગયો. તેમને આપણી બાઇ સાહેબના ઓરડામાં જતાં પાંચ મીનીત લાગી. તે ઓરડામાં સઘળો પોષાક જેમ તેમ વેરાયલો પડેલો હતો. તે ઓરડામાંથી તેઓ આગળ ચાલ્યા અને છેવટે ચિત્રવાળા ઓરડામાં ગયા કે જ્યાં ઍલીશીઆના કહેવા મુજબ ૨૦ મોટાં રંગીન ચિત્ર હતાં. આઠ બાજુવાળા કેસની અંદર આપણી બાઇ સાહેબની મોટી પણ અધુરી છબી હતી. તે બન્ને જુવાન્યાઓ આ અધુરૂં ચિત્ર તપાસ્યા વગર બીજાં ચિત્ર પેહેલાં જોવામાં લાવ્યા.

એટલામાં અંધારૂં થવા માંડયું અને રોબર્તના હાથમાં જે મીનબતી હતી તેથી પુરતો ઉજાસ પડતો ન હતો એટલે બન્ને જણને જુદી જુદી છબી જોવાને બનતું ન હતું માટે રોબર્તે જ્યૉર્જને વારા ફરતી આપણા બાઇસાહેબની છબી નીહાલી જોવાને કહ્યું; તેથી જ્યૉર્જ પેહેલાં એક બાજુ જઇ ઉભો જ્યારે રોબર્ત તે છબીની સામે એક ખુરસી મુકી તે બારીકીથી જોવા લાગો. જોઇ રહ્યા પછી જ્યૉર્જને તેણે બેસાડયો; પણ તે તો તે છબી જોતાંજ સ્તબ્ધ થઇ બેસી રહ્યો. તેનો ચેહેરો ફિક્કો પડી ગયો અને આંગ તેનું તમામ થંડું થઇ ગયું. તેની આવી હાલત જોઇ રોબર્તે તેને ઉઠાડયો અને બન્ને બહાર નીકળી જ્યાં ઍલીશીઆ તેમની રોહ જોતી હતી ત્યાં પાછા ગયા.

કોર્તની ઘડીયાળ માંહેલો એક પુરો કાંટો નવ ઉપર હતો જ્યારે તેઓ તે કોર્ત છોડી નીકળ્યા; પણ તેઓ આગળ ચાલ્યા નહિ એટલામાં ત્યાં

એક ગાડી આવી લાગી જેને રસ્તો આપવા તેઓ બાજુએ ઉભા. તે ગાડીમાંથી આપણી બાઇસાહેબે બહાર નજર કરી. અંધારૂં હતું; પણ તેણીની નજરે બે માણુસના ઓળા જણાયા.

"એ કોણ છે?" તેણીએ ગાડીની બારીમાંથી ડોકું બહાર કાઢી પુછ્યું. "કોણ છે, માળી કે?"

"નહિ, મારાં વ્હાલાં કાકીજી, એ તો હું તમારો તાબેદાર ભત્રિજો રોબર્ત છું."

ગાડી આગળ ચાલી અને સઘળા ચાકરો અને માલીઓ ગાડીની નજદીક આવી ઉભા. "હું ધારૂં છું કે તોફાન આજ તો નહિ પણ કાલે રાત્રે થશે," બેરોનેત બોલ્યો.

---

## પ્રકરણ ૯ મું.

### તોફાન પછી.

સર મીચલની આગાહી ભુલ ભરેલી હતી કારણ તોફાન તો તેજ રાત્રે મધ્ય રાતને સુમારે જોરથી ઑદલીના ગામડામાં ફુકયું.

રોબર્ત ઑદલી આ તોફાનની વેળાએ પોતાની હમ્મેસની સહનસિલતા દેખાડી તે બેસવાના ઓરડામાં એક સોફા ઉપર પાંચ દહાડાનું જુનું એક વર્તમાન પત્ર વાંચતો પડી રહ્યો; પણ તોફાનથી જ્યૉર્જ ઉપર જુદી અસર થઇ હતી. તેનો ચેહેરો ફિક્કો પડેલો હતો અને તે ભયાભીત હાલતે વિજલીના ચમકારા અને ગર્જના તરફ ધ્યાન આપતો હતો.

"કેમ, જ્યૉર્જ," રોબર્ત બોલ્યો, "તું વિજળીથી બીહે છે કે?"

"ના," તેણે જવાબ દીધો.

"પણ મારા વ્હાળા મિત્ર, કેટલાક ઘણાજ હિમ્મતવાન પુરૂષો તેથી હેબત ખાધેલા જણાયા છે. એને બીહીક જેવું કાંઇ કહેવાય નહિ. હું હિમ્મતથી કહું છું કે તમે ગભરાયલા છો તેથી એવો દેખાવ તમારો બન્યો છે."

"અને હું હિમ્મતથી કહું છું કે હું બીતો નથી."

"જ્યૉર્જ તાલ્બોયઝ, તમે વિજલીથી બીધા છો એટલુંજ નહિ; પણ તમારી બીકથી તમારો દેખાવ કઢંગો બન્યો છે."

"રોબર્ત ઑદલી, એવું જો મારા માટે ફરીથી બોલશો તો હું તમને જમીન ઉપર પટકી નાખીશ." એટલું કહેતાં જ્યૉર્જ ઓરડામાંથી બહાર નીકળ્યો. તેણે બારણું પોતાની પછવાડે જોરથી અફાલ્યુ. જો તે જુવાન માણુસ તોફાનથી બીધો હોય પણ વરસાદથી તો હોયજ નહિ, સબબ, તે ધર્મશાલામાંથી બહાર નીકળી ધોરી રસ્તા ઉપર ભીંજાતો ચાલ્યો. વીસ

મીનીટ સુધી તે જોર ઝાપટામાં કરારે ફરયા કીધો, અને પછી ધર્મશાળામાં પાછો આવી પોતાને બિછાણે ગયો.

રોબર્ત ઑદલી તેને બિછાણાના ઓરડા આગળ મળ્યો જ્યારે તે તદન તરબોર થયલો હતો.

"જ્યૉર્જ, તું સુઇ જાય છે કે?"

"હા."

"પણ તારી પાસ મીનબતી ક્યાં છે?"

"મને જોઇતી પણ નથી."

"પણ તારાં કપરાં તો જો, ભલા આદમી.! તારા દગળા ઉપરથી પાણી ટપકતું તને જણાતું નથી? આવી રાત્રે તને બહાર જવાને કેમ વિચાર આવી ગયો?"

"હું થાકી ગયો છું, તેથી ઉંઘી જાવું છું, વાસ્તે મને હરકત થયલી જોવા માંગતો નથી."

"પણ જરા બ્રાન્દી પાણી લઇએ, આવ જ્યૉર્જ.

રોબર્ત ઑદલીએ તેને બિછાણે જતો અટકાવ્યો, પણ જ્યૉર્જે તેને જોરથી હસેલો મારી કઠોર અવાજે કહ્યું, "રોબર્ત ઑદલી, મને એકલો રહેવા દે, અને તારાથી બનતું હોય તો મારીથી દુર થા."

એટલું બોલી તે ઓરડા તરફ ચાલ્યો. રૉબર્તે તેની પુઠ પકડી; પણ જ્યૉર્જે ઝડપ કરી અંદર જઇ બારણું બંધ કરી દીધું, જ્યારે રોબર્ત સુતી વેળા એકલો પોતાનાં મનમાં બોલ્યો, "એ માત્ર વિજલીથી તેની બીક વિશેની મારી ટીકા ઉપરથી ઉશકેરાઇ ગયલો છે."

તોફાન નરમ પડયું અને બીજી સવારે જ્યારે રોબર્ત ઉઠયો ત્યારે સૂર્યનો તડકો પડેલો દીઠો. સવારનો દેખાવ દિલપઝીર લાગતો હતો. તે નાસ્તાના ઓરડામાં ગયો. જ્યૉર્જ તેની રાહ જોતો બેઠો હતો.

જ્યૉર્જનો ચેહેરો ઘણો ઝર્દ મારી ગયલો હતો; પણ તે ઘણો શાંત હતો. તેણે રોબર્તનો દિલોજાનીથી હાથ પકડયો અને કહ્યું "બૉબ, આગળી રાતની ચાલ વિશે તું મને માફ કર. તારો વિચાર ખરો હતો. ગાજવીજ અને તોફાનથી મારી પ્રકૃતીમાં ફેર પડેલો હતો; અને મને હમ્મેશ એમજ થાય છે."

"ગરીબ પુરાણા મિત્ર! કેમ ખાસ ત્રેનમાં આપણે આજે જઇએ કે આપણા કાકા સાથ જમવા અહિંજ રહીએ?" રોબર્તે પુછયું.

"ખરૂં બોલાવે તો મને એ માંહેલું એકે ભાવતું નથી. મને અહિંજ રહી તળાવમાં માછળાં પકડવા ભાવે છે."

રોબર્ત તેની મરજીને મળતો થયો એટલે નાસ્તો લીધા પછી તથા કલાક ચારે જમવાની વરદી કીધા પછી જ્યૉર્જ પોતાની ખાંધ ઉપર માછલાં પકડવાનો સલીઓ ઉઠાવી પોતાના મિત્ર સાથ તળાવ ભણી ચાલ્યો.

રોબર્ત ઑદલીએ તોફાનની દરકાર કરી ન હોય પણ તેની કાકીની ઉપર તો ગોયા આશમાન હેઠલ ગડબડી પડયું હોય એવી ધમાલ ઑદલી કોર્તમાં ચાલી રહી. તેણીનો પલંગ સલામત જગામાં ખસેડવામાં આવ્યો; અને તેણીને ખુબ તરાંહથી ઓધારવામાં આવ્યું. રાતના ત્રણ વાગા અને જ્યારે તોફાન ફુકતું બંધ પડયું ત્યારેજ આપણી બાઇસાહેબે પોતાનો મુસાફરીનો નવો ઝરરીન પોષાક ઉતારયો. આસરે કલાક ચારને સુમારે તેણીના ધણીએ તેણીને ઉંધાતાં જોઇ. સર મીચલ આખી રાત તેણીની કાળજી કરતો અને તેણીને તપાસતો બેઠો હતો.તેણીએ પાંચ કલાક ઉંઘ કાઢી.

સવારમાં કલાક દસને અમલે તેણી હસતે મુખરે નાસ્તાના ઓરડામાં પોતાના ધણી આગળ ગઇ, જ્યારે તેણીને જોતાંજ તે બોલ્યો, "રે પ્રિયા, મારી લાડકી! તને દિલખુશ જોતાં મારો નસીબો બુલંદ થયલો હું સમજુ છું, અને ખોદાનો ઉપકાર માનું છું કે સવારમાં સૂર્યનો તડકો પડયો છે. તે સાહેબ કરે ને કોઇ દિવસ ફરીથી કાલના જેવો તારો દેખાવ બને નહિ."

તેણી પોતાના ધણીને ચુમ્મી લેવા માટે પોતાના પગના અંગોઠા ઉપર ઉંચી તણાઇ અને તેમ કરતાં પણ તેણી માત્ર તેની દાઢીના વાળ લગી પુગી શકી. તેણી બોલી કે તેણીનો સ્વભાવ હમ્મેશનો બીકણ છે. કૂતરૂં-બિલાડું-ગાય-બળદ-ગાજવીજ વગેરે તમામ ચીજથી તેણીને બીક લાગે છે. "દરએક-દરએક પાંતીથી" તેણી બોલી "મને બીક લાગે છે; પણ મારા ધણીને જોતાં મારૂં દિલ પાછું આરામ પામે છે."

તેણીના પોષાકવાળા ઓરડામાંનો ગાલીચો ખોરાયલો તેણીએ દીઠો ત્યારે તેણીએ પેલા ગુપ્ત માર્ગ માટે પુછપાછ ચલાવી. તેણીએ ઍલીશીઆને હસતાં હસતાં ઠપકો દીધો; સબબ, તેણીએ પેલા બે મરદોને તેણીના ઓરડામાં દાખલ કરવાની હિમ્મત ચલાવી હતી.

"અને તેઓએ મારી છબી જોવાની પણ હુલ્લડાઇ કીધી કે?" તેણીએ હસવામાં પુછી લીધું. "મને ત્યાં આગળના ગાલીચા ઉપર કોઇ મોટા આદમીનું મોજું પડેલું મળ્યું છે!"

આ બોલતી વેળા તેણીએ એક જાડું સ્વારી વેળાએ પેહેરવાનું મોજું ઊંચે ધરી ઍલીશીઆને દેખાડયું. તે જ્યૉર્જનું હતું જે છબી જોતાં પોતાની મૂર્છા વેળાએ તેના હાથમાંથી પડી ગયું હતું.

"આજે હું 'સન ધર્મશાળા' તરફ જઇશ અને પેલા બન્ને જુ-વાન્યાઓને આપણે અહિં જમવાનું નોતરૂં દઇશ," સર મીચલ બહાર નીકળતો બોલ્યો.

સપ્તેમ્બરનો મહીનો હતો. દિવસનો ઉઘાડ ઘણો હતો; અને આપણી બાઇ સાહેબ એક ઓરડેથી બીજે ઓરડે તરેહવાર ગમત મેળવવાનાં કામમાં પોતાનો વખત ગુજારતી હતી. તેણી ઘણી ખુશ ખુશાલ હતી પણ આવી ખુશાલીની વચમાં તેણીનો જીવ એકાએક બેચેન બન્યો.

આણી ગમ આપણી બાઇ સાહેબ એ રવેશે પોતાનો જીવ રીઝવતી હતી તે વેળાએ પેલીગમ તળાવ આગળ પેલા બન્ને જુવાન્યાઓ માછળા પકડવાની મજાહ મહાલતા હતા. બપોરમાં કલાક એક અમલે રોબર્ત તળાવની પાળ આગળ ઉંઘી ગયો અને સુમારે બે કલાક નિંદ્રાવશ થયા પછી જ્યૉર્જ ત્યાંથી આગળ ચાલ્યો અને ફરતો ફરતો એક પુલ આગળ જઇ પહોંચ્યો કે જ્યાં આગળથી ઑદલી કોર્તના મેદાનમાં જવાતું હતું. રૉબર્ત તો પેલા તળાવ આગળ એક ઝાડના છાંયા તળે હજી ઊંઘ કાઢતો હતો.

હવે પેલી ગમ ઑદલી કોર્તમાંથી સર મીચલ સવારમાં બહાર ફરવા નીકળ્યો હતો. તેની એક કલાક આગમચ ઍલીશીઆ પણ પો-તાની કાળી ઘોડી ઉપર ગામમાં ફરવા નીકળી હતી. ચાકરો જમણુની દોર ધામમા મંડેલા હતા; અને આપણી બાઇ સાહેબ ઑદલી કોર્તનાં મેદાનમાં હાથમાં ચોપડી લઇ ઝાડોની હેઠળ ફરતી હતી. એ રવેશે ઑ-દલી કોર્તનો જુનો બીસ્માર હાલત વાલો મેહેલ થોડો વખત પોતાના રહેવા-સીઓ વગરનો બન્યો હતો જ્યારે જ્યોર્જે ત્યાં જઇ તેના દરવાજા ઠોક્યા.

એક ચાકરે જવાબ આપ્યો કે ઘરમાં સર મીચલ કે મીસ ઍલી-શીઆ કોઇ ન હતું અને કે આપણાં બાઇ સાહેબ પછવાડે લીંબુરી હેઠલ ફરતાં હતાં.

આ ખબરથી તે નાશીપાસ બન્યો, અને આપણી બાઇ સાહેબને મળવાની ઇચ્છા વિશે કાંઇ બડબડતો (જે પેલા ચાકરે બરાબર સમજ્યું નહિ) અને પોતાના નામનો કાર્દ પણ મુક્યા વગર તે બહાર નીકળ્યો.

આ બનાવ પછી કલાક દોઢે આપણી બાઇ સાહેબ લીંબુરી આગ-ળથી નહિ પણ તેની ઉલટીજ બાજુએથી પોતાના હાથમાં ઊંઘાડી ચોપડી સાથ તથા ગાતી ગાતી ઘરમાં દાખલ થઇ. ઍલીશીઆ પણ ત્યાં આવી લાગી; તેણીની સાથે તેણીનો મોટો ન્યુફાઉન્દલેન્દ જાતનો કૂતરો હતો. તે કૂતરો આપણી બાઇ સાહેબ તરફ જોતાંજ કુદરતી રીતેજ હમ્મેશ

ભસતો હતો. આ વેળાએ તેણે આપણી બાઇ સાહેબે જાણે શું એક માઠું કર્મ કરયું હોય તેમ તેણીની તરફ પોતાના દાંત દેખાડયા.

"ઍલીશીઆ, પેલાં ભયંકાર પ્રાણીને બહાર મોકળ," આપણી બાઇ સાહેબ બોલ્યાં "એ પશુ જાણેચ કે હું હમ્મેશ તેનાથી બીહવું છું તેથી તે મારી તરફ વધારે એમ કરે છે. એટલું છતાં વળી એ ભલો અને સારા સ્વભાવનો કહેવાય છે! તોબાહ! (કૂતરાને) સીઝર; હું તને ધિક્કારૂં છું, અને તું મને ધિક્કારે છે; અને અગર હું તને અંધારામાં મળી તો તું જરૂર મારી ઉપર તરાપ મારી ડાપુ ભરવાનો, નહિ વારૂ?"

એટલું બોલતાં આપણાં બાઇ સાહેબ પોતાની સાવકી બેટીની પછવાડે ભરાઇ ગયાં.

"બાઇ સાહેબ તમને ખબર પડી હશે કે જયોર્જ તાલ્બોયઝ તમને તથા સર મીચલને મળવા અતરે આવી ગયો હતો."

"હું તો સમજતી હતી કે તે આજે જમવા આવવાનો હતો," બાઇ સાહેબે જવાબ દીધો, "ખચીત તેને વિશે ત્યારેજ આપણે વધુ જાણીશું."

તેણી પોતાના ઓરડામાં ગઇ. જ્યૉર્જનું મોજું તેણીની તેબલ ઉપર હતું. તેણીએ જોરથી ઘંટડી વગાડી અને ફીબ દોડતી તેણીની હજુરમાં આવી ઉભી.

"આજ સહવારની તું શું કરયા કરે છે," બાઇ સાહેબે પુછયું. "ફ્રોકટ વખત ગાલતી તો ન હશે?"

"નહિ, બાઇ સાહેબ, બ્લુ પોષાક હું ફેરવતી હતી. અહિં જરા અંધારૂ પડે છે તેથી મારા ઓરડામાં ઉપર લઇ જઇ બારી આગળ તે કરતી હતી."

આ જવાબ દઇ તે છોકરી ઓરડામાંથી બહાર જતી હતી, પણ તેણીએ પાછું ફરી જાણે બાઇ સાહેબ કાંઇ ખોટું કર્યું હોય તેમ તેમની તરફ ટીકીઆ કીધું.

લ્યુસીએ પણ ઉંચે નજર કીધી, એટલે ચાર ચશમ મળી.

થોડીક પળ લગી તો તેઓ બન્ને એકમેક તરફ મતલબથી જોતી ચુપ ઉભી રહી, આખરે બાઇ સાહેબ ઇઝીચેર ઉપર બેસી બોલી, "ફીબ, તું ઘણી ઉદ્યોગી નાની છોકરી છે, તેથી જ્યાં સુધી હું જીવીશ અને આબાદ રહીશ ત્યાં સુધી તને જાની મિત્રની માફક ગણીશ, તેમજ બસો રૂપીઆ સુધીની ટંગી પડવા દઇશ નહિ."

---

# પ્રકરણ ૧૦ મું.

## ગુમ થવું.

હવે પેલીગમ તલાવ આગળ જ્યારે રૉબર્ત ઑદલી ખાબમાંથી બી-દાર થયો ત્યારે આલસ ખાતો આણીગમ પેલીગમ જોય શું કે જ્યૉર્જ તાલ્બૉયઝ તેની નજદીકથી દુર થયલો. તે સેતાબી કરતો પગભર થયો અને તાણીતોડી જ્યૉર્જને સાદ મારવા લાગો. તળાવની નજદીક જઇ જોય શું કે માછલાં પકડવાનો સલીઓ કિનારા ઉપર ઝુલાતો અને તેની દોરી દોળા ખાતી તથા તેનો ગળ પાણી અંદર અને બહાર આવ જા રતો હતો.

તેણે પોતાની ઘડિયાળ બહાર કાઢી અને જોઇને અજબ થયો કે તેમાં સવાચાર વાગ્યા હતા.

"એવું જણાય છે કે તે એકલપેટો એકલો જમવા ગયો હશે," તે વિચાર કરતો બડબડયો, "પણ તે એમ કરે એવો સંભવ પણ રેહતો નથી કારણ કે જ્યાંસુધી હું જમણ વિશે તેનું ધ્યાન ખેંચતો નથી ત્યાંસુધી તેને તે સાંભરતું પણ નથી."

તેને ભુખ લાગી હતી અને ભાણું તાઢું પડતું હશે છતાં તે કલાક પાંચને અમલે આણીગમ પેલીગમ ભટકી ધર્મશાળામાં પોતાનાં મિત્રને તેના ઓરડામા જોવાની ઉલટમાં ગયો. ત્યાં તેબલ તૈયાર હતી. ખાવાનું તો ઘણું સરસ હતું. ધર્મશાળાવાલો બોલ્યો, "માછલી ગરમ ગરમ મોકલું છું."

"પણ ખાનાર કોણ છે?" રોબર્ત બોલ્યો, "જ્યૉર્જ ક્યાં ગયો?"

"તમે બન્ને ભેગા બહાર ગયા ત્યારનો તે કાંઇ અતરે પાછો ફર્યો નથી." ધર્મશાળાવાલાએ જવાબ દીયો.

"આતો એક મોઝેજો બન્યો."

રૉબર્ત તૂર્ત પોતાની તોપી હાથમાં લેતાંજ બહાર નીકળ્યો અને દરવાજા આગળ જઇ ક્યાં જવું તેનો વિચાર કરતો ઉભો હતો જ્યારે ધર્મ-શાળાવાલો તેની પુઠે દોડતો આવી બોલ્યો, "રૉબર્ત સાહેબ, અતરેથી તમે ગયા પછી સુમારે પાંચ મીનીતે તમારા કાકા અહિં આવ્યા હતા અને તમને તથા પેલા બીજા તમારા સોબતીને ઑદલી કોર્ત ખાતે જમવા બોલાવી ગયા છે."

"ત્યારે જ્યૉર્જ તાલ્બૉયઝ ત્યાં ગયો હશે એમાં આશ્ચર્ય જેવું કાંઇ નથી."

સાંજના છનો તકોડો વાગ્યો. રૉબર્ત ઑદલીએ ઑદલીકોર્તનો દર-

વાજે ઠોક્યો. કોઇને મલવા તેણે માંગ્યું નહિ; પણ તેનો મિત્ર ત્યાં આવ્યો હતો કે નહિ તે વિશે પુછ્યું.

ચાકરે હા કહી જણાવ્યું કે મી૦ તાલ્બૉયઝ ત્યાં કલાક બેને સુમારે આવ્યો હતો.

"અને ત્યાર પછી ફરી આવ્યોજ નહિ?"

"ના, ફરી નથી આવ્યો."

"તારી ખાતરી છે કે તે બે વાગે આવ્યો હતો?"

"હા, મારી ખાતરીથી કહું છું."

તેને તે કલાક યાદ ઠાવકો રહ્યો હતો કારણ તે ચાકરોને જમવાનો વખત હતો; અને જ્યૉર્જને માટે બારણું ઊઘાડવા તેને જમતાં ઉઠવું પડયું હતું. રૉબર્ટ કોર્ટ તરફ પોતાની પીઠ ફેરવતો મનમાં વિચારવા લાગો, "ત્યારે તેનું શું થયું હશે? બેથી છ સુધી—ખાસા ચાર કલાક અને તેની કાંઇ નિશાણ નહિ!"

જો કોઇએ રૉબર્ટને એવું કહેવાની હિમ્મત કીધી હોત કે તે કોઇ જીવતાં પ્રાણી તરફ મોહોબત દોડાવે છે તો તે કહેનાર ઉપર વાદળ ગગડાવી નાખત; પણ જ્યૉર્જ તો તેનો લેહેણાવંત હતો. તે તેના ગુમ થવા બાબે તરેહવાર અટકલ બાંધતો; અને ઑદલી મેદાન ઉપર તેની તલાશ માટે ઝડપથી અહિંતહિં રખડતો હતો. તે પોતાના મનમાં કહેતો, "હું કોઇ દિવસ એટલો ઝડપથી ચાલ્યો નથી; પણ મોટો વિચાર તો આ છે કે હું કયાં જાઊં છું તેનો મને જરા વિચાર નથી."

બે મેદાન વચ્ચેની એક સાંડી ઉપર તે બેઠો. ઘુંટણ ઉપર પોતાના હાથનાં કોપરીઆં રાખી તે હાથમાં મોહું ઢાંકી વમાસ્યો, "હું સમજ્યો! રેલવે સ્તેષન!" તે તૂર્ત ઉઠયો અને લાલ ઇંતવાલાં મકાન તરફ ચાલ્યો. બીજા અડધા કલાક સુધી કોઇ ટ્રેન હતી નહિ. ટીકીતવાળો પોતાની આરીસના એક ભાગ ઉપર પોતાની ચાહ લેતો હતો. ત્યાં "ખાનગી" એવો શબ્દ મોટા સફેદ અક્ષરે લગાડેલો હતો.

"સ્મીથ્સ, જે શખસ મારી સાથ ઑદલી આવ્યો હતો તે તમને સાંભરે છે?" રૉબર્ટે પુછ્યું.

"હું ખરૂં કહું છું કે નહિ, મી૦ ઑદલી," ટીકીતવાલાએ જવાબ દીધો. "તમે ૪-૧૫ ની ગાડીમાં આવ્યા હતા અને તે ટ્રેનમાંતો બહું લોક આવે છે."

"ત્યારે, તમને તેની કાંઇ ફેશમ નથી?"

"તે હું નક્કી જાણું છું, સાહેબ."

"વારૂં આટલું કાંઇ કહી શકશો કે આજે બપોરમાં બે વાગ્યા પછી લન્ડન જવા માટે તેણે તીકીત લીધી હતી? તે કદે ઉંચો, પોહોળી છાતીવાળો, અને લાંબી ભુરા રંગની દાઢીવાળો ગ્રહસ્થ છે."

"હા, આજે ૩-૩૦ ની ગાડી માટે ચાર શખસોએ તીકીત લીધી હતી, અને તેઓ માંહેલો એક ઉંચો અને દાઢીવાળો હતો."

"કાલા ભુરા રંગની દાઢી?"

"ગમે તે કહો પણ કાંઇ ભુરા રંગ જેવી લાગતી હતી."

"પોષાક તેનો સફેદ હતો?"

"સફેદ તો ઘણા ગ્રહસ્થો પેહેરે છે; હું ધારૂં છું કે સફેદજ હતો. તેણે ઉતાવળથી તીકીત માંગી અને તે લઇને મોઢાંની સીસોડી ફુકતો પ્લેતફારમ ઉપર ગયો."

"બસ તેજ, તેજ જ્યૉર્જ. ઘણી મેહેરબાની કરી છે, સ્મીથ્સ; બસ હવે સાફ માલુમ પડયું કે તે જ્યૉર્જ છે; પણ નહિ, હાલ તો હું ઑદલી કોર્ત તરફ જાઉં અને કાલે સવારે લન્ડન જઇશ."

---

## પ્રકરણ ૧૧ મું.

### બાઇ સાહેબના હાથની પોંચી ઉપર નિશાણ.

સર મીચલ અને બાઇ સાહેબને રૉબર્ત દ્રોઇન્ગરૂમમાં મળ્યો. બાઇ સાહેબ એક મોટી પિયાના આગળ એક ઇસ્તાન ઉપર બેઠેલી હતી અને પોતાનાં નાજુક આંગળાં પિયાના ઉપર ચલાવતી તથા તે સાથ પોતાનો સરોદ મેળવતી હતી. પોતાની રાજેતાની રીત મુજબ રૉબર્તને જોતાંજ તેણીએ હસીને તેની ખેરઆફીયત પુછી, પછી પેલાં સેબલ્સ માટે તેણીએ તેનો ઉપકાર માન્યો.

રૉબર્તનું ધ્યાન પોતાના મિત્રની ગેરહાજરી તરફ હતું જેથી બાઈ સાહેબ માટે કરેલું કામ તે ભુલી ગયો હતો. તેણે તેણીના ઉપકારનો જવાબ માત્ર દોકું વાકું વાળી આપ્યો.

"સર મીચલ, તમે માનજો કે પેલો મારો પોરીઓ મને વિચારમાં નાખી લન્ડન જતો રહ્યો છે," રૉબર્ત બોલ્યો.

"મી૦ જ્યૉર્જ તાલ્બૉયઝ લન્ડન ગયો!" બાઇ સાહેબ બોલી.

. "તોબાહ!! તોબાહ!! કેવો ભયંકાર બનાવ!! બીચારા રૉબર્તને તે વગર એક ઘડી ચાલતું નથી ને આ શું ખોટું કામ બની ગયું!!" ઍલીશીઆ ટકોરમાં બોલી.

"તે ઘણો પ્રમાણીક ભલો પુરૂષ છે, અને ખરૂં કહું તો મને તે વગર ઘણી બેચેની ઉપન થાય છે."

તેના માટે એકરાર! આપણી બાઇસાહેબે જાણવા માંગ્યું કે રૉબર્ત પોતાના મિત્ર માટે એટલો એકરાર શા સબબથી થતો હશે!

"હું તમને તે કહું છું, ઍાદલીબાઈ," રૉબર્તે જવાબ દીધો. "બીચારા જ્યૉર્જને પેહેલવેહેલાં તો એક વરસની વાત ઉપર તેની ઓરતના મરણનો ગજબ લાગેલો, જેના શોક અને સંતાપમાંથી તે હજી છુટો નથી અને જેમ હું કરૂં છું તેમ તે એકાંત જીંદગી ગુજારે છે. પણ વારંવાર તે કઢંગી વાતો કરે છે જેથી મને ધાસ્તી લાગે છે કે રખેને તે કોઇ દિવસ હુલડાઇનું કામ કરે."

"અરે આ તો નવાઇ જેવી વાત છે," બાઇસાહેબ બોલી "હું તો સમજતી હતી કે બ્લુ આંખ અને સુંદર ચેહેરાવાલી એક ઓરત ગુજરે તો મરદો આગળ તેનો શું મુઝાયકો છે, તેવીજ સુંદર અને બ્લુને બદલે કાલી આંખવાળી બીજી તેમને માટે ઘણી તૈયાર છે."

"જ્યૉર્જ તાલ્બૉયઝ તેવો મરદ નથી," રૉબર્ત બોલ્યો. "હું ખાતરીથી સમજું છું કે તેની ઓરતનાં મરણથી તે ખસ્તેહ જીગર બન્યોછે."

"કેવો દુઃખદાયક બનાવ!!" બાઇસાહેબ બોલ્યાં, "મીસીસ તાલ્બૉયઝે મરણ પામી ઘણું ઘાટકી કામ કર્યું છે. તેણીએ પોતાના ભરથારને બળાપામાં નાખ્યો છે!"

આ સખુન સાંભળતાં રૉબર્ત કાકી તરફ જોતો પોતાનાં મનમાં બોલ્યો, "ઍલીશીઆનું કહેવું રાસ્ત હતું બાઇનો કેથી ચીબાવળી દેખાયછે."

જમવાની તેબલ ઉપર બાઇસાહેબ તો કેહાં ઘણાંજ નાજુક દેખાયાં. તેબલ ઉપર રાંની મરઘાનું દીશ પડેલું હતું તે પોતાથી કાપી શકાય નહિ માટે રૉબર્તની મદદ લેવી પડી.

"મી૰ ડૉસનના ઘરમાં મતનની લટાંગડી હું દ્રેસ કરી શકતી હતી; અને ત્યારેપણ મને ઉભું થવું પડતું હતું," બાઇસાહેબ પોતાના ભત્રીજા તરફ હસતાં અને નખરાં કરતાં બોલ્યાં.

પોતાના ભત્રીજા ઉપર પોતાના લેહેકાથી જે મોહીનીની અસર બાઇ સાહેબે કરી હતી તે સર મીચલે ખુશી થઇ જોઇ હતી.

"આજે મારી નાની લાડકીને પાછી લેહેરમાં જોઇ હું ઘણો ખુશી થયો છું," સર મીચલ બોલ્યો. "ગઇ કાલે તેણી પોતાની એક ધારણામાં નાસિપાસી માટે અત્યંત દિલગીર હતી."

"નાસિપાસી!"

"હા, મી૰ ઍાદલી," બાઇ સાહેબ બોલ્યાં, "એક ઘણીજ ઘાટકી

નાસિપાસી. બીજી સવારે મને એક તાર મળ્યો જેમાં મારી વહાલી ધરડી સહી, એક સ્કુલ મીસ્ત્રેસે, મને એવું જણાવ્યું કે તેણી મોતના બિછાણે હતી અને કે જો મારે તેણીને મળવું હોય તો ઝડપથી તેમ કરવું. તે સંદેસામાં તેણીનું કાંઇ થર ઠેકાણું મોકલેલું ન હતું. હું સમજી કે જે ધરમાં હું તેણીને ત્રણ વરસની વાત ઉપર છેલ્લી મુકી આવી હતી તેજ ધરમાં તેણી રહેતી હશે, એ વિચાર ઉપરથી સર મીચલ અને હું ઉતાવળાં શેહેર તરફ ગયાં અને તેણીનાં જુનાં ઠેકાણાં તરફ અમાએ ગાડી ચલાવી. તે ધરમાં તો અજાણ્યાં લોક રહેતાં હતાં કે જેમના તરફથી મારી સહીનો કાંઇ પત્તો અમને મળ્યો નહિ. સર મીચલે ત્યાં ઘણી તલાસ કરી પણ કાંઇ ફાયદો કાઢ્યો નહિ. શેહેરમાં મારૂં કોઇ સગું કે ઓળખવાળું હતું નહિ જેથી સર મીચલને મારી સહીનું નવું રેહેઠાણ શોધી કાઢવાને એકલા હાથે મેહેનત પડી."

"તારના સંદેસામાં ઠેકાણું નહિ જણાવવામાં મોટી મૂર્ખાઇ જેવું થયું હતું."

"જ્યાં મોતજ પોતાનો દેખાવ દીએ ત્યાં એટલું હાવકાં રહેવાનું કોણને સુઝ પડે." બાઇ સાહેબ ઑદ્રલી તરફ જરા તણાઇને બોલ્યાં.

બાઇ સાહેબની મોહીની અને રૉબર્ત તરફનાં તેણી વિશેનાં નાલાયક વખાણ છતાં આ શાંત સેપ્તેમ્બરની સાંજ ઉપર બેદરકારીની કઢંગી લાગણી તેને લાગ્યા વના રહી નહિ. બાઇ સાહેબ સાથે તે વાત કરતો બેઠેલો છતાં રોબર્તનું ધ્યાન જ્યૉર્જ વિશેના વિચારમાંજ રોકાયલું હતું. તે બોલ્યો, "હું એવું ઇચ્છું છું કે જો મારા હાથમાં હોય તો તેની ઓરત તેને પાછી હવાલે કરી આપું." આપણી બાઇ સાહેબનાં આંગલાં તો ખુશીથી પિયાના ઉપર ચાલતાં હતાં, અને રૉબર્તના વિચાર તેના મિત્ર ઉપર રમતા હતા. તેને એ રવેશે વિચારમાં જોઇ બાઇ સાહેબે તેને પુછ્યું કે તે શા બાબે વિચાર કરતો હતો જ્યારે તેણે ઉતર દીધો કે માત્ર જ્યૉર્જ તાલ્બૉયઝ વિશે. તે સાંભળી તેણી જરા કમકમી બોલી, "હું ખરૂં કહું છું કે તમારી એકની એક વાતથી હું ઘણીજ કંટાળું છું. શું તેને કાંઇ નવાઇ જેવી હુનારત બની છે?"

"તોબાહ! ખોદા એવું તેને નહિ દેખાડે!" રોબર્ત બોલ્યો, "પણ તેના બાબે હું બેદરકાર રેહેવું એ બને એવું નથી."

તે રાતના સર મીચલનો શોખ થવાથી તેણીએ પિયાના ઉપર પોતાનાં હાથ ચલાવવા માંડ્યા જ્યારે રૉબર્ત તેણીની આગળ બેઠો હતો. તે તેણીના સુંદર આગળાં પિયાના ઉપર અસંત ઝડપથી ચાલતાં જોયા કરતો

હતો. ઘણી ઝડપથી હાથ ચાલવાને લીધે તેણીના હાથ ઉપરથી પોહોંચી નીકળી પડી જે તેણી ઝડપથી પાછી પેહેરવા જતી હતી પણ એટલામાં રૉબર્ત જોય શું કે તેણીના હાથ ઉપરની ચામડી ઘણીજ સોરઇ ગયલી હતી.

"તમારા હાથે ઇજા થયલી છે," રૉબર્ત બોલ્યો.

તેણીએ ઉતાવળથી તે પોહાંચી પેહેરી લીધી.

"નહિ કાંઇ નથી; જરા ઘસાડો લાગો છે; જરા કાંઇ લાગે છે કે મારી ચામડી આંમજ થઇ આવે છે."

તેણીએ વગાડવાનું ચાલુ કીધું; પણ સર મિચલનો જીવ રહ્યો નહિ; તે બોલ્યો, "જોઉં લ્યુસી, એ શું છે?"

"તમે સઘળા કેવા મૂર્ખ જણાવો છો કે નજીવી ચીજ માટે ગભરાઇ જાવો છો. હું કોઇ વેળા બેભાન બનું છું ત્યારે આમ થાયછે; પણ આ તો થોડા દિવસની વાત ઉપર ગમત ખાતર મેં મારા હાથે એક પાતીનો ટુકડો એટલો મજબુત વિંટાળ્યો કે જ્યારે તે છોડયો ત્યારે એ રવેશે છોલઇ ગયો."

"છિ!" રૉબર્તે વિચાર્યું. "આપણી બાઇ સાહેબ છોકરવાદી, નાનું, સફાઇદાર અને બીલોર જેવું જુઠું બોલે છે. હાથ ઉપરની નિશાણ તાજી છે, કાંઇ જાઝા દિવસની નથી."

સર મીચલે તેણીની નાજુક પોહોંચી પોતાના મજબુત હાથમાં પકડી.

"બતી લાવ, રૉબર્ત," તે બોલ્યો, "અને જોઇએ તો ખરા."

તે કાંઇ એક ઘસાડો ન હતો, પણ ચાર સેહેજ કિરમજ રંગની નિશાણ હતી અને તે એવી જણાતી હતી કે કોઇ મજબુત હાથનાં ચાર આંગલાંથી થયલી હતી. કોઇએ તેણીનો હાથ ચાંપીને પકડયો હતો. વળી એક આંગલાંની નિશાણનો એક ભાગ તો કાંઇ વધારે કાળો થયલો હતો જે ઉપરથી આપણા બારીસ્તરે એવું અનુકૂળ કરયું કે તેણીનો હાથ પકડનાર શખસનાં આંગલે વીટી હતી.

રૉબર્ત સમજ્યો કે બાઇ સાહેબ ખરેખર હિલ્લાં બિલ્લાં દેખાડે છે. છેક રાતના સાડાદસને અમલે તે પોતાના કાકાની રજા લઇ ત્યાંથી નીકળ્યો અને તેમને જણાવતો ગયો કે તે બીજી સવારે પેહેલી ગાડીમાં લન્દન તરફ જ્યૉર્જની શોધમાં જશે.

"જો મને તે ત્યાં નહિ મળશે તો હું સાઉધૅમ્પતન તરફ જઇશ; અને ત્યાંબી નહિ મળશે તો—"

"તો શું?" બાઇ સાહેબે પુછ્યું.

"તો સમજશ કે કાંઇ તેની ઉપર નવું જુતું ગુજર્યું છે."

રસ્તામાં ચાલતાં રૉબર્ત ઘણોજ નાહિમ્મત બનેલો હતો. "સન ધર્મશાળા"માંના પોતાના ઓરડામાં જતાં તે અત્યંત ઉદાસ થયો.

"એક શખસ બાબે આટલી બધી કાળજી કરવી એ વિચારજ અશક્ય છે! ગમે તે ગુજરો પણ તેની પુઠે હું શેહેર તરફ તો જવાનો."

---

## પ્રકરણ ૧૨ મું.

### હજી ધુમ થયલો.

ધર્મશાળા માંહેલા પોતાના ઓરડાની તેબલ ઉપર જ્યૉર્જ કાંઇ કાગળ મુકી ગયો હશે એવા હેતુથી રોબર્તે તલાસ કીધી જે ન જડતાં તે સાઉથૅમ્પતન તરફ ગયો.

ત્યાં પેલા જઇફને તે મળ્યો, જે તેને પોતાના ઓરડામાં લઇ ગયો, અને એક ખુરશી ઉપર બેસાડવામાં લાવ્યો જ્યાં નાના જ્યૉર્જને તેણે ખોલા ઉપર બેસાડી રમાડતો બોલ્યો, "કેમ જ્યૉર્જ અતરે આવ્યો છેની?"

"શું જ્યૉર્જ અતરે આવનાર હતો?" જઇફે પુછ્યું.

"પણ તે આવ્યો હતો?"

"ગઇ રાત્રે તે આવ્યો હતો; પણ હાલ અહિ નથી."

"ક્યારે આવ્યો હતો?"

"છેક મોડી રાત્રે, મેલ ત્રેનમાં."

"અને પછી શું તૂર્ત પાછો ગયો?"

"ના, એક કલાક કરતાં વધુ ઠોભ્યો હતો."

"રે ખોદા! તે જુવાન મને કેવી ફીકરમાં નાખે છે. એમ કરવામાં તેની શી મકસુદ હશે?"

"ત્યારે તેની મતલબની તમને કાંઇ ખબર નથી."

"શી મતલબ?"

"ઑસ્ત્રેલીઆ તરફ જવાની મતલબથી તે ગઇ રાત્રે અતરે એક વાગે આવ્યો હતો અને નાનો જ્યૉર્જ જે સુતેલો હતો તેને ભેટયા પછી તે બોલ્યો કે તે ઑસ્ત્રેલીઆ તરફ જવાને લીવરપુલ જનાર હતો તેટલાજ માટે તે પોતાના દીકરાને છેલ્લો ભેટવા આવ્યો હતો કારણ તેના કહેવા મુજબ તે કદી ઇન્ગ્લૅન્દ તરફ પાછો ફરનાર ન હતો."

"પણ એમ કરવાનું કારણ શું?" રૉબર્ત બોલ્યો. "તેમ કરવાનો હોય તો તે પોતાના જાની મિત્ર ઉપર એક અક્ષર પણ લખી કેમ નહિ જાય! એજ વિચાર મને શંકા ઉત્પન કરે છે!"

પેલો જદદ્ર માથું કુટતો બોલ્યો, "મી૦ ઑદલી, તમને ખબરછે? હેલનનાં મરણથી તેની હાલત એવી બગડી છે."

"છિ! છિ!" રૉબર્ટ બોલ્યો "એ શું બોલો છો. તેને તેણીનાં મરણથી દુઃખ લાગ્યું તો અલબત, પણ તેનું ધ્યાન જેમનું તેમ સલામત છે."

"કદાચ તમને તે લીવરપુલ જઇ લખશે." તે જઇફ બોલ્યો. "કદાચ તે એવું સમજ્યો હોય કે તેની એવી ચાલથી તમે દિલગીર બનશો તેટલા માટે તેણે એમ કર્યું હશે!"

"તેણે મારા ઉપર લખવું જોઇએ; કારણ કે મારા શિવાય બીજો કોઇ તેનો મિત્ર નથી અને વળી અમો ઘણા જુના મિત્ર છૈયે."

"એમ કરવું એને છાજે નહિ; એમ જ્યૉર્જને ઘટે નહિ."

નાના જ્યૉર્જીએ તેના મો તરફ જોયું અને કહ્યું, "એતો મારૂં નામ છે, એ મારા પપાજીનું નામ છે, પેલા મોટા ગ્રહસ્થનું નામ છે."

"હા, જ્યૉર્જી, અને તને કાંઇ યાદ છે કે તારા પપા અહિં રાતે આવ્યા હતા અને તને ઉંઘમાં બોકી કરી ગયા."

"નહિ." છોકરે ડોકું હુલાવી કહ્યું.

"કદાચ તું ભર ઉંઘમાં હશે! તેથી તને ફેમ નહિ."

"પણ પેલી ખુબસુરત બાઇ ક્યાં છે?" જ્યૉર્જીએ પુછ્યું.

"કઇ સુંદર બાઇ?"

"પેલી સુંદર બાઇ જે ઘણા દહાડાની વાત ઉપર અતરે આવી હતી તે?"

"એ પોતાની ગરીબ મા વિશે બોલે છે." પેલા જઇફે કહ્યું.

"નહિ, નહિ, મા નહિ, મા તો હમ્મેશ રડતી હતી," છોકરો બોલ્યો. "મા તો મને ગમતી ન હતી."

"ચુપ નાના જ્યૉર્જી?"

"હું તેણીને ચાહાતો ન હતો અને તેણી મને ચાહતી ન હતી. મને તો પેલી સ્ત્રી ગમે છે. તેણીનો પોષાક કેવો મજાહનો હતો! તેણીએ મને સોનાંની ઘડિયાળ કેવી આપી હતી!"

"હા, હા, એ મારા જુના કપતાનની બૈરી વિશે કહેછે; તેણી એની ઉપર ઘણું હેત કરે છે."

"મારી તે ઘડિયાળ ક્યાં છે? લાવો હું એવણને તે દેખાડું."

"તે સાફ કરવા મોકળી છે, નાના જ્યૉર્જી."

"તે હમ્મેશ સાફ કરવા જયા કરેછે?" નાનો જ્યૉર્જી બોલ્યો.

"તે ઘડિયાળ તો સલામત છે, હું ખાતરીથી કહું છું, મી૦ ઑદલી," તે જઇફ બોલ્યો, "મને વારે ઘડીએ પૈસાની સંકડાસ પડેછે અને

તેટલા માટે મેં તે ગીરવી મુકી છે. જુવો તેની આ રસીત.—"એક નાની ઘડિયાળ, હીરામાં મઢેલી—કિમ્મત રૂ ૧૧૦ માત્ર."—પણ ચાલ બેટા જ્યૉર્જી. તને સુવાનો વખત થયોછે. મી૦ ઑદલી માફ કરજો, હું એક પા કલાકમાં પાછો આવું છુ."

નાના અંધારા ઓરડામાં એકલો રહેવાથી રૉબર્ત અદબ વાલી જમીન તરફ જોતાં વિચાર કરતો બેઠો હતો. ઓરડામાં તંબાકુનો વાસ આવતો હતો તેથી તેણે વિચાર કાર્યો કે ત્યાં શીગાર પીવામાં ખોટું જેવું કાંઇ ન હતું. તેણે ગજવામાંથી એક શીગાર કાઢી. ઓરડાની નાની સઘડીમાં એક ચીણગારી હતી જે વડે તે સલગાવવાને રૉબર્તે આજુબાજુ કાંઇ ચીજ માટે નજર કીધી એટલે જમીન ઉપર એક લાંબી બીડીના આકારમાં વિટાળેલો એક કકડો હતો તે તેણે ઉપાડયો. તેને બીજે છેડે પાછી વિટાળવા તેણે ઉખેડી પણ તે ઉપર કાંઇ લખેલું જોઇ તે બારી આગળ ગયો. એટલે તેને માલુમ પડયું કે તે ઉપર તાલ્બૉયઝનું નામ હતું અને કે તે એક તારનો સંદેસો હતો. તેનો ઉપલો ભાગ બળી ગયલો હતો; પણ ઘણો અગત્યનો અને મોટો ભાગ તો બચેલો હતો——"લ્બૉયઝ——— ગઇ રાત્રે આવ્યો હતો, અને લીવરપુલ જવા મેલ ત્રેનમાં ઉપડયો જ્યાંથી તે સીદની તરફ જવાનો હતો."

મથાળાં સાથે તારીખ, વાર, ઠેકાણું, અને મોકળનારનું નામ બળી ગયું હતું. રૉબર્તનો ચેહેરો હવે ફિક્કો પડી ગયો. તેણે સંભાળથી તે કાગળના કકડાની ઘરી કરી, અને પોતાની પાકેતબુકના પાણામાં મુકયો.

"રે ખોદા! એ બધાંની મતલબ તે શી હશે! હું આજે લીવરપુલ જઇશ અને કેડે પુછગાછ કરીશ."

---

## પ્રકરણ ૧૩ મું.

### ત્રાસદાયક શ્વપ્ના.

રૉબર્ત પોતાની ધર્મશાળા તરફ પાછો ફ્રયો. ઓરડામાંના બાક્ષમાં ઘણા પત્ર હતા જે માંહેલો એકે જ્યૉર્જનો ન હતો, તેથી તેણે વળી વિચાર કર્યો કે જો સવારમાં તેને જ્યૉર્જ તરફનો પત્ર ન મળે તો લીવરપુલ તરફ જવા તુર્ત નીકળી પડવું. તે સુતો એટલે તેને તરેહવાર શ્વમાં આવ્યાં. બામદાદનો વખત થયો જ્યારે કોઇ બારણું ઠોકતું હોય એમ તેના કાન ઉપર જોર અવાજ આવ્યા. તે ચોંકયો અને સમજયો કે ધર્મશાળાની મીસ માલોનીએ બારણાં ઠોક્યાં હશે જેથી તે તેણી ઉપર બહુ ચિરડાઇ મનમાં

બોલ્યો કે તેણીની પાસ ફાલતુ ચાવી છતાં બારણું ઠોકવાની તેણીને શી અગત્ય પડી હશે.

સવાર પડી. મીસ માલોની કુચી વડે ઓરડો ઊઘાડી અંદર આવી જ્યારે તેણે તેણીને ઘણી ધમકાવી. તેણીએ ઠોક બાબે ઇનકાર કર્યો અને પોતાનું અજ્ઞાનપણું જણાવ્યું.

"શું ત્યારે તને દાદરા ઉપર કે હેઠળ કોઇ મળ્યું હતું?" રૅાબર્તે મીસ માલોનીને પુછ્યું.

"ના, એકબી જીવડો નહિ."

"આ કેવો ચિડ ચઢે એવો બનાવ છે. કોઇ માણસ આટલીવાર સુધી ઠોકે અને તેની કોઇને ખબર નહિ પડે? કદાચ તે જ્યૅાર્જ તરફથી કાંઇ પત્ર લાવ્યો હશે."

"તેમ જો હશે તો તે ખચીત પાછો આવશે."

"હા, અલબતાં, જો કાંઇબી અગત્યનું હશે તો તે પાછો આવશે," રૅાબર્ત મનસે બોલ્યો.

સાઉથૅમ્પતન ખાતેનો તારનો સંદેસો મળ્યા પછી રોબર્તે જ્યૅાર્જને મળવાની આશા મુકી. કદાચ તે જઇફ લોભી માણુસે જ્યૅાર્જને સમજાવી અમને બેને જુદા પાડયા હશે, અને તે માત્ર મારા હાથમાંના નાણાં ઉપાડવાનેજ માટે હશે! પણ તે વાતને પેલા તારના સંદેસા સાથ શો સંબંધ?

લીવરપુલની ખાસ ગાડી તો અડધા કલાક અગાઉની ઉપડી ગયલી હતી અને ત્યાર પછીની "સ્લો" ઇયાને ધીમી ત્રેનને બીજા સવા કલાકની ખોતી હતી. આ ઢીલથી ઑદલીને કંટાળો લાગો. તે ત્યાં પ્લેતફારમ ઉપર ફરતો હતો એટલા વખતમાં તો અડધો દજન વ્હાણ ઑસ્ત્રેલેશિઆ તરફ હંકારી જાય!

તેણે "તાઇમ્સ" પત્ર વેચાતું લીધું અને તેમાં દેશ છોડી જતા ઉતારૂઓનાં નામ બારીકીથી તપાસી વાંચ્યાં તેમાં એક જાહેર ખબર એક માણસની લાસ લેમ્બેથના કિનારા આગળથી મળેલી તે વિશેની હતી.

તે જ્યૅાર્જની ન હોય એમ કહેવાને તેની પાસ શું ખાતરી હતી? ના! પેલા તારના સંદેસા ઉપરથી જ્યૅાર્જના ધુમ થવામાં તેના સસરાની સામિલગીરી હતી, અને તેટલાજ ઉપરથી તેજ આધાર ઉપર દરેક વિચાર ચલાવવો જોઇએ એવું તેને લાગું.

રાતના આઠ કલાકે રોબર્ત લીવરપુલ પહોંચ્યો. તેને ત્યાં જતાં મોડું થયું હતું તેથી કયું વ્હાણ હંકારયું હતું. તેની ખબર મેળવ્યા શિવાય તે કાંઇ જાઝું કરી શકયો નહિ.

બીજે દિવસે તે કલાક નવને સુમારે આસ્ત્રેલીઆ તરફ ગયલાઓનાં

નામ મેળવવા આફીસમાં ગયો જ્યાં તેને જ્યૉર્જનાં નામની કાંઇ નોંધ જણાઇ નહિ, તેથી આખરે નિરાશ થઇ તે પોતાનાં મકાન તરફ પાછો ફરયો. ત્યાં તે પોતાના મનસે વિચાર કરતો હતો, "જ્યૉર્જ ઇન્ગલૅન્ડનો કિનારો છોડી બહાર ગયો નથી, એતો નક્કી છે. જો તે જીવતો હશે તો તે હજી ઇન્ગલૅન્ડમાંજ છે અગર મુવો હશે તો તેનું શરીર ઇન્ગલૅન્ડમાં કયે દતાયલું હશે."

તેણે એક ખડીયો, કલમ અને કાગજ લીધાં અને નીચે મુજબ એક ઇયાદી ઘડી કાઢી:—

૧. ઍલીશીઆને પત્ર લખી જણાવું છું કે જ્યોર્જને ઑદલી કોર્ત તરફ લાવું છું.

૨. ઍલીશીઆ ઉત્તરમાં જણાવે છે કે બાઇ સાહેબ તે બાબે વાંધો ઉઠાવે છે.

૩. તે વાંધો છતાં અમે એસેક્ષ તરફ જઇએ છિયે. હું આપણી બાઇ સાહેબને મળું છું. ઠાકનાં બહાનાં ઉપર બાઇ સાહેબ તે સાંજરે જ્યૉર્જના ઓળખાણ કરવા ના પાડે છે.

૪. સર મીચલ જ્યૉર્જને અને મને બીજી સાંજરે જમવાનું નોતરૂં દે છે.

૫. બીજી સવારમાં આપણી બાઇ સાહેબને એક તારનો સંદેસો મળે છે કે જેમાં તેણીને લન્દન કોઇ બોલાવે છે.

૬. ઍલીશીઆ આપણી બાઇ સાહેબ તરફથી આવેલો પત્ર દેખાડે છે કે જેમાં તેણી આજેજી કરી જાણવા માંગે છે કે હું અને મારો મિત્ર જ્યૉર્જ એસેક્ષથી ક્યારે બહાર જવાના છિયે. તે પત્રની છેવટે એક તાજે કલમ છે કે જેમાં તેજ વિનંતી આગ્રહથી કરેલી છે.

૭. અમે ઑદલી દરબાર તરફ જઇએ છિયે, અને ઘર જોવા માગ્યે છિયે. આપણી બાઇસાહેબના ઓરડા તેજ દિવસે કળ દીધેલા જણાય છે.

૮. અમે એક છુપા માર્ગે તે ઓરડાઓમાં જઇએ છિયે કે જેની હસ્તીથી આપણી બાઇ સાહેબ બેખબર છે. ત્યાંના એક ઓરડામાં બાઇ સાહેબની છબી હતી.

૯. જ્યૉર્જ ઉપર તોફાનની અસર થયલી છે. સાંજના બાકીના વખતમાં તેની પ્રકૃતિ અજાયબ રીતે નવાઇ જેવી બદલાઇ ગઇ છે.

૧૦. બીજી સવારે જ્યૉર્જની હાલતમાં પાછો સારો ફેરફાર થયો છે. હું ઑદલી દરબાર છોડવાની સુચના કરૂં છું .જ્યારે જ્યૉજ ત્યાંજ રહેવાને ઇન્તેઝાર બન્યો છે.

૧૧. આજે માછલાં મારવા નીકળ્યે છિયે. જ્યૉર્જ મને ઉંઘાયલો જોઇ ઑદલી દરબાર તરફ ચાલી જાય છે.

૧૨. તેને વિશે મને જે છેલ્લી ચોકસ ખબર મળે છે તે ઑદલી કોર્ત તરફની છે જ્યાંના ચાકરે મને આટલું નક્કી કહ્યું કે જ્યૉર્જ કલાક એને સુમારે ત્યાં આવ્યો હતો અને આપણી બાઇ સાહેબ સાથ પછવાડેના કમ્પાઉન્દમાં મિલાપ કરવા ગયો હતો.

૧૩. તેને વિશે મને સ્તેપન ઉપર કાંઇ ખબર મલી, કે જેનું ખરૂં ખોટું સાહેબ જાણે.

૧૪. તેને વિશે ફરીથી નક્કી ખબર સાઉથૅમ્પતન તરફથી મળી જ્યાં, તેના સસરાના કહેવા પ્રમાણે એક રાત આગમચ એક કલાક તે ત્યાં રહ્યો હતો.

૧૫. પેલો તારનો સંદેસો.

આપણા આ બૅરીસ્તરે ઉપલી ઇયાદી પૂખ્ત વિચારે અને ઘણે વખતે ઘડી કાઢી એટલે તે ઉપર તે વિચાર કરતો રહ્યો.

તેણે તે સંભાળથી વારંવાર વાંચી કોઇ કોઇ વેળા કોઇ પૅરેગ્રાફ આગળ તે અચકતો અને તેઓ માહેલી કેટલીક ઉપર તેણે પૅન્સીલની નિશાણી કરી; ત્યાર પછી તેણે તે ઇયાદીની ઘડી કીધી, એક કબાત ઉંઘાડી, અને તેમાં તે **અગત્ય**નાં નામવાળા ખાણાંમા મુકી.

તે હવે પોતાની ઇઝીચેર ઉપર જઇને લેત્યો અને શિગાર સળગાવી મનસે બોલ્યો, "એક નાકેથી બીજે નાકે સુધી મધ્યરાત જેવું અંધારતો છે, પણ ભેદનો પત્તો અતરે ઇયા સાઉથૅમ્પતન તરફ હવે મળવો જોઇએ. ગમે તે થાવો પણ મારો વિચાર મેં નક્કી કરી રાખ્યો છે. હું પેહેલાં ઑદલી કોર્ત તરફ જઇશ અને જ્યૉર્જ તાલ્બૉયઝ માટે બારીક તપાસ ચલાવીશ."

---

## પ્રકરણ ૧૪ મું.

### ફીબનો હાથ માંગનાર.

**"મી૦ જ્યૉર્જ તાલ્બૉયઝ.**—ચાલતા માસની તા૦ ૭ મીના દિવસ પછીથી જે કોઇ શખસને જ્યૉર્જ તાલ્બૉયઝ મળ્યો હોય, અથવા તે તારીખ પછીની તેને વિશેની કાંઇ પણ ખબર આપી શકશે તેને ચૅન્સરી લેનમાં એ. ઝેદ. ૧૪ વાલાં મુકામ ઉપરથી સારૂં ઈનામ મળશે."

ઉપલી જાહેર ખબર સર મીચલે તાઇમ્સ પત્રમાં પોતાનાં ઘરમાં વાંચી.

"રૉબર્તનો મિત્ર હજી મળ્યો નથી," તેણે બાઇ સાહેબને કહ્યું.

"મારા વિચારમાં તો એ છપાવનાર કોઇ બેવકુફ જણાય છે,"

બાઇ સાહેબ બોલ્યાં. "તે જુવાન માણસ બેકરાર અને ભટકતા સ્વભાવનો હતો જેથી તે એક જગાએ પુરો પાધરો થરીથામ કરી પડતો ન હતો."

તે જાહેર ખબર "તાઇમ્સ"માં વારંવાર આવી પણ ઑદલી કોર્ત તરફ તે બાએ જરાએ કોઇ કાળજી રાખતું ન હતું. જે રાત્રે પેલો જુવાન બૅરીસ્તર ઑદલી કોર્ત ખાતે જમ્યો હતો ત્યારથી આપણી બાઇ સાહેબ અને તેની સાવકી દીકરી ઍલીશીઆ વચ્ચે સારો સંપ રહેલો ન હતો. ઍલીશીઆ પોતાની સાવકી મા સાથ મિઝાજથી વર્તતી હતી જે ચાલ માટે સર મીચલે તેણીને ઠપકો આપ્યો હતો.

તે એક વેળા બોલ્યો, "એ ગરીબ ઓરતને તારી ચાલથી ઘણું લાગેછે."

"હું એ વાત જરા માનતી નથી, પપાજી," ઍલીશીઆએ જવાબ દીધો. "તમને તે એવી લાગે છે, કારણ કે તેણીના હાથ સફેદ અને નાના છે, અને લાંબાં પાપણ સાથ તેણીની આંખ બ્લુ રંગની ને શોભીતી છે, અને બધાં નખરાં, અને રીતભાત, તથા ચાલવું હાલવું એવી અદા સાથના ઢોંગથી તેણી રાખે છે કે તમે મૂર્ખ મરદ લોકોને તે મોહીની લાગે છે. તેણીના એજ ગોરાંગોરાં નાજુક આંગલાંએ મેં તેણીને ઘાટકી કર્મો કરતાં અને વળી જે દુઃખ પોતે દેતી તેથી હસતાં મેં તેણીને દીઠી છે. તમારે ખાતર હું એવું ઈચ્છુ છું કે હું તેણીને ચાહું પણ નહિ તેમ બનતું નથી.–હું અને મારો સીઝર કૂતરો બન્ને તેમ કરી શકતાં નથી. તેણી એકવેળા બીધી હોય તેમ પોતાના લાલ રંગના શોભીતા હોઠ વકાશી, તથા તેમના વચ્ચે તેણીના ચકચકીત સફેદ દાંત ખુલ્લા દેખાડતી સીઝર આગળ આવી અને તેનાં મોટાં માથાં ઉપર પોતાના નાજુક હાથે પસવાડયો; પણ અગર મેં તે કૂતરાને ઝાલી ન રાખ્યો હોત તો જરૂર તે તેણીના આંગ ઉપર ધસત. એસેક્ષ માહેલા દરેક માણસને તે પોતાની મોહનીને વશ કરી શકે; પણ મારા કૂતરાને તે મિત્ર કરી શકનાર નથી."

"જો તારા કૂતરાની ખરાબ ચાલથી લ્યુસીને જરાએ અડચણ થશે તો તે કૂતરાને ગોલીથી મારવો પડશે," સર મીચલ બોલ્યો.

જાણે સર મીચલનો દરેક બોલ સમજ્યો હોય તેમ તે ન્યુફાઉન્ડલૅન્દ કૂતરે આસતે રહી પોતાની આંખ બોલનાર તરફ ફેરવી. આ વખતે બાઇ સાહેબ ઓરડામાં દાખલ થયાં, જ્યારે કૂતરો પોતાની બાઇનાં પાસાંમાં ગુરકતો સંકોચાયો. તે કૂતરાની એવી બિહિકણ ચાલથી કાંઇ વિચીત્ર વિચાર બાઇ સાહેબ વિશે ઉત્પન થયો.

"મને ભારે સંતાપ લાગે છે, ઍલીશીઆ," બાઇ સાહેબ બોલ્યાં, "કે તું મને ચાહાતી નથી. મારો સ્વભાવ આટલો મલતાવડો છે કે કોઇ

મારો શત્રુ આજ સુધી નથી. જો તું મારી મિત્ર નહિ થવા ઇચ્છતી હોય તો એમ કર કે તું તારે માર્ગે રેહ; પણ મને નુકસાન કરવાની તજવીજ ના કર!"

"તમને નુકસાન કરૂં!" ઍલીશીઆ બોલી, "હું તમને દુઃખ તે કેમ દઉં?"

"મારી અને તારા બાવાની મોહોબત વચ્ચે તું આવ ના!"

"હું તમારા જેવી મોહનીવાલી નહિ હોઉં, અને દરેક અજાણ્યા માટે મધુર શબ્દ અને હસ્તો મુખરો રાખતાં મને નહિ આવડતું હોય તોપણ એક ધિક્કાર ભરેલી નીચ વિદ્યા ચલાવવાની હું કદી હિમ્મત ચલાઉં નહિ. અગર તેમણી ઘડીભર કરૂં તો એ મારા બાવાનો તમારી ઉપર એટલો મક્કમ પ્યાર છે કે તે તમારી પોતાની ખામી શિવાય બીજા કશાંથી તુટી શકે નહિ."

"તું કેવી સખ્ત દિલની બને છે, ઍલીશીઆ," બાઇ સાહેબ બોલ્યાં "તું મને ઠગારી સમજે છે. મારી તો ખાસીયતજ એવી છે કે લોકો તરફ મળતાવડો સ્વભાવ રાખવો. મારાથી તેમના સાથ હસ્તો મુખરો અને મીઠી બોલી રાખ્યા વગર રેહેવાતુંજ નથી. હું પોતાને બીજાંઓ કરતાં ચઢતી સમજતી નથી; પણ હું ખુશ મિઝાજી હોઉં તો તેમાં મારો પોતાનો હાથ થોડો છે, એ તો સ્વભાવીક છે."

જ્યારે ઍલીશીઆએ તો ખુલ્લું દેખાડી આપ્યું કે પોતાની અને બાઇ સાહેબની વચ્ચે દોસ્તીનો એખલાસ રહેશે નહિ ત્યારે તે બીચારાં બાઇ સાહેબને પોતાની સંગતમાં રાખવા ફીબ શિવાય ત્યાં બીજું કોઇ હતું નહિ. અને તેણી પણ પોતાની બાઇ સાહેબની મજબુત ઝીકર ઉપરાંત લ્યુક સાથ પરણી ગઇ જ્યારે ઇનામ દાખલ તેણીને બાઇ સાહેબ તરફથી એટલી રકમ મળી કે જેમાંથી તેણીએ એક પોંહોંચખાણું વેચાતું લેવાનો ઠરાવ કીધો.

એમ કરતાં કેટલેક દિવસે ફીબને લ્યુક મળવા આવ્યો ત્યારે તેમનો મીલાપ બાઈસાહેબની હજુરમાં થયો.

"આપણી બાઇ સાહેબનો ઉપકાર માન, લ્યુક." ફીબ બોલી.

"પણ હું ઘણો ઉપકાર નહિ માનું," લ્યુકે ગામડ્યાની રીત મુજબ જવાબ દીધો. "પાંચસો રૂપીઆમાં તે કાંઇ પોંહોંચખાણું લેવાઇ શકાય! બાઇ સાહેબ બીજા પાંચસે આપશે."

"એવું હું કરનાર નથી," બાઇ સાહેબ બોલ્યાં. તેણીને અતિશય

ગુસ્સો આવ્યો હતો. "મને તારી માગવાની આગ્રહ ભરેલી રીતથી અજાયબી લાગે છે."

"અરે હા, તોએ તમો આપશો," ડ્યુક અદબ વગર બોલ્યો, "તમો બાઇ સાહેબ બીજા પાંચસે આપશો."

બાઇ સાહેબ પોતાની જગાએથી ઉઠયાં અને તે માણુસને ખુબ રવેશે નીહાલીને જોવા લાગ્યાં; પછી પોતાની દાસી તરફ લાગલી ચાલી જઇ તેણીને કહ્યું, "શીબ માર્કસ તેં આ માણુસને પેલું જણાવ્યું હોય એવું એના ચાલા ઉપરથી લાગે છે."

તે છોકરી બાઇ સાહેબના પગ આગળ ધુટણીએ પડી અને બોલી, "રે ક્ષમા કરો, મને માફ કરો! તેણે તે ભરમ મારી પાસેથી મને ઘણો કંટાળો આપી લીધો છે નહિતો હું તેને તે હરગેઝ કેહત નહિ!"

---

## પ્રકરણ ૧૫ મું.

### તપાસ ઉપર.

ઑદલી કોર્ત ખાતે શીબની જગાએ બીજી દાસી રાખવામાં આવી. શિકારની મોહોસમ હોવાથી ઘણાક ગૃહસ્થો ત્યાં ઉતરેલા હતા જેમની પરોણાગત કરવામાં સર મીચલ સવારથી સાંજસુધી રોકાયલો રહેતો હતો. મી૦ રોબર્ત પણ ત્યાંજ હતો. તે પોતાનો વખત બાઇ સાહેબ આગળ દિવાનખાણામાંજ કાઢતો હતો જે જોઇ ઍલીશીઆને ભારે બળાપો લાગતો હતો.

"તું હમ્મેશ તો વગર ઉલટનો રહેતો હતો," ઍલીશીઆ બોલી "પણ આ વરશ કોણ જાણે તને શું થયું છે. તું બાઇ સાહેબની આગળ ચોપડી વાંચી સંભળાવવા તથા તેમનું રેસમનું ગુદીડું તેમની આગળ ધરી ઉભો રહેવા શિવાય બીજું શું કરી શકે છે?"

"મારી વ્હાલી, આકડી, ગુસ્સાવાલી ઍલીશીઆ, આ ઘડી ગુસ્સાવાલી બન ના," રોબર્ત બોલ્યો. "એકદમ સેવટ ઉપર આવી જવું એ સારૂં કહેવાય નહિ. બાઇ સાહેબ આગળ મારો ઠીક વખત જાય છે જ્યારે મારા કાકાના પરોણામાં મને કાંઇ ઠીક નથી લાગતું. કેમ, ઍલીશીઆ, એ ખુલાસો પુરતો ગણાશે કે નહિ?"

"તારા સારા જવાબની વકી એજ;" ઍલીશીઆ બોલી, "પણ કાંઇ નહિ, મેહેરબાની કરી તું તારીજ રીતે તારૂં મન રીઝવ; આખો દહાડો ધ્રઝીચેર ઉપર ગોતાં ખા, અને નાના જંગલી કૂતરાંને ખોળા

ઉપર બેસાડ; શીગારથી કરી બાઇ સાહેબની બારીના પરદા ખરાબ કર; અને તારા મૂર્ખ દેખાવથી ઘર માંહેલાં દરેક જનને તોબાહ આપ."

આ કડવા સખુનથી રોબર્તે પોતાના ડોળા ચઢાવ્યા, અને ઍલીશીઆ તરફ જોયા કીધું. તેણી ઓરડામાં અહિંથી તહિં ફરતી રહી, અને બોલી, "હા ખચીત, તારો એબલગામણો દેખાવ. રોબર્ત ઑદલી, તું જાણે છે, તારા જુઠા મલતાવડા દેખાવ છતાં તારા ઢોંગ અમે સમજીએ છિએ. તું અમારી રમુજને તુચ્છકારી નાખે છે; તારાં ભવાં તું ચઢાવે છે; અને ખભાં ઉંચકે છે; પાછો ખુરશીમાં પડે છે; અને અમારીથી અને અમારી મજાહથી હાથ ઉઠાવે છે. તું એકલપેટો અને બેદરકાર જીગરનો છે અને——"

"ઍલીશીઆ! તોબાહ! તોબાહ!"

સવારનું વર્તમાન પત્ર તેના હાથમાંથી નીચે પડયું, અને પોતાની ઉપર હુમલો કરનાર તરફ જોતો બેઠો.

"હા, **એકલપેટો**, રોબર્ત ઑદલી! વળી મળતાવડોબી કેવો કે પોતાના અતલગના મિત્રને એક અડધા ગાઉ ઉપર મુકવા જવા પણ ના પાડે. તારા કરતાં હજી સર હૅરી વીસ ઘણો ભલો છે. તેણે એટલી પણ મારે વિશે કાળજી રાખી પુછાવ્યું કે મારી ઘોડી સારી થઇછે કે નહિ, જ્યારે તું—"

આ બોલ સાંભળતાં રૉબર્ત પોતાની પિત્રાઇની સામે થવા જતો હતો એટલામાં તેણીની આંખમાંથી આંસુ નીકળતાં જોઇ તે અટકયો.

રૉબર્ત પોતાની ઇઝીચેરમાંથી કુદકો મારતો ઉઠયો, જેમ કરતાં તેના કૂતરાં ગાલીચા ઉપર ઠપકાઇ પડ્યાં.

"ઍલીશીઆ, મારી વહાલી, શું થયું!"

"મારી આંખમાં મારી ટોપીનું પીછું ગયું છે," ઍલીશીઆ ડચકું ખાતી બોલી. તેણી એમ બોલતી ઓરડામાંથી બહાર નીકળી. મી૦ ઑદલી તેણીની પુઠે જવાનો હતો; પણ એટલામાં તેણે હેઠળ કમ્પાઉન્ડમાં ઘોડા અને કૂતરાંનો અવાજ સંભળાયો. બારીએ નજર કરતાં તે જોય શું કે સર હૅરી નામના સૌથી મોટો ઉમરાવ પોતાની હથેળીમાં તેણીનો પગ મુકાવી તેણીને ઘોડી ઉપર બેસાડતો હતો.

"અરે ખોદા! આ શું?" રૉબર્ત બોલ્યો. "અરે કેવી રોબથી તેણી ઘોડી ઉપર બેઠી છે. કેવું સુંદર શરીર! અને તે સાથ ખુબસુરત, ચકચકિત, ગોલાબી ચેહેરો! જો કોઇ કાલેબી હું એણીને પરણું અને મને દીકરીઓ થાય તો તેમને ધર્મની કેળવણી આપું અને તેઓ પરણે નહિ ત્યાંસુધી કદીપણ ઉમ્બરની બહાર પગ મુકવા દઉં નહિ."

એવા એવા વિચારોમાં મી૦ ઑાદલી પોતાનો વખત કાઢતો હતો એટલામાં બાઇ સાહેબ પાછાં તે ઓરડામાં દાખલ થયાં. આ વેળા તેમનો દેખાવ ઘણોજ ભપકા ભરેલો હતો. તેણી આવીને ઑાદલીની પડોસની બારી આગળ બેઠી.

"મારી શીગારથી તમને અડચણ થતી હશે!"

"અરે નહિ, ખચીત નહિ; મને તમાકુના સોડમની આદત પડેલી છે. જ્યારે મી૦ હૅાસનના ઘરમાં હું હતી ત્યારે તે તબીબ આખી સાંજ શીગાર લેતો હતો."

"હૅાસન એક ભલો શખસ છે, નહિ વારૂં?" રૅાબર્ટે બેદરકારીથી પુછ્યું.

બાઇ સાહેબ હસ્યાં.

"ભલાં માણસોમાં તે અતિ પ્યારો," તેણી બોલી. "તે મને દર વરસે રૂ ૨૫૦ આપતો હતો—માત્ર વિચાર તો કરો—મહીને દહાડે રૂ ૨૦) ઉપર પડયા તે વખતે એટલી રકમ મેળવવાને કેવી ખુશાલી ઉપજતી હતી. આજે એ શું બિસાતની કહેવાય એટલી રકમનાં તો કપરાં ફીબને મેં ભેટ કીધાં."

એ સઘળો વખત મી૦ ઑાદલી બાઇ સાહેબના ચેહેરા તરફ જોયા કરતો હતો.

"કેટલો ફેરફાર," ઑાદલી મનસે બોલ્યો, "એણીના દેખાવમાં કેટલો ફરક પડયો છે! એવો ફેરફાર કરવાને કેટલીક ઓરતોને ઘણી મેહેનત પડે."

ચિત્ર રંગવાનાં કામમાં બાઇ સાહેબ રોકાયલાં હતાં ત્યાંથી તેઓએ ઑાદલીના ચેહેરા તરફ નજર કીધી જેમ કરતાં તેઓ બેધ્યાન બન્યાં અને તેમના હાથમાંથી રંગવાની પીછી એક ગામડયાનાં ચિત્ર ઉપર પડતાં તે બગડી ગયું.

રૅાબર્ટ ઑાદલી પોતાના શીગારનાં પાંદડાં પોતાના આંગલાં વડે સંભાલથી બરાબર કરતો હતો.

"શીગાર મને સારી નથી મળી" તે બોલ્યો, "જો બાઇ સાહેબ તમે કદી બીડી પીઓ તો શીગાર ઘણી તપાસીને લેજો."

"તમે કેવા ગાંડા દેખાવો છો, મી૦ ઑાદલી! તમે સમજો છો કે તમારા બોલવાથી કેટલીક વેળા મને ગુચવાડો લાગે છે."

"તમે મને ગુચવાડામાં નાખો છો તે કરતાં તો વધારે ન હશે."

રૅાબર્ટ ઑાદલી તે દરબારમાં એક અઠવાડયું થયું રહેલો હતો પણ તેણે કે બાઇ સાહેબે કોઇએ જ્યૅાર્જની વાત કદી કાઢી ન હતી.

આ સવારે સઘળી અહિં તહિંની ગપસપ પુરી થયા પછી બાઇ સાહેબે પોતે પોતાના ભત્રીજાના મિત્ર વિશે પુછયું—"પેલો મી૦ જ્યૉર્જ —કોણ, જ્યૉર્જ—" તેણી અચકી અચકીને બોલી.

"જ્યૉર્જ તાલ્બૉયઝ," રૉબર્ત બોલ્યો.

"અરે હા, બરાબર—મી૦ જ્યૉર્જ તાલ્બૉયઝ, જરા કઢંગું નામ—અને શખસખી કઢંગોજ છે. કેમ તમને તે મળ્યો હતો?"

"તા૦ ૭ મી સેપ્તેમ્બરથી મને તે મળ્યો નથી. જે દિવસે તે મને મેદાન ઉપર તળાવની નજદીક એકલો ઊંઘતો મુકી ગયો તે દિવસથીજ મેં તેને દીઠો નથી."

"કેવો કઢંગો માણસ! મેહેરબાની કરી તે વિશે મને બધું કહો."

રૉબર્તે થોડા બોલોમાં તે સાઉથૅમ્પતન તથા લીવરપુલ તરફ જઇ આવ્યો તેની વિગત કહી જણાવી જે બાઇ સાહેબે ઘણાં ધ્યાનથી સાંભળી.

"અને એ સઘળાં ઉપરથી તમે શું સાર કાઢો છો?" બાઇ સાહેબે જરા અચકીને પુછયું.

"તે મારી આગળ એક મોટા ભેદ જેવું છે કે જેમાંથી હું કાંઇ પણ સાર ખેંચી શકતો નથી. તોપણ બે બાબદ તો હું નક્કી માનું છું."

"અને તે કઇ બાબદ?"

"પેહેલી એકે જ્યૉર્જ તાલ્બૉયઝ સાઉથૅમ્પતનથી બહાર ગયો નથી. બીજી એકે તે બીલકુલ સાઉથૅમ્પતન તરફથી ગયોજ નથી."

"પણ ત્યાં તેનો પત્તો તમને મળ્યો. તેના સસરાએ તેને દીઠો છે."

"તેના સસરાની સચ્ચાઇ ઉપર શક લઇ જવાને મારી પાસ કારણ છે."

"રે ખોદા! પણ એ બધાંની મતલબ શી?"

"બાઇ સાહેબ, બારીસ્તર તરીકે મેં કોઇ દી કામ ચલાવ્યું નથી. મેં એવા લોકોમાં મારૂં નામ દાખલ કરાવ્યું છે કે જેઓ ગંભીર જોખમદારી ધરાવે છે અને પવિત્ર ફરજ બજાવે છે. બાઇ સાહેબ, તમે કોઇ દિવસે એવી સાહેદી અથવા ગવાહી જે ઇતફાકી હકીકતો ઉપરથી કોઇ ચોકસ બાબદ વિશે ગુમાન ઉપજાવે તેવી ગવાહીનો અભ્યાસ કરયો છે?"

"એવી ભયંકાર બાબદો વિશે એક ગરીબ નાની ઓરતને કેમ પુછી શકો?" આપણી બાઇ સાહેબ બોલ્યાં.

"તે ગવાહી એવી છે કે જેની રૂહે કોઇ નજીવી ચીજ ઉપર મોટા પાપી ભરમનો આધાર લટકેલો જણાઇ આવે છે. એક કાગજનો કકડો; ફાટાતુટા પોષાકનું ચીઠડું; ડગલામાંથી નીકલી પડેલું એક બતન; ગુનેહગારના હોઠ ઉપરથી વગર સંભાળે નિકળી પડેલો એકુ શબ્દ; એકાદ

પત્રનો એક કકડો; બારણાનું ઢંકાવું કે ઊંઘડવું; બારીના ફાળકાં ઉપર પડેલો કોઇનો ઓળો; એકાદી પળની ચોકસાઇ; હજારો બાબદો એટલી નજીવી કે જેની ગુનેહગારને ફામ ન રહે પણ જે છુપી પુલીસના અમલદારોની વિદ્યાથી બંધાયલી અજાયબ જેવી સાંકલની કલી જેવી બને છે; અને પછી જુવો! ફાંસીનું લાકડું ઉભું કરેલું; ગંભીર ઘંટનું દેવલમાં બરીગ-જરે પોતાના નાદ કરવું; ગુનેહગારના પગ હેઠળની છટકાવવાની ટેસી; અને સેવટે ગુનાહ બદલ આપેલી ગુનેહગારી!"

બાઇ સાહેબના મોં ઉપર બારીના રંગીન કાચના રંગીન ઓળા પડતા હતા પણ તેના મોંનો ખરો રંગ તો ઉડી ગયલો જણાયો જેથી તેણી ઉજરી ફિકકી પડી ગઇ હતી.

"ચકકરનો ઘેરાવો સુરજ ઉગે નાનો થતો જાય છે," રૉબર્ત બેરીસ્તર બોલ્યો, "જ્યૉર્જ તાલ્બૉયઝ સાઉધેમ્પતન કદી ગયો નથી."

---

## પ્રકરણ ૧૬ મું.

### રૉબર્ત ઑદલીને રજા મલે છે.

નાતાલના દિવસો પુરા થયા; અને ઑદલી કોર્ત આવેલા પરોણાઓ એકેક પછી ત્યાંથી વદેયા થવા લાગા છે. સર મીચલ તેમને વદેયા કરવાની ધુમધામમાં રોકાયલો છે. તે એક ઓરડેથી બીજે ઓરડે અને ઓરડામાંથી તબેલાઓ તરફ તથા તબેલાઓથી ચોકમાં, અને ચોકમાંથી દરવાજા ભણી આવતો જતો રહે છે.

બાઇ સાહેબ પણ અતિ ધામધુમમાં પડી છે. તેણી થોડે થોડે વખતે જુદા જુદા પોષાકમાં આણીગમ પેલીગમ દોરધામ કરતી દેખાય છે.

પોતાના પરોણાઓના જવાથી બાઇ સાહેબ ગમે એવાં દિલગીર થયાં હોય તોપણ એક પરોણો હજી ત્યાંથી ગયો ન હતો, અને તે રૉબર્ત હતો. આ બારીસ્તરે પોતાના કાકાનું ઘર છોડવાનો ઇરાદો કીધો ન હતો. તેને કોઇ કોઇ વખત તેનો કાકો એટલું કહેતો કે "અહિં રેહે, મારા વ્હાળા દીકરા! તારી મરજી પડે ત્યાંસુધી રેહેજે. મને કોઇ દીકરો નથી તેથી તેની નીસ્તીએ તુંજ મારા દીકરાની ગરજ સારજે. લ્યુસીને અનગમો થતો ના, અને આ કોર્તને તું જીવે ત્યાંસુધી તારૂં પોતાનું ઘર સમજજે."

તેનો જવાબ મી० ઑદલી તેના હાથ પ્યારથી ચાંપીને તથા તેને ભલો ઘરડો જૉલી ફૅલો કહીને આપતો હતો.

છેલ્લો પરોણો રૂખસદ થવા આગમચ સર હેરી તાઉઅર્સે ઑદલી

કોર્તમાં આવી ઍલીશીઆ સાથ મૂળાકાત કરવા જણાવ્યું. ઍલીશીઆ તેને મળી જ્યારે તે જુવાન સરે પોતાનો ખાલેસ પ્યાર જણાવી તેણીની સાથ મોહોબતનો ગાંઠ બાંધવા જણાવ્યું જેના જવાબમાં તે છોકરીએ તેના ખરાં અને ભળાં દિલ માટે તેને હમ્મેશ માન આપતી રહેશે એવું જણાવ્યું; પણ તે ઉપરાંત તે સરે બીજાં કશાંની વધુ આશા રાખવી નહિ એવું તેને ખુલ્લું સમજાવ્યું. એટલી વાત પછી તેઓ જુદાં પડ્યાં; જુવાન સર કમપાઉન્દમાં પેલા પછવાડેના કુવા આગળની જગામાં ફરતો રહ્યો. અને ઍલીશીઆ રૅાબર્ત આગળ ગઇ.

"હા," રૅાબર્ત બોલ્યો, "નોરીચ નોરફોકમાં છે, અને પેલો મૂર્ખ જવાન વીનસેન્ત બોલ્યો કે તે હેરીફોર્દના પ્રાંતમાં છે. આહા! ઍલીશીઆ આવી કે?" તે પાછો ફર્યો એટલા માટે કે ઍલીશીઆને દાદર તરફ જતી અટકાવે.

"હા," તેના આગળથી જતી રહેવાની તજવીજ કરતાં ઍલીશીઆ બોલી. 'હુંજ છું."

"ઍલીશીઆ તું રડતી હતી?"

તે જુવાન છોકરીએ તેને જવાબ આપવાને ઠીક વિચાર્યું નહિ.

"તું રડતી હતી, ઍલીશીઆ; તાઉઅર્સ પાર્કવાલો સર હૅરી તાઉઅર્સ, તને પોતાનો દસ્ત આપવાની માંગની કરતો હતો, નહિ વારૂં?"

"તું બારણા આગળથી સાંભળતો હતો, ઑદલી?"

"નહિ, ઍલીશીઆ," તે બોલ્યો. "મારા નિયમ પ્રમાણે હું તેમ કરૂં નહિ. અને તે રીતને અમલમાં લાવતાં મને કંટાળો લાગે. પણ હું એક બૅરીસ્તર છું તેથી એવો સાર અટકલ અને સુમાર ઉપર હું કાઢી શકુંછું. મીસ ઑદલી, તમે સમજો છો કે પ્રવર્તક ગવાહી તે શું?"

"નહિ." જેમ એક ખુબશુરત નાનો ચીત્તો વાઘ પોતાના હિમ્મતવાન તોબા પાડનાર તરફ જુવે તેમ રૅાબર્ત તરફ નજર કરતી ઍલીશીઆ બોલી.

"હું ધારતોજ હતો કે તને તે નહિ સમજ પડે. તે ગવાહી યા સાહેદી એવી કે જે વિશેષ વાત ઉપરથી સામાન્ય વાત તારવી કાઢે તે—અને તેજ ઉપરથી હું સમજ્યો કે બૅરોનેત તારી માંગણી કરવાની વાત તું આગળ કરશે; પ્રથમ,—કારણ કે જ્યારે તે હેઠળ આવ્યો ત્યારે તેના વાળ ખોટી બાજુએ ઓરેલા હતા, અને તેનો ચેહેરો તેબલ કલાથ જેવો ફિક્કો પડેલો હતો; બીજું,—કારણ કે તેણે કાંઇ નાસ્તો લીધો નહિ, અને કાફી ઉલટી બાજુએ મુકી; અને ત્રીજું,—ઑદલી કોર્ત છોડયા પેહેલાં તેણે

તારી સાથ મિલાપ કરવા માગ્યો. કેમ હવે શું કરવું છે, ઍલીશીઆ? બૅરોનેતને પરણવું છે, અને ગરીબ પિત્રાઇ લગનની ધામધુમમાં સૌથી મોટો કરતો કાવરતો થનાર છે?"

"સર હૅરી એક ઉમ્દાં દિલવાલો ગ્રહસ્થ છે," પોતાના પિત્રાઇ આગળથી ચાલી જવાની તજવીજ કરતાં ઍલીશીઆ બોલી.

"પણ આપણે તેને કબુલ રાખ્યે છિયે કે–હા કે ના?"

"તેમાં તારે શી પંચાત છે? મારૂં શું થાય છે અને હું કોણને પરણું છું તેસે તને શું દરકાર છે? અગર હું કોઇ કચરાપટી સાથ પરણી જાઉ તો તું ભવાં ચઢાવી કહેશે કે એતો ચડેલી હતી. મેં સર હૅરીને ના પાડી છે; તેની મોહોબત ઉદાર છે; એકલપેટાપણું તો તેનામાં છેજ નહિ. તેના એ ગુણો સાથ બીજાઓનાં બેદિલી, સુસ્તી અને એકલપેટાપણું, અને બેદરકારી સરખાવું છું ત્યારે મારૂં મન થઇ આવે છે કે હમણાં તેની પુઠે જઇને કહું કે——"

"તું તારો વિચાર ફેરવે છે અને લેદી તાઉઅર્સ બનવા માગે છે."

"હા."

"ત્યારે તો નહિ, ઍલીશીઆ, નહિ," રૉબર્ત પોતાની પિત્રાઇનો નાજુક હાથ પકડતો અને તેણીને દાદર ઉપર ચઢાવતો બોલ્યો. "દ્રાઇન્ગ રૂમમાં મારી સાથ આવ, ઍલીશીઆ, મારી ખુબશુરત, ગરમ મિઝાજુ, અને ભય પમાડતી નાની પિત્રાઇ, આ બારી આગળ આવ, આપણે બેસી વાત કરીએ."

"મારી ગરીબ નાની ઍલીશીઆ," રૉબર્ત બોલ્યો. "મારે તને જે કહેવું છે તે આટલુંજ છે કે જો તું કોઇ બીજાને વધારે ચાહાતી હોય તો પેલા કોહોલાં કૂતરાંનો શિકાર કરનારા બૅરોનેત સાથ તારે પરણવું નહિ; કારણ તું માત્ર ધિરજ રાખે, અને સુખમાં જીંદગી ગુજારે અને ઓરડાનાં બારણાં અફાળવાનું, તથા ઓરડાની બહાર અને અંદર કુદકા મારવાનું, તથા તબેલાઓની ખટપટ કરવાનું, અને ગામમાં ઘોડા ઉપર ભટકવાનું–એ બધામાં જો તું શુધારો કરે તો હું ખાતરીથી કહું છું કે જે શખસને તું પસંદ કરે છે તે તારો ઘણો સારો ભરથાર થાય."

"મોટી મેહરબાની કીધી, પિત્રાઇજી," ઍલીશીઆ બોલી. "પણ જ્યાંસુધી જે શખસને હું પસંદ કરૂં તેની તને ખબર પડે નહિ ત્યાંસુધી બેહેતર એ છે કે તેની તરફથી તારે નીકળવાની તસદી લેવી નહિ."

રૉબર્તે વિચારમાં ને વિચારમાં કેટલોક વખત સુધી કૂતરાના કાન ખેંચ્યા કીધા.

"નહિ, ખચીત નહિ," તે બોલ્યો, "અલબતાં હું તેને ઓળખતો ન હોઉં તો—પણ હું તો તેને ઓળખું છું."

"તમે ઓળખો છો!" એટલું બોલતાં ઓરડાનું બારણું જોરથી ઉઘાડી તેણી બહાર નીકળી ગઇ જ્યારે બૅરીસ્તર બીહતો બીહતો બેસી રહ્યો. તે તેણીની પુઠે ગયો, અને મનમાં બોલ્યો, "હું તો માત્ર એટલુંજ બોલ્યો કે હું તેને ઓળખું છું;" અને ત્યાર પછી જઇને એક ઇઝીચેર પર બેઠો અને વળી બડબડયો, "કુદી નાચી ન રેહેતી હોય તો તેણી મને ઘણી ભલી લાગે."

સર હરી તાઉઅર્સ પોતાને વછીફે ગયો. તેની હજારો ઉમેદ ઢુલ મળી. ઍલીશીઆએ તેને નાપસંદ કીધો તેથી તેને હજારો વિચાર ઉત્પન થયા.

"જ્યારે આપણા પૈસા ખાનાર કોઇ મળે નહિ ત્યારે માતબર થઇ કરવું શું?" તે જુવાન બૅરોનેત મનસે બોલ્યો.

જ્યારે ઍલીશીઆએ તેને "ના" નો જવાબ આપ્યો ત્યારે તે ઓરડામાંથી બહાર નીકલ્યો એટલે સર મીચલ સાથ તેને મિલાપ થયો હતો.

"હું ઘણો દિલગીર છું, તાઉઅર્સ," તે બોલ્યો. "તને હું ઘણો પસંદ કરૂં છું અને તું મારી દીકરીને સુખી કરશે એવું નક્કી જાણતો હતો; પણ તને ખબર નથી કે વચમાં પિત્રાઇ છે, અને હું ધારૂં છું કે—"

"તે વાત મારી આગળ ના કરો, સર મીચલ," કોહોલાંનો શિકારી બોલ્યો. "તેજ મોટી હરકત છે; બાકી બીજી તો તમામ હું દુર કરી શકું. એક શખસ કે જેના હાથનો દાબ ઘોડા ઉપર એટલો ભારી રહે છે કે પેલે દહાડે જ્યારે તે તમારા ઘોડા ઉપર સ્વાર થયો ત્યારે તેણે ઘોડાની જેર કડી પણ તોડી નાખી—એક શખસ કે જે પોતાના ગળાંના કૉલર તપાસતો રહે છે તથા પાઉં અને મુરબ્બા ઉપરજ હાથ ચલાવી જાણે છે તે શખસ હોયજ નહિ. પછી કોણ જાણે દુન્યા બેઘંગી છે, પણ ઍલીશીઆના બાબમાં હું તેમ વિચારી શકું નહિ. ના, ના, જ્યાં છે ત્યાં અંદરખાણેથી કોઇ બીજો શખસ છે; તેણીનો પિત્રાઇ તો હોયજ નહિ."

તે ત્યાંથી નીકલ્યો, જ્યારે સર મીચલે તેને સલામ કીધી.

"તે તો આપણે જાણતા નથી," સર મીચલ મનસે બોલ્યો. "બૉબ સારો છોકરો છે, અને છોકરી પોતાના હકમાં ખરાબી કરશે; પણ બૉબ પણ ભારમાંજ રહે છે અને જાણે તેણીની દરકાર કરતો ન હોય એમ દેખાડે છે. જ્યાં છે ત્યાં કાંઇ ભેદ છે."

જઇફ બૅરોનેત એટલું બોલતો અને ડોકું ઢુણાવતો ઘરમાં ગયો

જ્યારે બાઇસાહેબ, તેની નાજુક મીઠી માશુક, નખરા સાથ તેની તરફ દોડતી ગઇ.

"જ્યારે છેલ્લો પરોણોબી ગયો અને આપણે હવે એકલાંજ છિયે," તેણી બોલી, "કેમ તને ગમેછેની વ્હાલા?"

"હા, મારી વ્હાળી," તેણીના વાળ મોહોબતથી સમારતો તે બોલ્યો.

"શિવાય રૉબર્ત ઑાદલી. તે તમારો ભત્રીજો ક્યારે જશે?"

"તેની મરજી પડે ત્યારે, મારી લાડકી. તે ગમે ત્યારે આવે જાય. પણ હા તેની મંડળીથી યા તેના કૂતરાથી તને કાંઇ અડચણ થાય તો તે કદી આવી શકે નહિ."

બાઇસાહેબે પોતાના હોઠ પીસ્યા અને જમીન તરફ નજર કીધી.

"મી૦ ઑાદલી ઘણો મળતાવડો શખસ છે, અને આબરૂવાળો છે; પણ સર મીચલ તમે જાણો છો કે હું જેવી એક જુવાન આગળ તેનું રેહેવું સારૂં કેહવાડે નહિ, અને—"

"અને શું, બોલ, લ્યુસી?"

"તે મારી તરફ જે કાંઇ ધ્યાન દોડાવતો રહે છે તેથી ગરીબ ઍલીશીઆને અંતસ લાગે છે, અને—અને—તેણીના સુખ અર્થે રૉબર્ત અહિં આવતો અટકે તો સારૂં."

"તે આજનીજ રાત્રે અતરેથી જશે, લ્યુસી! મેં એ વિશે આગળથી સાવચેતી નહિ રાખવામાં ખરેખર ભુલ કીધી. મારી લાડકી, બૉબને તારો ચેહેરો દેખાડવામાં તેના હક્કમાં તેં સારૂ નહિ કીધું. હું તેને ઓળખું છું કે ભલો અને ખરાં દિલનો છે-પણ કોઇબી રવેશે તેણે અહિંથી જવું તો જોઇએ."

"પણ તેની સાથ તોચ્છડાઇ કરતા ના, વ્હાલા."

"તોચ્છડાઇ! ના લ્યુસી; હમણાં તે મને બાગમાં પછવાડે ફરતો મળ્યો હતો. હું હમણાં જઇ તેને ચેતાવું છું કે તેણે એક કલાકની અંદર ઘરમાંથી બહાર નીકળવું."

સર મીચલને રૉબર્ત ફરતો જણાયો. તેણે તેને ખુલ્લું જણાવ્યું કે ઑાદલી કોર્ત તેને લાયકનું રેહેઠાણ નથી, અને કે તે જેવો ખુબશુરત અને અઠાવીશ વરસનો જુવાન શખસ બાઇ સાહેબ તરફ નજર કરે એ ઠીક નથી.

રૉબર્તે પોતાના ખભાં ચઢાવ્યાં અને સર મીચલની વાત સાંભળી તેની તરફ જોયા કીધું.

"હું આપણી બાઇ સાહેબ ઉપર નજર કરૂં છું," તે બોલ્યો, "મને તેણીની સાથ કામ તો છે, ઘણુંજ કામ છે." પછી અવાજ બદલી તે બોલ્યો,

"ખોદા પનાહ રાખો, મારા વ્હાલા કાકાજી, કે હું તમારી ઉપર આપદા વરસાઉં! ખોદા પનાહ રાખે કે તમારી ઉપર હું કોઇ દિવસ બદ નામોશી લાવું!"

તે જુવાન માણસ એ શબ્દો ઘણો લડડતો બોલ્યો કે જે ઢપમાં મીચલે કોઇ દિવસ તેને બોલતાં સાંભળ્યો ન હતો. તે બીચારાથી તદન બોલઇ શકાયું નહિ.

તે તેજ રાત્રે ઑાદલી કોર્તમાંથી નીકળ્યો; પણ ત્યાંથી ઘણે દુર ગયો નહિ. તે લાગલોજ માઉન્ત સ્તેન્નીન્ગનાં નાનાં ગામડાં તરફ ગયો અને ફીઅ માર્કે ત્યાં પોંચખાણું કાઢયું હતું તેમાં ઉતારો લીધો.

---

## પ્રકરણ ૧૭ મું.

### કિલ્લાનું પોંહચખાનું.

જે ઓરડામાં ફીબ માર્કે બૅરોનેતને ઉતારો આપ્યો હતો તે ભોંયતલીએ પોતાના બારવાળા ઓરડામાંજ મતોડીથી લીપી લીધેલી બામ્બુની દિવારથી અલાહેદો પાડેલો હતો.

તે જ્યારે પોતાનાં મુકામ વિશે વિચાર કરતો બેઠો હતો ત્યારે ફીબ માર્કે ગામડેના એક છોકરાને પોતાની નજદીક બોલાવ્યો.

"છોકરા તને ઑાદલી કોર્તનું મકાન ખબર છે?"

"હા, મેમ."

"હમણાં આ પત્ર લઇ તું ત્યાં દોડતો જાય, અને ત્યાંની બાઇ સાહેબના હાથમાં આ પત્ર અનામત મુકે તો હું તને અડધો રૂપીઓ આપીશ."

"વારૂં, મેમ સાહેબ."

"તું ભુલે તો નહિ?"

"નહિ, મેમ સાહેબ."

"ત્યારે દોડતી મુક."

છોકરાને બીજી વેળા કહેવું પડયું નહિ, પણ એક બીજી પળમાં પાહાડી રસ્તા ઉપર દોડતો જણાયો.

"અગર અહિં આવવામાં ઑાદલી સાહેબની કોઇ બુરી મતલબ હશે," ફીબે વિચાર કીધો, "તો આપણી બાઇ સાહેબને કોઇગી રવેશે ખબર પડશે."

ફીબ પોતે પોતાના મેહેમાન માટે ચાની ત્રે તથા ડુક્કરની જાંગ અને પુડાંની રકાબી ધાંકીને લાવી.

તેણી એકમાર્ગુ, શાંત, અને પોતાનો કાબુ પોતાના હાથમાં રાખી જાણતી હતી જેથી બીજાની મરજી પુછવાની કે તેમના મત પ્રમાણે ચાલવાની કાંઇ દરકાર કરતી ન હતી.

જ્યારે તે તેબલકલાથ પાંથરતી હતી ત્યારે રૉબર્ટે તેણીની તરફ વિચારથી જોયા કીધું. "એ ઓરત કોઇપણ ભરમ જાળવી શકે એવી દેખાય છે," રૉબર્ટ પોતાના મનસે બોલ્યો.

"મીસીસ માર્ક, મારી ચા તમારા હાથે કરશો?" રૉબર્ટ બોલ્યો.

"તમે કોર્ટ તરફથી પાધરા આવ્યા હશો, સાહેબ?" રૉબર્ટને બ્રાંડનો પૅાત આપતી માર્ક બોલી.

"હા, મને ત્યાંથી નીકળ્યાને કલાક એક થયો હશે"

"અને મારાં બાઇ સાહેબ તદન સારીપેઠે છેની?"

"હા, તદન સાઝાં છે."

"હમ્મેશની માફક ખુશ મિઝાજનાં અને રંગીલાં છેની?"

મી૦ ઑદલીને ચા આપી ફીબ ત્યાંથી બહાર નીકળી, અને હજી તો તેણીનો હાથ બારણુંનાં કડાં ઉપર હતો તેટલાં મી૦ ઑદલી બોલ્યો, "બાઇ સાહેબ જ્યારે પેહેલાં લ્યુસી ગ્રાહામ તરીકે ઓળખાતાં હતાં ત્યારનું તમને તેઓ સાથ ઓળખાણ પડયું હશે, નહિ વારૂં?"

"હા, સાહેબ, જ્યારે બાઇ સાહેબ મીસીસ દૅાસનને ત્યાં ગવર્નેસ હતાં ત્યારે હું તેજ દૅાસનને ત્યાં હતી.

"હં! તેઓ દાકતરનાં કુટુંબમાં ઘણું વરસ લગી હતાં?"

"માત્ર દોઢ વરસજ તેઓએ ત્યાં ચાકરી કીધી."

"અને તેઓ લન્દન શેહેરથી આવ્યાં હતાં?"

"હા, સાહેબ."

"અને ત્યારે તેઓ માબાપ વગરનાં હશે."

"હાજી."

"અને હાલનીજ માફક ખુશ તબીયતનાં હતાં?"

"હમ્મેશ એવાંજ."

રૉબર્ટે પોતાનો ચાનો પ્યાલો ખાલી કર્યો અને ફીબ માર્કને આપ્યો. તેમની ચાર ચશમ થઇ–તેની આંખમાં ઢાલો દેખાવ અને તેણીનીમાં ચાલાક અને શોધક.

"આ ઓરત સાહેદી તરીકે ઠીક કામ લાગે," રૉબર્ટ મનસે બોલ્યો.

"એણીની ઉલટ પાલટ તપાસ વેળા હુશિયાર બૅરીસ્તર શિવાય બીજો ચાલી શકે નહિ."

તેણે પોતાનો બીજો ચાનો પ્યાલો પુરો કીધો. રકાબી ખસાડી મુકી, પોતાના કુતરાઓને જમાડયા, અને ચીરૂત સળગાવી જ્યારે ફીબ ત્રે લઇ ગઇ.

બહાર પવનના સપાટા જોર ફુકતા હતા.

તેણે આતશમાં સળીઓ કીધો, પોતાના કુતરાઓને પસવાડયા, પોતાનો મોટો દગલો પેહેર્યો, સઘડી પાસે એક જુનો કોચ ઘસડી આણ્યો, રેલવે-રગ પોતાના પગ ઉપર ઓઢયો, અને લાંબો થઇ કોચ ઉપર લેટીને ચીરૂત ઓરવા માંડી.

"ના," તે પાછો મનસે બોલ્યો, "એ ઓરત જરૂર ભરમ સાચવી શકે એવી છે. ફરિયાદી તરફનો બૅરીસ્તર તેણીની પાસેથી કાંઇ ઓકાવી શકે નહિ."

તે એ રવેશે વિચારમાં બેઠો હતો ત્યારે ઓરડાની બહાર ત્રણ શખસો દારૂ પીવા આવેલા હતા. તેઓ મોટે મોટે વાતો ચલાવતા હતા અને માર્ક પણ તેમની સાથ બાંગ મચાવી રહ્યો હતો.

"માર્ક કોઇ મૂર્ખ દેખાય છે," રૉબર્ત બોલ્યો. "હું પછી જઇશ અને તેની સાથ ગપ્પા ચલાવીશ."

છેલ્લો ગ્રાહક બહાર ગયો અને ફીબે દરવાજા બંધ કર્યા એટલે લ્યુક માર્ક આગળ રૉબર્ત બહાર નીકળ્યો, અને બોલ્યો, "સુવા જવા પેહેલાં તમારી સાથ બે વાતચીત કરવા આવ્યો છું. મીસીસ માર્ક, તમને કાંઇ ચીરૂત બાબે હરકત તો નથી ની?"

"મુદલ નહિ, સાહેબ."

રૉબર્તે શીગાર સળગાવી અને પછી કહ્યું, "મીo માર્ક, મને આ માઉન્ત સ્તેન્નીન્ગ જગા વિશે જરા રતી કાંઇ કહી સંભળાવો."

"હા, એમાં શું. એ તો ઘણું જલદી કહી દેવાશે. જો કોઇબી વેરાણ ખાંચરામાં કોઇએ પગ મુકયો હોય તો તે આ જગા છે. એમ નહિ સમજવું કે ધંધામાં કાંઇ દમ નથી તેથી એમ છે; પણ બીજા ગામોમાં વસ્તી સારી, લોકોનો આવજા ઠીક; અને અહિં તો તમામ સુમસામ, તેમજ લોકો ચીસાં છે."

તે આ પ્રમાણે બોલતો હતો એટલામાં તેની બૈરી બોલી, "લ્યુક, દારૂખાણાનો ઓરડો ઊઘાડો રહી ગયો છે; આવો, આપણે સાથે જઇને બંધ કરીએ."

"ઊઘાડું રહ્યું તો ચાલશે," માર્કે જવાબ દીધો, "આપણે તો હવે લાંબા થઇ શીગાર સળગાવી બેઠા છિયે તે કાંઇ ઉઠાય એવું નથી."

"પણ મને તે વિશે ચેન પડે એવું નથી. સાહુકારો ફરતા ફરે છે, અને એવામાં બારણું ઊઘાડું જોયું તો તેઓ અંદર તસદી લેયા વગર રહે નહિ."

"ત્યારે જાની તું એકલી? તારાથી બંધ થશે નહિ શું?"

"પણ મારાથી તેનો અડગરો પોવાય એવું નથી તે ઘણો ભારી છે."

"અગર તને અતરંગ થવા ગમતું હોય તો તે જેમ છે તેમ રહેવા દેની? હું તારી મતલબ સમજ્યુંછું, તું એવું કેહેવા માંગે છે કે આ પોચ્યા આગળ કાંઇ વાસી નહિ દેવું. રે કાં, ડોળા કાં ખેંચતી હશે? રે! શું કરવા ભવાં ચઢાવે છે? હું કાંઇ એને કહીશ નહિ. પણ સબર, તને એવીજ ટેવ પડી ગઇ છે કે જ્યારે હું વાતમાં પડેલો હોઊંછું અને અડધી વાત પણ પુરે પુરી કરી નહિ ચુકેલો તેટલાં તું વચમાં તારી મુંડી ઘાલી મને અટકાવે છે પણ હવે હું અટકનાર નથી, સમજી?"

ફીબ તેની એવી રીત જોઇ પોતાનું સીવવાનું કામ છોડી દઇ હાથ ઉપર હાથ ચઢાવી પોતાના બુલ કૂતરા જેવાં મોઢાં વાળા ધણી તરફ ડોળા ઘૂરકતી બેઠી.

"ત્યારે તમને માઉન્ત સ્તેન્નીન્ગ તરફ રહેવા ગમતું ન હોય!" વાત ઉડાવવાની મતલબથી રૉબર્તે પુછ્યું.

"ના મુદ્દલ નહિ," લ્યુકે જવાબ દીધો. "અહિં લોક એટલાં નીચ ન હોત તો આ જેવી વેરાણ જગાને બદલે કોઇ વસ્તીવાલી જગાએ મારૂં તાવરન વધી ગયું હોત. અહિં તો પવનના સપાટા, બાપરે! બાપરે! ક્યા માણસના આશરા રહે! બાકી પાંચસો રૂપ્યા શું અને એક હજાર રૂપ્યા શું—?"

"લ્યુક! લ્યુક!"

"અરે જા, જા, ઘડી ઘડી "લ્યુક, લ્યુક" કરી મારે મોહોડે ટાલું મારશે કે? લે આ ફરીથી બોલ્યો, હજાર રૂપ્યા શું બીસાદમાં."

"નહિજ તો," રૉબર્ત પેલી ફીબના મોહોડાં તરફ તપાસથી જોતો તથા પેલાને ઉશકેરતો બોલ્યો, "તમારા હાથમાં જે કોઇ શખસ ઉપરનો કાબુ છે, યા તો તમારી ધણીઆણીનો છે તે તરફ જોતાં હજાર રૂપ્યા કુછ બીસાદ ધરાવે નહિ તો?"

ફીબનો ચેહરો હમ્મેશ રંગ વગરનો હતો તે આ તકે પણ વધારે ફિક્કો બને એવો ન દેખાયો; પણ રૉબર્તે ઑદલી તેણી તરફ જે શોધક નજર

ફેરવતો હતો તે તેણી ચેતી ગઇ જેથી તેણીનો ચેહેરો જરા ઉતરી ગયલો જણાયો.

"ઓહો પોણા બાર થયા," રૉબર્ત પોતાની ઘડિયાળ જોઇને બોલ્યો, "માઉન્ત સ્ટૅન્નીન્ગ જેવાં એક નવરાં ગામમાં એ વખત ઘણો મોડો ગણાય, સાહેબ મેહેરબાન, મારા લાયકીવાળા મેજબાન! સાહેબ મેહેરબાન મીસીસ માર્ક! સવારે નવ વાગ્યા પેહેલાં નહાવાનું પાણી મોકળતાં નાં."

---

## પ્રકરણ ૧૮ મું.

### રૉબર્તનો વણધારેલા પરોણા સાથ મિલાપ.

સવારના કલાક અગીઆરનો સુમાર હતો જ્યારે મી૦ ઑાદલી પોતના નાસ્તાની તેબલ આગળ બેઠો હતો. તેની બન્ને બાજુ આગળ તેના કૂતરા હતા. બહાર કકડતો પવન ફુકતો હતો, આકાશપરથી પડતાં કરાંની જડાઇનો તો સુમાર ન હતો. ઑાદલી તરફનો રસ્તો બંધ થઇ ગયો હતો જ્યારે તેની ભારી અચરતીમાં તેણે એક ગાડી તે તરફથી ડુંગર ઉપર ચઢતાં તેને જણાઇ. તે જોઇ તે મનસે બોલ્યો, "કોઇ ખરો કંગાળ જીવડો હશે કે આવી વેળાએ પણ બહાર નીકળ્યો છે?" તેણે એવો વિચાર મનમાં કરયાને હજી જાઝો વખત થયો નહિ એટલામાં ફીબ માર્ક અંદર આવી તેને કહી ગઇ કે "બાઇ સાહેબ અતરે આવ્યા છે."

ઑાદલી બાઇ! મેહરબાની કરી તેણીને અહિં અંદર આવવા કહો." ફીબ માર્ક જવા પછી તે મનમાં બોલ્યો, "અલબતાં એક ભુલ ભરયું પગળું, ઑાદલી બાઇ, અને એવું કે જેની મેં તું જેવી તરફથી જરા વકી રાખેલી નહિ."

"કેવી ખરાબ સવાર, મી૦ ઑાદલી," બાઇ સાહેબ બોલ્યાં "કેવી થંડી!"

"હા, ખરેખર! પણ એવી હવામાં તમે બહાર કેમ નીકળ્યાં, બાઇ સાહેબ?"

"કારણ હું તમને ખશુશ કરી મળવા માગું છું."

"ખરેખર!"

"હા," બાઇ સાહેબ પોતાનાં બતન સાથ ચેડાં કાઢતી બોલી. "હા, મી૦ ઑાદલી; મને એવું જણાયું કે તમારૂ અપમાન થયું છે; અને ફરિયાદ કરવાનું તમને કારણ મળ્યું છે; તેથી તમારી પાસેથી માફી મેળવવી ઘટેછે."

"માફીની હું કાંઇ ખાહેસ્ત રાખતો નથી."

"પણ તમને તે ઘટે છે," બાઇ સાહેબ બોલ્યાં, "પણ મારા વ્હાલા રૉબર્ત, આપણે એકમેક તરફ એટલાં તાઝીમ તવાઝવાળાં તથા અલગ શા માટે રહેવું જોઇએ? ઑદલીમાં તમને ઠીક ચેન પડશે; અને તમને ત્યાં જોયાથી અમને ઘણી ખુશી ઉત્પન થશે. અફ્સોસ! કે મારા નાદાન ખાવીંદનાં મન ઉપર એવો મૂર્ખાઇ ભરેલો વિચાર બંધાયો કે પોતાનો અઠાવીસ વરસનો નોજુવાન ભત્રીજો આપણે ત્યાં તેની નાની ખુબશુરત બાયડી આગળ રહે એ ઠીક નહિ, કારણકે તેમ કીધાથી તેનાં મનની શાંતીને ખલલ પડે."

આ શબ્દો બાઇ સાહેબ એટલાં નખરાંથી અને નાજ કરતી વેળા બોલ્યાં કે રૉબર્ત તો ટગોટગ તેણીના ચેહેરા તરફ જોયા કરે. તે બોલ્યો, "ઑદલી બાઇ, અગર મારા કે તમારા હાથે મારા કાકા ઉપર કાંઇપણ નામોશી ઉતરે તો ખોદા તેમનો નેગેહેબાન થજો. પણ તે કરતાં બેહેતર એજ કે હું ઘરથી દુર રહું અને ત્યાં પગજ મુકું નહિ!"

પોતાનો ભત્રીજો બોલતો હતો તે વેળાએ બાઇ સાહેબ સગડીના આતશ ગમ જોતી હતી, પણ આ છેલ્લા શબ્દ કાન ઉપર પડતાંજ તેણીએ પોતાની આતુર નજર રૉબર્ત ગમ કીધી જેની મતલબ આપણો બૅરીસ્તર તૂર્ત ચેતી ગયો.

"બાઇ સાહેબ," તે પાછો બોલ્યો, "મેહેરબાંની કરી એટલાં ગભરાવો ના. તમને મારે લીધે બીહીવાનું, કાંઇ કારણ નથી. અતરે હું કેમ રહ્યો છું તે અહિંના લોકો સારીપટે સમજે છે માટે તેમને પુછશો તો જણાશે કે હું તેવો આદમી નથી. હું તો એટલુંજ કહું છું કે ગયે વરસ હું મારા કાકાના ઘરમાં આવ્યો ન હોત તો ઠીક થાત."

બાઇ સાહેબે પોતાનાં ખભાં ચઢાવ્યાં.

"આ રીતે તમે ભેદમાં બોલવાનું ચાલુ રાખશો તો એક ગરીબ નાની સ્ત્રી તેના તમને જવાબ ન આપે તો તમારે દરગુજર કરવી."

રૉબર્તે આનો કાંઇ જવાબ દીધો નહિ.

બાઇ સાહેબ પોતાની ઢપ બદલી બોલ્યાં, "પણ આ નવરી જગા ઉપર આવવાને તમે શાથી લલચાયા?"

"શોખથી."

"શોખથી?"

"હા; પેલા ગોધાની ગરદનવાળા, તથા જાંખા લાલ વાળ સાથના અને બુરી નજરવાલા દેહેકાણીથી મને ઘણીજ રમુજ મળે છે. તે ભયંકાર

માણસ દેખાય છે—બાઇ સાહેબ, એના સપાટામાં મારી ડોકી નહિ આવે એવું હું ઈચ્છું છું."

આ શબ્દોથી બાઇ સાહેબનાં ચેહરામાં એકાએક ફેરફાર થઈ ગયો, ગાળ ઉપરની રતાશ ઉડી ગઇ, અને તેમને મીન જેવા સફેદ કરી મુકયા; તથા તેણીની નજરમાં ગુસ્સાના ચમકારા થવા લાગા. તેણી રૉબર્ત તરફ જોઇને બોલી "રૉબર્ત, મેં તારૂં શું નુકસાણ કર્યું છે કે તું મને એટલો ધિક્કારે છે?"

તેણે તેણીને ગંભીરાઇથી જવાબ દીધો—

"બાઇ સાહેબ, મારો એક મિત્ર હતો, જે મને ઘણો વ્હાલો હતો, અને જ્યારથી તે ધૂમ થયો છે ત્યારથી મને એવું લાગે છે કે બીજાં લોકો તરફની મારાં ફેરવાયલાં રૂપની કડવી નજર બની છે.

"તમે તાલ્બૉયઝ વિશે બોલો છો કે જે ઑસ્ટ્રેલીઆ તરફ ગયો છે."

"હા તેજ તાલ્બૉયઝ, જેને વિશે મને એવું સમજાવ્યામાં આવ્યું છે કે ઑસ્ટ્રેલીઆ જવા માટે લીવરપુલ તરફ તે ગયો છે."

"અને તે ઑસ્ટ્રેલીઆ તરફ ગયો છે એ વાત તમે માનતા નથી?"

"ના, હું નથી માનતો."

"પણ કાં નહિ?"

"માફ કરજો ઑદલી બાઇ, મારે તે જવાબ દેવો નથી."

"જેમ તમારી મરજી," તેણી ગોયા તે વિશે બેદરકાર હોય તેમ બોલી.

"મારા મિત્રના ધુમ થવા પછી એક અઠવાડયે સીદની અને મેલબૉરનનાં વર્તમાન પત્રોમાં મેં એક જાહેર ખબર છપાવી હતી જે મારફતે મેં જાણવા માગ્યું હતું કે તે કયાં હતો તે બાબે મને લખી જણાવવું અને વળી તેમાં મેં એવું છપાવ્યું હતું કે જે કોઇના જોવામાં આવ્યો હોય તેણે તેનાં ઠરીઠામ બાબે મને જાહેર કરવું. જ્યૉર્જ તાલ્બૉયઝ એસેક્ષમાંથી ગયા સપ્તેમ્બરની તા૦ ૭ મીએ જતો રહ્યો ઇયા ધૂમ થયો. આ માસની સેવટે મને કાંઇ તે બાબે ખબર મળવી જોઇએ. આજે ૨૭ મી તારીખ છે અને તે વખત પણ નજદીક આવ્યો છે."

"અને અગર તમને કાંઇ જવાબ ન મળે તો?" બાઇ સાહેબે પુછયું.

"જવાબ નહિ મળે તો હું સમજીશ કે મારી ધાસ્તી બીન પાયાની નથી, અને તેથી જે કરવાનો ઇઇશ તે કરીશ."

"એટલે શું?"

"રે! ઑદલી બાઇ, આ બાબદમાં હું કાંઇ પણ કરવાને અશકત છું તેની તમે મને ઇયાદ આપો છો."

આપણા બાઇ સાહેબ હસ્યાં.

"ભયંકર બાબદો વિશે તકરાર ચલાવવાનો તમારો શોખ અત્યંત જણાય છે," તેણી તુચ્છકાર કરતી બોલી. "તમને દીતેકતીવ પુલીસમાં જગા મળવી જોઇએ."

"મનેબી કોઇ વેળા વિચાર આવે છે કે દીતેકતીવના કામમાં હું ઠીક નિવડી શકું."

"તે શા ઉપરથી?"

"કારણ કે મને સબુરી ઘણી છે."

"પણ જ્યૉર્જ તાલ્બૉયઝ તો તમારા કેહેવા મુજબ તમારી નજર આગળથી ગૂમ થઇ ગયો. પણ તમારી જાહેર ખબરનો તમને જવાબ ન મળે તો પછી કેમ?"

"પછી એવું નક્કી સમજીશ કે મારો મિત્ર સ્વર્ગવાસ થયો."

"વારૂં, અને પછી—?"

"પછી એજ કે મારા ઓરડામાં જે તેની ચીજો રહી છે તેની હું તપાસ કરીશ."

"વાહ! અને તે શું છે? દગળો, બદન, વારનીશનાં બુત, અને શીગાર હું ધારૂં છું," બાઇ સાહેબ હસતાં બોલ્યાં.

"નહિ; પત્ર—પત્ર—તેના દોસ્ત આસ્નાવ તેના આગળા નિશાળ ભઇબંધો, તેના બાપ, અને તેના ભઇબંધ અમલદારો તરફથી આવેલા પત્ર."

"વારૂં?"

"વળી તેની બૈરી તરફના પત્ર."

બાઇ સાહેબ આ છેલ્લા સખુન સાંભળતાં પાછાં સગડી તરફ જોતાં ચુપ થઇ ગયાં.

"બેહેસ્તન તાલ્બૉયઝ બાઇએ લખેલાં પત્ર માંહેલું એકાદ તમે શું દીઠું છે?"

"કદી નહિ. ગરીબ બિચારી! તેણીના પત્રથી મારા મિત્રની મુશીબત ઉપર કાંઇ ઉજાસ પડનાર નથી. હું હિમ્મતથી કહું છું કે ઓરતો જેમ લખે છે તેમ તેણી સાધારન અક્ષર કાઢતી હતી. હું ધારૂં છું કે તમારા જેવા શોભીતા અક્ષર લખનારી ઓરતો થોડીજ હશે, ઑદલી બાઇ."

"હં! તમે મારા દસ્કત પીછાણો છો, અલબતાં."

"હા, હું તે સારી રવેશે ઓળખું છું."

બાઇ સાહેબે વળી પોતાના હાથ ગરમ કીધા, અને પછી પોતે ખુરશી ઉપર મેલેલું હાથનું મોજું ઉપાડી લઇને જવાની તૈયારી કીધી.

"મારી માફી કબુલ કરવાને તમે ના પાડી છે, મો૦ ઑદલી, પણ હું તમને હિમ્મતથી કહું છું કે તમો તરફ મારી લાગણી કેવી છે તે તમે જરા જાણતા નથી."

"તે હું બરાબર સમજુ છું, બાઇ સાહેબ."

"ત્યારે તો સાહેબ મેહેરબાન; પણ આટલી મારી ભલામણ હું કરૂંછું તે ઉપર ધ્યાન આપજો કે આવી જગા જેમ બને તેમ જલદી છોડી જજો.

"મારાં નામમાં આવેલા પત્રો લેવાને આવતી કાલે હું શેહેર તરફ પાછો ફરવાનો છું."

"ત્યારે, એક વેળા ફરીથી, સાહેબજી."

તેણીએ પોતાનો દસ્ત લાંબો કીધો. રૉબર્ત તે ધીલો પકડયો. તે હાથ એટલો નાનો અને નાજુક હતો કે જો રૉબર્ત નિર્દય બનવાને પસંદ કરત, તો તે મજબુત ચાપી કચડી નાખત. તે તેણીને ગાડી આગળ મુકવા ગયો અને ગાડી ચાલી જવા પછી જ્યાંસુધી જોવાય ત્યાંસુધી પોતાની નજર તેણે તે તરફ કીધી. તે ગાડીએ બ્રૅન્તઉદ તરફનો રસ્તો લીધો જે ત્યાંથી ત્રણ કોસ દુર હતું.

આસરે દોઢેક કલાકના સુમાર પછી રૉબર્ત પોહોંચખાણાના દરવાજા આગળ ઉભો રહી શીગાર પીતો હતો એટલામાં પેલી ગાડી પાછી ખાલી આવતી જોઇ. ગાડીવાન દારૂ પીવાને માટે પોહોંચખાણામાં આવ્યો જ્યારે રૉબર્તે તેને પુછ્યું, "કેમ, બાઇ સાહેબને તું કોર્ત તરફ મુકી આવ્યો કે?"

"ના, સાહેબ; હું હમણાજ બ્રૅન્તઉદ સ્તેષન તરફથી પાછો આવ્યો છું. બાઇ સાહેબ ૧૨-૪૦ ની ગાડીમાં લન્દન તરફ ગયાં છે."

"શેહેર તરફ?"

"હા, સાહેબ."

"બાઇ સાહેબ લન્દન તરફ ગયાં છે!" રૉબર્ત બેસવાના ઓરડામાં જઇ બોલ્યો. "ત્યારે હવે પછીની બીજી ત્રેનમાં હું તેની પુઠે જઇશ. અને જો હું મોટી ભુલ નહિ કરતો હોઉં તો બાઇ સાહેબ કયાં મળશે તે હું જાણું છું."

તેણે પોતાનો પોર્તફોલીઓ બાંધ્યો; પૈસા ચુકવ્યા; સાંકળ પટ્ટાથી કુતરાને બાંધ્યા અને સ્તેષન ઉપર જવા તુર્ત ગાડીમાં બેઠો. ત્રણ વાગેની ગાડી તેને હાથ લાગી. અને એક ખાલી પેહેલી વર્ગની ગાડીનાં એક ખુણામાં ચીરૂત પીતો બેઠો. "કંમ્પની ચાહે એટલા કાયદા કરે પણ જ્યાં સુધી મારા ખીસામાં ગાર્દને આપવા માટે નોત છે ત્યાં સુધી

ચીરૂતની મજાહ માહાલવાને મને હક છે એવું હું સમજું છું."

---

## પ્રકરણ ૧૯ મું.

### આગળ તલ્લાસ.

શોરદીચના સ્તેષન ઉપર મી૦ ઑદલી ઉતરયો ત્યારે ચાર ને પાંચ મીનીત થયલી હતી. જે પોર્તરને પોતાના કૂતરા વગેરેનો હવાલો આપ્યો હતો તે કોઇ સાથ કાંઇ પૈસા બાબે ઝીક્કર ચલાવતો હતો તે જોઇ સામેના 'પ્લૅતફ઼ૉરમ' તરફ લોકોને જતા આવતાં જોવા માટે ગયો.

ત્યાં ઉતારૂઓમાં એક સ્ત્રી ઘણી મોડી આવી તે ઉતાવળથી દોડતી 'પ્લૅતફ઼ૉરમ' ઉપર આવતાં રૉબર્ત સાથ અઠડી જેથી તેણીએ તેની પાસથી દરગુઝર ચાહી; પણ તેણી ઉંચે નજર કરી રૉબર્તના ચેહેરા તરફ જોતી બોલી, "રૉબર્ત! તું આટલી વારમાં લન્દનમાં?"

"હા, બાઇ સાહેબ; તમે ખરૂંજ કહ્યું હતુ. કિલ્લાની ધર્મશાળા આપણા રેહેવા લાયક નથી, અને—"

"તમે તેથી કંટાળ્યા; હા હું એ જાણતીજ હતી. મેહેરબાની કરી મારે માટે ગાડીનું બારણું ઉઘાડો; ત્રેન બે મીનીતમાં ઉપડશે."

રૉબર્ત ઑદલી પોતાના કાકાની બાયડી તરફ ગુચવાયલા ચેહેરા સાથ જોતો રહ્યો.

"એની શી મતલબ હશે?" તેણે વિચાર કીધો. "એણીના ચેહેરામાં એટલો ફેરફાર શી રવેશે થઇ ગયો હશે?"

એ વિચાર કરતાં તેણે તેણીને માટે ગાડીનું બારણું ઉઘાડયું, અને હાથ પકડી અંદર બેસાડ્યા પછી તેણીના પગ ઉપર રેશમી મખમલનું કપડું ઓઢાર્યું, અને દરેક સગવડ કરી આપી.

"તમારો મોટો ઉપકાર માનું છુ; તમે મારી કેટલી કદર બાવો છો!" તેણી બોલી. "આવા દહાડે મુસાફ્રી કરવાને લીધે તમે મને મૂર્ખ સમજતા હશો કારણ કે મારો વ્હાલો, મારો રૂડો ભરથાર, એ વાત જાણતો નથી અને મેં તેમને નહિ જણાવ્યું તે એટલાજ માટે કે મને અહિં એક કાપડયાનો મોટો આંકરો ચુકવવાનો હતો જે જો મારો ધણી જાણે તો મને તેઓ ઉડાઉ સમજે, અને તે નામોશીથી બચવા ખાતર મને અહિં સુધી તેઓ જાણે નહિ તેમ એકલું આવવું પડયું છે."

"ખરેખર."

ગાડીનો બીજો ઘંટ વાગ્યો, અને આગગાડી ઉપડી. રૉબર્ત ઑદ-

લીએ જ્યારે તેણીની ઉપર છેલ્લી નજર કીધી ત્યારે તેણીના મોં ઉપર પોતા વિશેના તિરસ્કારનાં ચિન્હ દીઠાં. તેણે વિચાર કર્યો કે "જે કાંઇ મતલબસર તેણી લન્દન તરફ આવી હશે તે તેણીએ પાર કરેલું લાગે છે. તેણીએ મને પોતાનાં સ્ત્રી ચરિત્ર દેખાડી કોઇ બાબદમાં મને માહત આપવાની ગોઠવણ કરેલી લાગે છે. શું સચ્ચાઇની છેક નજદીક હું કદી પહોંચનાર નથી? શું આખ્ખા જન્મારા સુધી હું શકમાંજ ગોટાં ખાયા કરવાનો? અને શું એવા કંગાલ શકમાંજ હું દેવાનો બનવાનો કે? તેણી લન્દન તરફ શું કરવા આવી ગઇ હશે?"

અને એ વિચાર જ્યાં સુધી તે પોતાનાં મુકામ તરફ પાછો ગયો ત્યાં સુધી તેને આવ્યા કીધો. તેણે પોતાનો સુવાનો ઓરડો સરખી હાલતે દીઠો; એટલે બેસવાના ઓરડા તરફ તેણે નજર કીધી ત્યાં પણ સઘળું બરાબર હતું. કપડાં મુકવાના નાના ઓરડા ભણી તે ગયો, જે ઓરડામાં તે પોતાના પોતકોલીઆ, પેટી, પેટારા વગેરે રાખતો હતો. અને એજ ઓરડામાં જ્યૉર્જ તાલ્બૅાયઝનો સામન પણ પડેલો હતો. એક મોટી ચામડાંની પેટી ઉપરથી રૉબર્ત એક પોતકોલીઓ ઉપાડયો, અને હાથમાં બતી લઇ વાંકો વળીને તેનું ટાળુ ચોકાસીથી તપાસ્યું.

તે ટાળું જ્યૉર્જે જ્યારે પોતાના શોકનો લેબાસ ઉતારયો ત્યારે જે હાલતે તેણે મુકયું હતું તેજ હાલતે હતું. ઓરડો ઉઘાડી અંદર નજર કરતાં તે માહેલો સઘળો સામાન સફાઇથી રાખેલો જણાયો. જ્યૉર્જ તાલ્બૅાયઝના કોઠલા ઉપર જરાએ ધુળ હતી નહિ. તે ઉપરના ચામડાંના ઢાકણ ઉપર **જ.તા.** એવા અક્ષર કોતરેલા હતા. મીસીસ મૅલોની જેણીના હાથમાં રૉબર્તના ઓરડાની ચાવી હતી તેણી પોતાના કામમાં ઘણી બાહોશ હતી.

મી॰ ઑદલીએ તેણીને બોલાવા એક છોકરો મોકલ્યો. દસ મીનીતમાં તેણી તહિં આવી અને પોતાના શેઠને પાછો ફરેલો જોઇ તેનો હુકમ જાણવાને ખુશી રહેલી જણાઇ.

"મેં તને એટલું પુછવા બોલાવી છે કે કોઇ અતરે આવ્યું હતું; યાને કે કોઇ શખસ, કહોની કે કોઇ બાઇ, આજે અહિં મારા ઓરડાની ચાવી માગતી આવી હતી?"

"બાઇ? નહિ, બાઇ તો કોઇ નહિ; પણ જે લુહારને તમે મોકલ્યો હતો તે લુહાર માટે તમે પુછવા માગતા હશો."

"લુહાર?"

"હા; જેને તમો મેહેરબાને આજ દને બોલાવ્યો હતો તે."

"મેં લુહારને બોલાવ્યો હતો!" રૉબર્ત મનમાં બોલ્યો. "વાહ,

વાત તો ઠીક બની છે. કબતમાં એક બાતલી મુકી ગયો હતો અને મીસીસ મૅલોની તેથી મજાહ મેળવતી હશે એવું જણાય છે."

"ખચીત, અને તમો મેહેરબાને તમારા ઓરડાની કલ માટે તેને મોકલ્યો હતો. તે લુહાર પુલની નજદીકની ગલીમાં રહે છે.

રૉબર્તે ચુપ નિરાશી સાથ પોતાના ભવાં ચઢાવ્યાં.

"તું જરા બેસ, અને ધ્યાન ઠેકાણે લાવી બોલ કે તારા બોલવાની કાંઈ મને સમજ પડે. તું શું એમ કહે છે કે એક લુહાર અહિં આવ્યો હતો?"

"અને હા તે આવ્યોજ હતો."

"આજે?"

"બરાબર કહેલું, સાહેબ."

આસ્તે આસ્તે મી૦ ઑદલીએ નીચે પ્રમાણેનો સાર મીસીસ મૅલોની પાસેથી મેળવ્યો. મીસીસ મૅલોની આગળ તે દીને બપોરમાં ત્રણ વાગે એક લુહાર આવ્યો હતો. તેણે બારણાની કળ તપાસવા માટે મી૦ ઑદલીના ઓરડાની ચાવી માગી હતી. તેણે જણાવ્યું કે કળો બગડી ગઇ હતી અને કે મી૦ ઑદલીના પોતાના પત્રમાં લખેલા ખાસ હુકુમ મુજબ તે સમારવા આવ્યો હતો. બીજું તેણે જણાવ્યું હતું કે મી૦ ઑદલી તે વેળાએ ગામડામાં નાતાલના દિવસ ગુજારવા ગયલો હતો. મીસીસ મૅલોનીએ તેનું કહેવું ખરૂં માનીને તે લુહારને મી૦ ઑદલીના ઓરડામાં જવા દીધો જ્યાં તે સુમારે અડધી કલાક લગી રહ્યો.

"પણ જ્યારે તે લુહાર કળ તપાસતો હતો ત્યારે હું ધારૂંચ કે તું તેની આગળ હશે?" મી૦ ઑદલીએ પુછ્યું.

"હા સાહેબ, બહારબી અંદરબી સઘલો વખત તેની નજદીકમાંજ હતી. હું બહારના દાદર તે વેળાએ સાફ કરતી હતી."

"હં, ત્યારે જેટલો વખત લુહાર મારા ઓરડામાં રહ્યો તેટલા વખતમાં તું બહાર તેમજ અંદર પણ તેની આગળ ગઇ હતી વારૂં, પણ તું મને એટલું કહી શકશે કે ઘણામાં ઘણો તું કેટલો વખત બહાર ગઇ હતી?"

પણ મીસીસ મૅલોનીથી એ બાબે ખુલ્લો જવાબ આપી શકાયો નહિ. તે બોલી, "હું કદાચ ઘણામાં ઘણી દસ મીનીત રહી હોઇશ; પણ ના તેટલી બધી ન હોય; પછી કોણ જાણે પા કલાકબી હોય; પણ ના, ના, એટલો બધો વખત તો નહિ લાગતો."

મી૦ ઑદલીએ એક શોકાતુર નીસાસો નાખ્યો.

"ફીકર નહિ, મીસીસ મૅલોની," તે બોલ્યો, "લુહારને પોતાનું

કામ કાઢી લેવાને પુરતો વખત મળેલો જણાય છે, જ્યારે તારૂં ડહાપણ કાંઇ કામ લાગું હોય એવું નથી."

મૅલોની પોતાના સેઠ તરફ અચરતી અને ગભરાતની ભેગી અસર હેઠળ ટગોટગ જોતી રહી. તે બોલી, "મેહેરબાન સાહેબ, ઓરડામાંથી ચોરી લઇ જવા જેવું કાંઇ ન હતું, શું પક્ષીઓ તે ઉપાડી જવા આવ્યો હતો?"

"ના, ના. તેની મતલબ હું સમજું છું. બસ કર એ વાત, અને હવે મને એટલુંજ જણાવ કે તે લુહાર ક્યાં આગળ રહે છે. હું જઇને તેને મળવા માગું છું."

"પણ પેહેલાં કાંઇ મોંમાં તો નાખો, સાહેબ."

"જમ્યા પેહેલાં હું તે લુહારને મળીશ."

પોતાનો આ ઠરાવ જણાવતા તેણે પોતાની ટોપી હાથમાં ઉપાડી અને દરવાજા તરફ ચાલતી પકડી.

"તે લુહારનું ઠેકાણું, મૅલોની?"

તે આઇરીશ સ્ત્રીએ તેને સેન્ત બ્રાઇદ દેવળની પછવાડેની ગલીની નિશાણી આપી એટલે રૉબર્ટે તહિં તરફનો કાદબ કીચલ વાળો રસ્તો લીધો. લુહાર તેને મળ્યો. તેનાં દુકાણનાં નાના બારણામાં પેસતાં તેની ટોપી ઉપરની ખોલી નીકળી ગઇ. દુકાણની પછવાડે એક નાના ઓરડામાં લુહારને ત્યાં રંગીલી મેજબાની ચાલતી હતી; જેથી રૉબર્તના "હલ્લો"નો કોઇએ ઉત્તર આપ્યો નહિ એટલે તે દુકાણમાં આગળ વધ્યો જ્યારે પોતાનો સાદ સંભળાવવામાં તે ફતેહ પામ્યો.

લુહાર તે વેળા પોતાની પાર્તી આગળ વાત કરતો હતો. "એ પછી તેણી તમામ નખરાં અને નાજ સાથ ત્યાંથી ચાલી ગઇ," તે બોલ્યો.

મી૦ ઑદલીને જોઇ આખી મંડળી ગભરાતમાં પડી. તે મંડળીમાં કળવાલો, તેની બાયડી, છોકરાં, અને બે ત્રણ પડોસણ હતાં. સર્વમાં કળવાળાનો ગભરાત જોવા જોગ હતો. તે પોતાના હાથમાંનું ગ્લાસ ઓટી ગયો જેમ કરતાં તેનું મોં ખરાબ થઇ ગયું જેથી ગભરાતમાં તેણે પોતાના ખરડાયલા હાથેજ મોહોડું લુછી નાખ્યું.

"તમે આજે મારા ઓરડામાં આવ્યા હતા," રૉબર્ત આસ્તે રહી બોલ્યો "માફ કરજો, બાઇઓ તમને હરકત થઇ છે. તમે મી૦ ઉવ્હાઇત, મારા ઓરડામાં આજે આવ્યા હતા, અને—"

તે માણસે તેના આગળ બોલવામાં હરકત કીધી.

"હું આશા રાખું છું કે તમે સાહેબ એટલી ભુલની દરગુજર

કરશો.' હું દિલગીર છું, સાહેબ, કે મેં એવી ભુલ કરી. મી૦ આલીન નામના કોઇ બીજા ગ્રહસ્થને ત્યાંથી મને તેડું આવ્યું હતું; પણ તેનું નામ હું ભુલી ગયો, અને આગળ તમારૂં કાંઇ સેહેજસાજ કામ કરી આપેલું તેની સુરતાએ મને તમારી સુરતા રહી ગઇ, જેથી મૅલોની પાસેથી મેં તમારા ઓરડાની ચાવી માંગી; પણ તમારી કલ તરફ નજર કરતા તે મને બગડેલી જણાઇ નહિ જ્યારે હું સમજ્યો કે તમે મને બોલાવેલો ન હતો."

"પણ તમે તો અડધી કલાક તહિં રહ્યા હતા."

"હા, સાહેબ, કારણ આપણે ત્યાંની એક કલ બગડેલી હતી—દાદરાની નજદીકનાં બારણાંની—અને મેં તે ઉખેડી, સમારી, અને પાછી બેસાડી જેના કાંઇ પૈસા હું તમો પાસેથી લઇશ નહિ. હું એટલુંજ માગું છું કે તમે તે વાતની દરગુજર કરશો કારણ આજ તેર વરસ થયાં હું એ ધંધો ચલાવતો આવ્યો છું; પણ એવી ભુલ મેં કોઇ દિવસ કરી નથી."

"એવું આગલ કોઇ વખત તમોથી બન્યું નહિ હશે," રૉબર્તે ગંભીરાઇથી પુછ્યું, "ના, આ તો કોઇ વિચિત્ર કામ છે, અને એવું કાંઇ હરરોજ બનતું નથી. આજ રાત્રે કાંઇ મજાહ કરતા જણાવો છો, મી૦ ઉબ્હાઇત, આજે કાંઇ ખુબ તડાકો મારેલો લાગે છે, ખચીત આજનું ચોઘડયું કાંઇ તમને શુભ દેખાય છે કે આવી કિમ્મતી મેજબાની અહિં ચાલી રહી છે."

આ બોલતી વેળા રૉબર્તે લાગલું તાળાં ચાવીવાળાના મોઢાં તરફ નિહાળીને જોયું જ્યારે તેને માલુમ પડયું કે તેની (કળાવાળાની) આખનાં પાપણ ઢંકાઇ ગયાં અને કે મારી રૂપે બેસખુન ઓચરતાં તે લડડયો.

"ફીકર નહિ એવું ના બોલો," રૉબર્ત બોલ્યો. "હું તો લોકોને ખુશીથી મજાહ કરતાં જોઇ ખુશી થાઉં છું. સાહેબજી, મી૦ ઉબ્હાઇત, સાહેબજી, બાઇઓ!"

ત્યાંથી બહાર નીકળતાં તે મનમાં બોલ્યો, "'અને એ પછી તેણું નખરા અને નાઝ સાથ ત્યાંથી ચાલી ગઇ,' તે કોણ ચાલી ગઇ હશે? અને આ છેલ્લો વાક્ય બોલતી વેળા મારાથી તે અટકયો ત્યારે પેહેલાં તેણે શી વાત પોતાની પાર્તી આગળ ચલાવી હશે? રે, તાલ્બૉયઝ, તાલ્બૉયઝ, તારી મુશીબતના ભરમની અધિકાધિક નજદીક આવવાને મારા નસીબમાં સરજેલું છે? શું તે ભરમની છેક નજદીક જતો જાઉછું ની? અને તે પણ ધીમા પણ સાબેત કદમ સાથ; પણ એ સર્વનું છેવટ કેવું નિપજશે?"

પોતાના ઓરડા તરફ જતાં તેણે દિલસે નિસાસો નાખ્યો. મીસીસ મૅલોનીએ તેને માટે જે ખાણું તૈયાર તેબલ ઉપર મુકયું હતું તે ખાતાં પણ તેણે દિલસે હાય મારી અને બેત્રણ નવાલા મોં ઉપર મુક્યા. પછી તેણે અધિરાઇથી ખાણાની રકાબીને હડસેલો માર્યો.

"જ્યૉર્જ તાલ્બૉયઝ જ્યારથી ગુમ થઇ ગયો છે ત્યારથી મને કોઇ દિવસ બરાબર ખાવા ગમ્યું નથી," તે બોલ્યો. "આ જગામાં ગોયા તે બીચારો મરણ પામ્યો હોય તેમ સઘળું સુનું અને ઉજ્જડ જેવું લાગે છે. સપ્તેમ્બર માસની જે સાંજરે તે ગુમ થઇ ગયો તે સાંજ વિશે વિચાર કરતાં તે કેટલી દુર ગયલી લાગે છે. વળી તેનું ગેબ થવું એટલું ઓચીંતું અને એ માલુમ બન્યું છે કે તું કહે ગોયા પાતાળનાં ભીતરનું ફાળકું ઉઘડી ગયાથી તાલ્બૉયઝ તે મારફતે દુન્યાની હેઠળના ભાગના લોકોને જઇ મળ્યો છે."

---

## પ્રકરણ ૨૦ મું.

### ચોપડી માંહેલું લખાણ.

જમવાની તેબલ આગલથી ઉઠીને રૉબર્ત ઑદલી પોતાની લખવાની તેબલ આગળ ગયો, જ્યાં એક ખાણામાંથી જ્યૉર્જ તાલ્બૉયઝને લગતી બાબદનું કાગળ તેણે બહાર કાઢયું. તે મધે તેણે કાંઇ નવું લખાણ કીધું, અને તેને પાછું તેની જગાએ સંભાળથી મુક્યું.

"ખોદા પનાહ રાખજો! આ કાગળ જેને કોઇ વકીલનો હાથ લાગો નથી તે શું મારો પેહેલો બ્રીફ થશે?"

એટલું બોલતાં તે પેલા ઓરડામાં ગયો જ્યાં તેના અને જ્યૉર્જ તાલ્બૉયઝને લગતા પોર્તફોલ્યા હતા. પોતાના ખીસામાંથી ચાવીઓનો ઝુમખો કાઢયો અને એકેક પછી તેમને અજમાવી. જુની ચામડાંની પેટીની કલ ઘણી હલકી હતી જે પાંચમી ચાવીની અજમાયસે તૂર્ત ઉઘડી ગઇ.

"આવી કલ ભાંગી ઉઘાડવાની કાંઇ જરૂર રહેતી નથી," રૉબર્ત તે પેટી ઉઘાડતો મનસે બડબડયો.

આસ્તે આસ્તે તેણે પેટી માંહેલી સર્વે જીણસો બહાર કાઢી ખુરશી ઉપર મેલી જેમાં તાલ્બૉયઝ ઉપર આવેલાં ઘણાંક પત્રો હતાં. તે સઘળાં પત્રો તેણે તપાસ્યાં, પણ તેઓ મધે તાલ્બૉયઝ ઉપર આવેલાં તેની બાયડી હેલનના હાથનું પત્ર એક પણ જણાયું નહિ. તે તમામ પત્ર

રૅાબર્તને તાલ્મૅાયઝે દેખાડેલાં હતાં અને તે તેણે એક કાળા શોકના કપડાંના કકડામાં બાંધેલાં હતાં. તાલ્મૅાયઝે તે તમામ પત્ર સારી પેઠે સીચીને તથા કકડામાં બાંધીને પોતાની પેટીમાં મુકયાં હતાં તે રૅાબર્તે દીઠાં હતાં.

સઘળી ચીજો પેટીમાં પાછી સીચતાં રૅાબર્તને ડચકાં આવ્યાં. સર્વમાં જુની ફાટી તુટી ચોપડીઓનું એક નાનું બંદલ તેણે પોતાના હાથમાં રાખ્યું અને બોલ્યો, "કદાચ મને એ માંહેલી એકમાંથી કાંઇ મદદ મળશે."

પેલી ચોપડીઓ બગલમાં રાખી તે પોતાના ઓરડામાં ગયો જ્યાં સઘડીને માથે એક ખુણામાં તે મુકી કાંઇ વિચારમાં બેઠો. તે મનસે બોલ્યો, "રે આવી આવી ચીજો મારે શું કામ હાથ ધરવી જોઇએ. હવે તો હું સારી રવેશે સમજુ છું કે મારૂં દરેક પગળું, દરેક દિવસે, અને દરેક કલાકે મને ભરમના છેવટની અધિકાધિક નજદીક લઈ જાય છે. હું તો ગોયા એક શોધની ગાડીના ચાકની સાથજ બંધાયલો જણાઉં છું કે જે મને પોતાના ફેરાવા સાથ પોતાની મરજી મુજબ લઇ જાય છે. શું આજ રાત્રે હું અહિંજ બેસી રહું અને એમ વમાસું કે મારા ખોવાઇ ગયલા મિત્ર તરફ મેં મારી ફરજ બજાવી છે, તથા તેને માટે ધિરજથી શોધ ચલાવી છે, પણ મારી મેહનત ફોકટ ગઇ છે? આમ કરવામાં શું હું વાજબી કહેવાઇશ? જે સાંકળની દરેક કળી મેં સાથે જોડી છે તેને શું આટલીજ શોધ સુધીમાં પડતી મુકું; યા તે નાશકારક સાંકળમાં નવી કળીઓ ઉમેરતો જાઉં, અને તેમ કરીને તેને સંપુર્ણ કરૂં? મારી તો ખાતરીજ છે કે મારા મિત્રનો ચેહેરો હું ફરીથી જોનાર નથી અને મારી મેહેનત તેને કાંઇ પણ ફાયદો કરી આપનાર નથી. વધારે સાદા અને અણગમા બોલોમાં બોલતાં હું એવું માનું છું કે તે મરણ પામ્યો છે. એમ જો હોય તો તે કયાં અને કેમ મરણ પામ્યો તે શોધી કાઢવાને મારી સરજતમાં લખેલું છે? અથવા મારા વિચાર પ્રમાણે શોધની રાહ ઉપર નીકળ્યા પછી પાછો ફરીને અથવા અહિ સુધી અટકીને જ્યૉર્જ તાલ્મૅાયઝની યાદગારીનું અપમાન કરૂં? હું શું કરૂં? શું કરૂં?"

જ્યારે તેણે આવા વિચારોમાંથી પોતાનું મન ઉઠાવ્યું ત્યારે તેની આંખોએ એક ચકચકીત અને ઠેડવેલી નજર કીધી એટલે દરેક દેખાવ તેના ચેહેરા ઉપર નવીજ ઢપ પકડતો દેખાયો.

"પેહેલાં મુવેલાંને ઇનસાફ," તે બોલ્યો; "અને પાછળથી જીવતાં તરફ દયા.?

તેણે પોતાની ઇઝી ચૅર તેબલ આગળ ધસડી, દીવો ઉસકયો, અને ચોપડીઓની તપાસ કરવા માંડી. એકેક પછી તે ચોપડીઓ તેણે લીધી

અને તપાસી. પહેલવહેલાં જે પાણાં ઉપર ધણીનું સાધારણ જગ્યાએ નામ લખાય છે તે તરફ નજર કીધી; અને ત્યાર પછી પાણાંઓની વચ્ચે કાગજના કાંઇ કકડા જોવા માટે શોધ ચલાવી. પહેલાં પાણાં ઉપર ૮ ફાંકડા અક્ષરે માસ્તર તાલ્બૉયજનું નામ લખેલું હતું. એક ફ્રેન્ચ ચોપાન્યા ઉપર જ. તા. કરીને સુખડપેનના ઘસા પાડેલા હતા. એ રીતે સઘળી ચોપડીઓ તેને વારા ફરતી તપાસી પણ તેમાંથી પોતાની મતલબને બંધ બેસ્તું કાંઇ જણાયું નહિ. હવે માત્ર એકજ જાડી સોનેરી ગીલ્તના પુઠાંવાલી ચોપડી બાકી રહી હતી જે તપાસ્યાથી તેનું કામ પુરૂં થાય એવું જણાયું.

તે એક પુરી ચોપડીમાં પણ તપાસ ચલાવી. માહે લખેલી બાબદની કાંઇ પણ ખબર લીધા વગર તેણે ઉપરાસાપરી પાણાં ફેરવતાં માંડ્યાં જેમ કરતાં સોનેરી ચકચકીત રંગના વાળનું એક સુંદર ગુચ્છું જેવું કે બાળકના માથા ઉપર કોઇ વખત જણાય છે તે તેને હાથ લાગ્યું. તે વાળ જ્યૉર્જ તાલ્બૉયઝને તેની બાયડીના મરણ પછી વેન્તનૉર મધે ઘરવાળીએ તેને જે વાળ આપ્યા હતા તેનાથી તદન જુદાજ હતા. રૉબર્ત તે ચોપડીની તપાસથી હાથ ખાંચ્યો અને તે વાળનાં ગુછડાંને એક પાતળા કાગજમાં લપેટી તેને પોતાની મોહોર કરીને જ્યૉર્જ તાલ્બૉયઝ અને એલીશીયાના પત્ર વિશેની નોધ સાથ તે કબટમાં એક જગ્યાએ મુક્યું. પેલી જાડી ચોપડીને બીજી ચોપડીઓના ઢગલામાં મુકવા જતો હતો એટલામાં તેને એવું જણાયું કે શરૂઆતના પહેલાં બે કોરાં પાના સાથે ચોંટાડી દીધેલાં હતાં. તેણે તો પોતાના મનસે નક્કી ઠેડાવ કર્યો હતો કે કોઇ પણ રવેશે તપાસ આગળ ચલાવવી જેથી તે ચોંતાડેલાં પાણાં પોતાના ચપ્પુની તિક્ષણ ધારથી છુટાં પાડયાં જેમ કરતાં તેની મેહેનતનો બદલો તેને મળ્યો, કારણ કે તેઓ માંહેલાં એક ઉપર કાંઇ લખેલું હતું. આ લખાણ ત્રણ જગાએ અને ત્રણ જુદા જુદા દસ્કતે હતું. પેહેલામાં "મીસ ઍલીઝાબેથ ઍન બીન્સને પોતાની સારી વર્તણુક માટે ભેટ" એવું લખેલું હતું. બીજામાં "મીસ બીન્સ તરફથી પોતાની બેહેનપણી હેલન માલ્દનને ભેટ" કરી વંચાતું હતું, જ્યારે ત્રીજા ભાગમાં "સેપ્તિમ્બર ૧૮૫૩, હેલન માલ્દને પોતાના ધણી જ્યૉર્જ તાલ્બૉયઝને કરેલી ભેટ" એવું હેલનના પોતાના દસ્કતમાં લખેલું હતું; અને આ ત્રીજા ભાગ તરફ નજર કરતાં રૉબર્ત ઑદલીના ચેહેરાનો રંગ બદલાઇને ફિક્કો પડી ગયો.

"હું ધારતોજ હતો કે એમજ હશે," એક નિસાસા સાથ ચોપડી બંધ કરતાં રૉબર્ત બોલ્યો. "ખોદા જાણે છે કે કોઇ બુરા બનાવ માટે

હું તૈયાર થયો હતો અને તે બુરો બનાવ નજદીક આવી બન્યો છે. હવે મને સઘળી વાતની સમજ પડી છે. હવે હું સાઉધૅમ્પતન તરફ જઇશ અને પેલા નાના જ્યૉર્જને કોઇ સારા માણસના હાથમાં સોંપીશ."

---

# પ્રકરણ ૨૧ મું.

## મીસીસ પ્લાઉસન.

જ્યૉર્જ તાલ્બૉયઝની ત્રન્કમાંથી જે પત્રનો જથ્થો મળી આવ્યો હતો તે મધેનો એક તેના માતબર બાપ તરફથી આવેલો હતો જેમાં તેણે જ્યૉર્જને માલ્દન જેવા એક છાકટા અને અડધા પેન્શનરની બેટી સાથ પોતાના હુકુમ વગર સીહાદી કરવા માટે ઠપકો આપ્યો હતો અને તેટલા અન્યાય માટે તેને વારસામાંથી રદબાતલ કરયો હતો. વળી તેનો એક બીજો પત્ર જ્યૉર્જના ગેબ થયા પછી મળ્યો હતો જે મધે તેણે એવું લખ્યું હતું કે જ્યૉર્જ મતલબ સર ભરાઇ બેઠો હતો; પણ તેણે ખુબ યાદ રાખવું કે તેના એમ કરવાથી લગતાવલગતાઓ પાસથી તે પૈસા કઢાવી શકનાર નથી.

આ છેલ્લા પત્રનો રૉબર્તે ઑદ્લીએ જવાબ વાળ્યો હતો જેમાં તેણે જ્યૉર્જ ઉપરનાં બોહ્તાનનો ઇન્કાર કરતો રદીઓ આપતાં જણાવ્યું હતું કે જ્યૉર્જ ભરાઈ બેઠો ન હતો પણ ખરેખર ભરમ ભરેલી રીતે ગેબ થયલો હતો. વળી તેણે બીજું એ લખ્યું હતું કે જ્યૉર્જ કાંઈ નાગોભુખો ન હતો કે ભરાઇ બેસી પોતાનાં સગાં અને આસ્નાવોના ખીસા ઉપર બોજો થઈ પડે, સબબ, તેના લૂમ થયા પેહેલાં તેણે બેંકમાં બે લાખ રૂપ્યા જેટલી રકમ પોતાના દીકરા માટે મુકેલી હતી કે જેનો તેણે રૉબર્તને ત્રસ્તી નેમ્યો હતો. સર્વ કાગળોને પાછાં ત્રન્કમાં મુકયાબાદ રૉબર્ત સાઉધૅમ્પતન તરફ જ્યૉર્જને મળવા ગયો જ્યાં તે બપોરમાં કલાક ૧૨ ને અમલે જઇ પુગો. ઝુપડાંની કંગાળ હાલત જોતાં તેણે વિચાર કરયો કે પોતાના વહાળા મિત્રના વારસને તે જેવાં ગંદીલાં મુકામમાં વધારે વખત રાખવો એ તેની તન્દરોસ્તીને અવગુણ કરયા બરોબરનું હતું.

ઝુપડામાં એક ચાકરડી હતી જેણી રૉબર્તને માટે બારણું ઊઘાડતાંજ દંગ થઇ ગઈ. તેણી તેને સરકારનો છાપો ઊંત્રરાવનાર માણસ સમજી માલ્દન ઘરમાં નથી એવું કહી તેને પાછો જવા કહેતી, પણ રૉબર્ત તો ઝુપડામાં દાખલ થઇ નાના જ્યૉર્જને રમાડવા લાગો. તેણે તે બાળકને એક તેબલ ઉપર ઉભો કરી કહ્યું, "ઉભો થા, જોઊં જ્યૉર્જ."

તેણે તે બાળકના વાળ કપાળ ઉપરથી ઊંચા કર્યા, અને કહ્યું, "જ્યૉર્જી, સુરજ ઉગે તું તારા બાપને મળતો આવતો જણાય છે; વારૂ તને નિશાળે ભણવા જવાને ભાવે છે?"

"હા, મેહેરબાન, મને તે ઘણું ભાવેછે. બીજા ફળીઆમાં મીસ પેવીન્સની નિશાળછે ત્યાં હું થોડા દિવસ ગયો હતો; પણ મને ગોવરૂં આવ્યાથી મારા દાદાએ મને ફરીથી ત્યાં આજસુધી મોકલ્યો નથી; વળી મોટાબાવા મને કોઇ છોકરા જોડે રમવા પણ દેતા નથી કારણ તેઓ કહે છે કે છોકરાઓ ઘણા લુચ્ચા અને તોચ્છડા હોય છે. તેઓ પોતે બીજા છોકરાઓને લુચ્ચા કહે પણ મારે કહેવું નહિ, કારણ તેઓ જઇફ છે, અને જઇફ લોકો મોઢાંમાંથી ભુંડું ભાડે તો અડચણ નહિ, પણ નાનકરાઓએ તેમની માફક કરવું નહિ. પણ મને નિશાળે જવા ગમે છે; તમે મને આજે લઇ જશોની? મીસીસ પ્લાઉસન મારે માટે કપડાં તૈયાર કરશે, નહિ વારૂં, મીસીસ પ્લાઉસન?"

"કાં નહિ, માસ્તર જ્યૉર્જ? અગર તમારા મોટાબાવાની તેમ મરજી હશે તો હું જલદી તમને તૈયાર કરીશ." આ બોલતી વેળા તેણીએ રૉબર્ત તરફ બેચેનીથી નજર કીધી, અને તેબલ નજદીક જઇ જ્યૉર્જને ઉઠાવી લઇ જતી હતી જ્યારે રૉબર્તે તેણીને અટકાવી પુછ્યું કે તે બચ્ચાંને ક્યાં લઇ જવા માગે છે.

"હું એનું મ્હોડું ધોવા લઇ જાઉં છું; તમે જોતા નથી કે એનો સુંદર ચેહેરો કેવો ખરાબ થઇ ગયો છે? મ્હોડું સાફ કરી હું એને પાંચ મીનીતમાં પાછો લાવીશ."

"કાંઇ ફીકર નહિ, એને હાલમાં મારી આગળ રહેવા દો, મારે અહિં જાઝો વખત રહેવું નથી, માટે એ બાળકને થોડાક સવાલ કરવા છે અને એ જે કાંઇ કહે તે સાંભળવું છે."

તે નાનકડો રૉબર્તનાં પાસામાં ગયો અને તેને બોલ્યો કે, "હું તમને ઘણો ચાહું છું; તમે આગળ અહિં આવ્યા હતા ત્યારે તમારાથી હું બીહીતો હતો, કારણકે ત્યારે મને શરમ લાગતી હતી. હવે હું શરમાતો નથી—કારણ હું હવે ૭ વર્ષની વયનો થવા આવ્યો છું."

રૉબર્તે તે બાળકને પસવાડયો, પણ તેમ કરતાં તે તેની તરફ જોતો ન હતો. તેની નજર તો પેલી ઓરત તરફ હતી કે જેણી બારીની બહાર ડોકયાં કરી દુર જોતી હતી.

"મેદમ, તમે કદાચ કોઇની રાહ જોતાં હશો."

તેણીએ ગભરાતમાં જવાબ દીધો, "મી૦ માલ્દનની હું વાટ જોવુંછું કે તેને તમે મળશો નહિ તો તે નાશીપાસ થશે."

"તમે મને ઓળખો છો ત્યારે."

"નહિ, સાહેબ, પણ—

નાના જ્યૉર્જીએ તેણીના બોલવામાં હરકત કરી, તે પોતાના ખીસામાં ઘડયાળ કાઢી રૉબર્તને દેખાડી બોલ્યો, "આ ઘડિયાળ મને પેલી સુંદર બાઇએ આપી હતી. હવે તે મારા હાથમાં આવી છે કારણ મોટા બાવા કહે છે કે ઘડિયાળી ઘણો આળસુ છે તેણે એ સમારવા રાખી મુકી હતી. વળી સરકારનો છાપો આપવાનો છે તેથી મોટા બાવા કહેજે એને પાછી સમરાવા મોકળવી પડશે. જ્યારે છાપો આપવાનો હોય છે ત્યારે હમ્મેશ તે સાફ કરાવા લઇ જાય છે પણ તેઓ એવું કહે છે કે જો તે જતી રહેતો પેલી સુંદર બાઇ મને બીજી અપાવશે. તમે તે ખુબસુરત બાઇ જેણી કોઇ વખત અહિં રાત્રે આવે છે તેણીને ઓળખો છો?"

"નહિ, જ્યૉર્જી; પણ તેણી વિશે તું શું જાણે છે, તે મને જણાવ."

છોકરા ઉપર મીસીસ પ્લાઉસને એક બીજો હુમલો કીધો. આ વેળા તેણીના હાથમાં રૂમાલ હતો, અને ગોયા છોકરાનું નાક કેવું એક લીટથી ભરાઈ ગયું હોય તેમ તેણી તે બાબે કાળજી કરતી જણાઈ; પણ રૉબર્તે તેણીના ભય રાખેલાં હથિયારને છટકાવી નાખ્યું અને તે બાળકને પોતાને ઇજા કરનારીના હાથમાંથી બચાવી લીધું.

"કાંઈ ફીકર નહિ, મૅદમ," રૉબર્ત બોલ્યો "છોકરાનો દેખાવ ચાલે એવો છે. એને માત્ર પાંચ મીનીત એમજ મારી આગળ રહેવા દો. બુચા જ્યૉર્જી, આવ મારા ખોલા ઉપર બેસ અને પેલી ખુબરૂ સ્ત્રી વિષે મને સર્વ જણાવ."

છોકરો રૉબર્તના ખોળામાં ચઢી બેઠો અને બોલ્યો, "હું તમને તે સુંદર બાઇ વિષે બધું કહીશ, કારણ તમે મને ઘણા ભાવો છો. મોટા બાવાએ તો તેણી વિષે કોઇ પણ આગળ કાંઈ બોલવાને મને મના કરીછે, પણ હું તમને કહીશ, કારણ તમે મને ગમોછો અને વળી મને નિશાળે લઇ જવાના છો. એક રાત્રે તે સુંદર સ્ત્રી, ઘણા લાંબા વખતની વાત ઉપર અહિં આવી હતી. તેણી આવી હતી ત્યારે હું આજના જેવડો મોટો નહિ, પણ નાનો હતો. તેણી છેક રાત્રે હું સુતેલો હતો ત્યારે આવી હતી—અને મારા ઓરડામાં તેણી આવી અને મારાં બિછાણાં ઉપર બેસીને રડી અને પછી મારા તકીયા હેઠળ આ મજાહની ઘડિયાલ મુકી તેણી—

કાં, મીસીસ પ્લાઉસન, તમે મોહોડાંના એવા ચાળા કાં કરો છો? હું તો આ ગ્રહસ્થને તે વાત કહેવાનો."

પોતે ઉઘાડી પડયાથી મીસીસ પ્લાઉસને તરેહવાર હિલ્લા બિલ્લ બતાવી રૉબર્તની ઓઝરખાહી ચાહી; પણ તે ગ્રહસ્થે તેણીને વારી કહ્યું, 'હવે તમે આ છોકરાને બોલતાં અટકાવશો ના. કોઇ વ્હેમી માણસ તમારી રીત ઉપરથી એવું ગુમાન લઇ જાય કે તમે અને મી૦ માલ્દન કાંઇ કાવત્રું રચી રહ્યાં છો જેથી બીહો છો કે રખેને તે કાવત્રું આ છોકરાના બોલવાથી ઉઘાડું પડી જાય."

તે સુંદર વાળ વાળી વિધ્વા જવાબ આપતાં તદન ફિકકી પડી ગઇ જે જોઇ છોકરો બોલ્યો, "મીસીસ પ્લાઉસન, એટલાં ગુસ્સે ના ભરાવો. (રૉબર્તને) પ્લાઉસન બાઇ ઘણાં ભલાં છે જો. તેણી મતીલ્દાના મા થાય છે. તમે મતીલ્દાને જોઇ નથી. તે બીચારી હમ્મેશ રડતી હતી, તેણી આજારી હતી, અને તેણી—"

છોકરાના બોલવામાં મી૦ માલ્દનના આવી પહોંચવાથી ખલલ થઇ. તે મી૦ રૉબર્તને જોઇ ઢબકયો. તે એટલો પીધેલો હતો કે તેનાથી તદ્દાર ઉભું રહી શકાયું નહિ તેથી એક ખુરશી ઉપર બેસી ગયો, અને પ્લાઉસન કડે જોઇ બોલ્યો, "તમે તો અક્કલવંત ગણાવો છો અને આ બાળકને આવે ગંદીલે હાલે મી૦ રૉબર્તની હજુરમાં ઉભો રાખતાં તમને શરમ નહિ લાગતી? એને લઇ જઇને મોઢું કાં નહિ સાફ કરતાં. શું તમે મારા હકમાં બુરું થાય એવું ઇચ્છો છો કે? લઇ જાવો, આ બાળકને. મી૦ ઑદલી સાહેબ, તમે ઠીક પધાર્યા. આ મારા ગરીબરાં ઝુપડાંમાં તમારાં કદમ જોઇ મને મોટી ખુશી ઉત્પન થઇ છે."

"આ છાકટાનો ભરમ ગમે તે હોય," રૉબર્ત મનસે બોલ્યો. "પણ તેમાં આ ઓરત પણ સામીલ લાગે છે. ભેદ ગમે તે હોય, પણ તે સુરજ ઉગે વધારે ધાડો અને વધારે કાળો થતો જણાય છે."

---

## પ્રકરણ ૨૨ મું.

### નાના જ્યૉર્જીનું નિશાળે જવું.

"હું તમારા પૌત્રને મારી સાથ લઇ જાવું છું, મી૦ માલ્દન," મીસીસ પ્લાઉસન જ્યૉર્જીને લઇ ગયા પછી રૉબર્તે મી૦ માલ્દનને કહ્યું. તે ધરડાની કેફ હવે ઉતરતી જણાઇ.

"ઠીક, ઠીક," તે લડડતી ઝબાને બોલ્યો "લઈ જાવો નાના જ્યૉર્જીને અને તેના મમાવાને એકલો નાખો, એ તો હું આગમચનું જાણતો હતો."

"તમે આગળથી જાણતા હતા કે હું એને લઈ જઇશ," રૉબર્ત તે છોકટાનો ચેહેરો ધ્યાનથી જોતો બોલ્યો. "તમે એમ કાં વિચાર્યું હતું, મી૦ માલ્દન?"

"વિચાર્યું, કારણ મને એવો વિચાર આવ્યો હતો. વળી કારણ મને એવું લાગું કે તમે કે તેનો બાપ તેને લઈ જશો."

"જ્યારે છેલ્લો હું આ ઘરમાં આવ્યો હતો ત્યારે તમે મને એવું કહ્યું હતું કે જ્યૉર્જ તાલ્બૉયઝ ઑસ્ત્રેલીઆ તરફ ગયો હતો."

"હા, હા, તે હું જાણું છું," છોકટો ઘરડો લડડતો બોલ્યો.

"મી૦ માલ્દન, જ્યૉર્જ તાલ્બૉયઝ ઑસ્ત્રેલીઆ તરફ ગયો નથી એ હું સારી રવેશે જાણું છું—અને આ કરતાં કાંઇ વધારે જાણું છું—તે સાઉધૅમ્પતન તરફ પણ આવ્યો ન હતો; અને તા૦ ૮ મી સેપ્ટિમ્બરે તમે જે મને જુઠું સમજાવ્યું તે તો તમે તે દિવસે મળેલા એક તારના સંદેસાની રૂહે મને કહ્યું હતું."

આ શબ્દ સાંભળતાંજ તે ઘરડાના ધ્રુજતા હાથમાંથી તેની ચીરૂત હેઠળ પડી ગઈ. તેનું આખું શરીર ધ્રુજવા લાગું અને તે રૉબર્તના ચેહેરા તરફ ટગર ટગર જોતો રહ્યો.

"તે જુઠું બોલી જવાને તમને ફરમાવવામાં આવ્યું હતું અને તમે તો માત્ર તમારો પાઠ ભણી ગયા. તા૦ ૭ મી સેપ્ટિમ્બરે તમને જ્યૉર્જ મળ્યો ન હતો. વળી તમને કદાચ એવો વિચાર આવ્યો હશે કે તમે તે તારનો સંદેસો બાળી નાખ્યો પણ તે તો તમે અડધો બાળ્યો હતો જ્યારે બાકીનો અડધો તો ભોંય ઉપર પડી ગયો હતો અને તે હાલમાં મારા અખ્તીયારમાં છે."

લેફ્તેનન્ત માલ્દનનો દારૂ હવે તદન ઉતરી ગયો.

"એ મેં શું ભુલ કરી," તે લાચાર થઇ મનમાં બોલ્યો. "રે મારાં બાળક, મેં આ શું નખોદ વાળ્યું?"

"તા૦ ૭ સેપ્ટિમ્બરને દિવસે બપોરમાં કલાક ૨ ને અમલે જ્યૉર્જ તાલ્બૉયઝ એસેક્ષ ખાતે એક ઘરમાં જીવતો અને સારી પેઠે હતો."

તે બોલોની અસર જોવા માટે રૉબર્ત થોભ્યો. તે સખુનથી તે ઘરડાના ચેહેરામાં કાંઇ ફેરફાર થયો નહિ.

"તે દિવસે બપોરમાં બે વાગે મારો ગરીબ મિત્ર મેં કહ્યું તે ઘરમાં

જીવતો અને સારી પેઠે હતો. તે કલાકથી આજસુધી તેનું શું થયું તે વિષે મને ખબર પડી નથી. મેં તે બાબે એવા પગલાં ભર્યાં છે કે જો તે હૈયાત હોત તો મને તેની ખબર જરૂર મળત. મેં સર્વ ઉપાય ધૈર્યથી, સંભાળથી અને કાંઇ ઉમેદથી લીધા છે. હવે હું સમજું છું કે તે મરણ પામ્યો છે."

આ સખુન ઓચરવામાં માલ્દનનાં ચેહેરામાં કાંઇ અજાયબ જેવો ફેરફાર થયલો જોવાને રૉબર્ત તૈયાર હતો. પણ તે ઘરડો તો તે સખુનથી ધ્રુજતો, અને ગભરાતો બોલ્યો, "નહિ, નહિ, નહિ, નહિ,–ખોદાખાતર એવું ના બોલો—મને એવો વિચાર ના આપો—એવું ખ્વાબ પણ મને આવતું રખે. મુઓ નથી—મરણ શિવાય બીજું કાંઇ પણ!. સંતાઇ ગયો હોય—ઇયા ભરાઇ બેસવાને મોટી લાલચ મળી હોય; પણ મુવેલો તો નહિજ—નહિજ—અને નહિજ."

આ સખુનો ગાંડાં માણુસની માફક તે મોટે સાદે બોલ્યો. અને તેમ કરતાં ખુરસીને આગળ પાછળ હિચકો આપતો ગયો.

"હું ધારૂં છું કે મારો મિત્ર એસેક્ષમાંથી બહાર ગયોજ નથી; અને કે તે ૭ મી સેપ્ટેમ્બરેજ મરણ પામ્યો છે."

પેલો કંગાળ જઇફ પોતાનું માથું કુટતો ખુરશી ઉપરથી જમીન ઉપર સડી પડયો અને રૉબર્તના પગ આગળ પેટે ગસડાતો ગયો.

"રે! ના, ના.—ખોદા ખાતર ના!" તેણે બેઠેલા અવાજે કિકિયારી પાડી. "ના! તમે જે કહો છો તેની તમને પોતાને ખબર નથી–તમે જે વિચારમાં મને નાખો છો તેની તમને પોતાને ખબર નથી—તમારા શબ્દોમાં શો અર્થ સમાયલો છે તેની તમને પોતાને ખબર નથી!"

"મને મારા બોલવાનાં વજન અને કિમ્મત બન્ને ખબર છે, મી૦ માલ્દન, અને તેમજ તમે પોતે કાંઇ તેથી અજાણ્યા નથી એ હું તમારા દેખાવ ઉપરથી સમજુ છું. ખોદા આપણો મદદગાર થજો!"

"અરે, હું શું કરૂં છું? હું શું કરૂં છું?" તે ઘરડો આસ્તે રહી પોતાના જીવસે બોલ્યો. ત્યાર પછી જમીન ઉપરથી ઉઠયો અને તદ્દાર ઉભો રહી ગંભીરાઇથી પાછો બોલ્યો, "તમે એટલી તાકાત શી રવેશે ચલાવો છો કે એક શખસ જે પીધેલો હોય તેને ઘર બેઠાં જઇ ગભરાવો? તમને એવી કાંઇ સતા નથી, મી૦ ઑદલી, કે જે શખસ પોતાની સુદ્ધીની બહાર હોવા છતાં તેને તમે ચોંકાવાની ધૈર્ય ચલાવો? હજી, પુલીસ અમલદાર–હા પુલીસ અમલદાર–જેવાબી કે જે ચોરને અને—(તેની જબાં લહડવા લાગી) હા ચોરને–અને–ખુનીને પકડે છે તે પણ તેમને ચેતવે છે કે તેઓ પોતાની

ઝુબાનીમાં એવા સખુન ઓચરે નહિ કે જેથી તેઓ તકસીરવાર થાય. એવા શક ઉપર સપડાયલા ગુનાહગારો માટે કાયદો પણ દયા ફરમાવે છે. પણ તમે—સાહેબ, તમે તો ધ—ધ—ધર બેઠાં આવીને મને બીહવડાવો છો—તમે સા—સા—સારી પેઠે જાણો છો કે હું હાલમાં પીધેલો છું—ત્યારેજ અને તેવીજ અવસ્થામાં મને બીક આપવાની તમે તક લ્યો છો—એ કાંઇ તમને સારૂં લાગતું નથી, મી૦ ઑ—ઑદલી—એ તો—"

જે કાંઇ તે કેહેવા જતો હોય તે તેના ગભરાત અને દમ સાસ સાથ ફીકકું પડી ગયું. તે ખુરશી ઉપર ઉપર અફલાઇને પડયો અને પોકેપોક રડવા લાગો જ્યારે તેનો એ રવેશનો મામલો જોઇ રૉબર્ત ઑદલી તેના નિરાશ અને દુ:ખદાયક ચેહેરા તરફ જોતો ઉભો.

"અગર મને એમજ ખબર હતે તો, હું એને પડતોજ મુકતે જેથી ઠીકજ થતે," ઑદલીએ વિચાર કરયો. "અહિં શું કરવા હું ખોટી રહું છું, અને નિર્દયપણું ગુજારૂં છું? પણ નહિ, એમાં કાંઈ મારો ચારો નથી; એતો તે બળવંત હાથ મને અંધારા રસ્તા ઉપર ખોળ આગળ ચલાવવાને મને ઇશારત કરે છે. હું નહિ જાણતો કે એ અંધકાર રસ્તાનો છેડો ક્યારે આવશે."

"મી૦ માલ્દન," રૉબર્ત બોલ્યો, "મારા કરવાથી તમારી ઉપર જે કાંઇ આવી પડયું છે તે માટે દરગુઝર કરવાને હું તમને કહેતો નથી, કારણ મારી લાગણી મજબુત છે કે તે મોડે યા વેહેલે તમારી ઉપર આવતેજ, પછી મારા હાતે યા કોઇ બીજાના પણ તેથી તમને ખમતું પડતે એમાં જરા હવે સંદેહ નથી. વડીલો કહે છે તેમ કેટલીક ચીજો એવી હોય છે કે જે કદી છુપી રહી શકે નહિ. અગર હું માથું નહિ ઉઠાવતે અને મારા મીત્રના ખુનની તલ્લાસ કર્યા વગર તેને તેની ઘોરમાં દતાયલો રહેવા દેતે તો આજે નહિ તો કદાચ દસ વરશે જે હાથે તેને કારી જખમ પોહોચાડયો છે તે તેની માફક થંડો થયા વગર રેહેનાર નહિ. જો ધાંક પીછોડો કરવો મારા હાથમાં હોત—જો હમ્મેશ સુધી ઇન્ગ્લૅન્દ છોડી જવું મારાથી બનતું હોત—અને તેમ કરી એક મોટા ભેદનો વધુ પત્તો મેળવતો દુર થાઉં—તો તેમ હું મોટી ખુશીથી કરત—ખુશી તેમજ ઉપકાર માનતો કરત, પણ વાત આ છે કે મારાથી તેમ બનતું નથી. એક બીગાણો દસ્ત—મારા દસ્ત કરતાં લાંબો દસ્ત—મને શોધ આગળ ચલાવવાને મને ઇશારત કરેછે. હું તમારી નબલાઇનો લાભ લેવા માંગતો નથી, કારણ એ નિચ કર્મ મારા હાથે નિપજે એવું નથી; પણ મારે તો મારી તલ્લાસ આગળ વધારવી જોઇએ, અને હું તેમ જરૂર કરીશ. તે કરતાં અગર કોઇને ચેતવણી

આપવાને તમારાથી બનતું હોય તો તેમ કરશો તો તે શખસના હકમાં ફાયદા ભરેલું ગણાશે. જે શખસની ઉપર હું ખરૂં યા ખોટું ગુમાન લઇ જાઊં છું તે એક ઓરત છે. મને જો ખરૂં પુછાવો તો તે ઓરતે ઇન્ગ્લૅન્દ છોડી જવું જોઇએ–તેણીએ જેની સાથ હાલમાં ઓળખાણ પાડયું છે, તેનીથી દુરી પકડવી જોઇએ—જે લોકોની સુખશાંતીમાં તેણીની પાપી વર્તણુકે ખલલ કરી છે તે લોકોને છોડી જવું જોઇએ જેમ કરતાં તેણીનો દુમ્બાલો પકડવામાં આવશે નહિ. અગર તેમ ન કરતાં તેણી તમારી ચેતવણીનો અનાદર કરે—અગર તમે ચેતવણી આપો છતાં પોતાની હાલની ચઢતી કળામાં ચાલુ રેહેવાની શેખી કરે—તો તેણીએ મારીથી ખબરદાર રેહેવું જોઇએ, કારણ કે જ્યારે તક આવશે એટલે તેણીને પોતાનો બચાવ કરવાનું અને મારા હાથમાંથી ખલાસી પામવાનું ભારી કામ થઇ પડશે."

ઑદલીના તમામ સખુન સાંભળતાં પેલા દોસાએ પેહેલ વેહેલી નજર ઉંચે કરી, અને પોતાનું મોં લુછયું.

"હું તમને ખાતરીથી જણાવું છું કે તમારાં બોલવાનો અર્થ મને સમજ પડતો નથી," તે બોલ્યો. "અને જ્યૉર્જ તાલ્બૉયઝ મરણ પામ્યો છે એ વાત પણ હું માનતો નથી."

"જો તે મને જીવતો જણાય તો મારા આવરદામાંથી દસ વરશ તેને આપું," રૉબર્તે ગમગીની સાથ જવાબ દીધો. "તમારે માટે મને ઘણું લાગે છે, મી૦ માલ્દન-આપણુ સઘળાં માટે હું ખરોજ દલગીર છું."

"મારો ગરીબ છોકરો—મારો ગરીબ દામાદ મરણ પામ્યો છે એ વાત હું બીલકુલ માનતો નથી."

તેણે રૉબર્ત ઑદલીને એવું સમજાવવાની કોશેસ કરી કે તેના દુ:ખનો ઉભરો જ્યૉર્જ તાલ્બૉયઝના ગમથી ઉપજેલી દિલગીરી ઉપરથી ઉભો થયલો હતો.—પણ તેમ કરવા જતાં તેના પછાડા જોઇએ તેવી મજબુત અસરવાળા ન હતા. તેના ઢોંગ તદન છાલકા હતા.

મીસીસ પ્લાઉસન પોતાની સાથ નાના જ્યૉર્જને લઇ ઓરડામાં દાખલ થઇ.

નાનો જ્યૉર્જી પોતાના મમાવાના ખોલા ઉપર ચઢી બેઠો અને પોતાના નાના હાથે તેની આંખમાંના આંસું લુછવામાં લાગ્યો.

"રડો ના, મારા વહાલા દાદા," તે બુચો બોલ્યો. "રડો ના. હું તમને મારી ઘડીયાળ સાફ કરાવવા આપીશ, અને પેલો મયાલુ ઝવેરી ઘડીયાળ સાફ કરતાં સુધી તમને પૈસા ઉછીકા આપશે અને તે તમે

છાપાવાળાને આપજો.—કાંઇ બીહો ના, હં! મારા વહાલા દાદા, ચાલો આપણે હાઇ-સ્ટ્રીટમાંના તે ઝવેરી કને જઇએ, ચાલો, દાદાજી."

તે નાનકડાએ પોતાની છાતીએથી ઝવેરના જડાવ સાથની ઘડિયાળ બહાર કાઢી અને જેમ આગળ વારેઘડીએ કરેલું તેમ પોતાના દાદાના હાથમાં મુકી.

રૉબર્ત તરફ જોઈ તે બોલ્યો, "હં! જી, સાઉથૅમ્પતનમાં તો વરૂ બહું છે જો. મારા મોટા બાવા કહે છે કે જ્યારે તેઓ મારી ઘડિયાલ પોતાની પાસ રાખે છે ત્યારે તે વરૂ અમારા ઘરમાં દાખલ થઇ શકતાં નથી. તમે રહોછો ત્યાં પણુ વરૂઓ છે કે?"

"તમારા મોટા બાવા આજે તમારી ઘડિયાલ માંગતા નથી, જ્યૉર્જી," રૉબર્ત ગંભીરાઇથી બોલ્યો.

"ત્યારે એઓ દિલગીર શામાટે છે?" નાના જ્યૉર્જીએ પુછ્યું. "જ્યારે એમને મારી ઘડિયાલ જોઇએ છે ત્યારેજ એઓ દિલગીર બને છે, (માથું કુટી દેખાડીને) અને આમ માથું કુટે છે, અને કહે છે કે પેલી—હું ધારૂંચ કે એઓ પેલી સુંદર બાઇ વિશે કહે છે કે તેણી—એઓ તરફ ઘણી કઠણુ રહે છે, અને કે વરૂઓને બારણા આગળથી એઓ હાંકી કાઢી શકતા નથી; અને પછી જ્યારે હું કહું કે મોટા બાવા, મારી ઘડિયાલ લેવો ત્યારે એઓ મને પોતાના હાથમાં ઉપાડી કહે કે 'રે મારા સુખના ફરેસ્તા! હું મારા સુખના ફરેસ્તાના હાથમાંથી એ કેમ લઉં?' એટલું કહી એઓ રડે છે; પણુ છેક આજની માફક મોટે નહિ; માત્ર એમના ગાળ ઉપરથી આંસુના રેલા ઉતરે છે."

તે બાલકની વાત રૉબર્તને ગમી નહિ પણુ તેથી તે જઇફને જરા કરાર મળ્યો. તે બાળકની વાત તેના કાન ઉપર પડી નહિ કારણુ તે ઓરડામાં અહિં તહિં ફરતો હતો.

"ગરીબ મી૦ માલ્દન! એ એકાએક તમારી એવી હાલત કેમ થઇ ગઇ?" મીસીસ પ્લાઉસન બોલી.

"એમનો જમાઇ મરણુ પામ્યો છે," રૉબર્ત તેણીની તરફ પોતાની નજર તાંકતો બોલ્યો. "હેલન તાલ્બૉયઝ, જેણીની હાલમાં વેન્તનોર ખાતે દટાયલી પડી છે તેણીના મરણુ પછી દોઢ વરશની અંદર તે પણુ બીચારો મરણુ પામ્યો."

તેના બોલવાથી મીસીસ પ્લાઉસનનો ચેહેરો જરા બદલાયો.

"બીચારો જ્યૉર્જ તાલ્બૉયઝ મરણુ પામ્યો?" તેણીએ પુછ્યું. "કેવો માઠો બનાવ!"

નાનો તાલ્બૉયઝ પોતાનું નામ બોલાયલું સાંભળતાં પોતાના વાલી ગમ જોઇ બોલ્યો "કોણ મરણ પામ્યું? તાલ્બૉયઝ તો મારૂં નામ છે."

"એક બીજો શખસ જેનું નામ તાલ્બૉયઝ કરી છે તે, જ્યૉર્જી," રૉબર્તે જવાબ દીધો. પેલા ઘરડા તરફ જોઇને "કેમ સાહેબ, જ્યૉર્જીને હું લઇ જાવું છું, તમને તો કાંઇ વાંધો નથી?"

"ના સાહેબ,—ના, સાહેબ: તમે એના વાલી છો, અને જ્યાં ગમે ત્યાં એને લઇ જવાને તમને હક છે. મારા ઘડપણના અને એકલા વખતમાં એથી મને મોટો દિલાસો હતો; પણ એ મારા હાથમાંથી જવાનો એ હું આગમચથી સમજતો હતો. કદાચ એને નિશાળે નહિ બેસાડવામાં તથા પગમાં બુત નહિ અપાવવામાં હું મારી ફરજ ભુલી ગયો હોઇશ. મારાં નાણાં પુરતાં ન હોવાને લીધે કદાચ એને ફાટાંતુટાં બુત પેહેરવાં પડ્યાં છે, એમાં કાંઇ સંદેહ નથી, પણ અગર એને તમે આખું અઠવાડયું સુધી પુછ્યા કરો તોએ તમે એવું નહિ જાણવાના કે મમાવાએ એને એક ટુકારો કહ્યો હોય."

એ સખુન સાંભળતાં તથા પોતાના મમાવાને એવી દુઃખદાયક હાલતમાં જોતાં છોકરો કિકિયારી પાડી ઉઠ્યો કે "નહિ, હું મારા મોટા બાવા આગળથી કદી જઇશ નહિ."

"મી૦ માલ્દન," રૉબર્ત ઘણા શોકાતુર અવાજે બોલ્યો, "ગઇ રાત્રે મારી હાલત તરફ જોતાં મને એવો કાંઇ વિચાર આવ્યો ન હતો કે હું આવા દુઃખદાયક પરિણામ ઉપર આવીશ. હું તો એટલુંજ માંગું છું કે ખોદા આપણી ઉપર દયા વરસાવે. આ બાળકને અહિંથી ખસેડવાને હું મારી ફરજ સમજું છું; પણ હું એને અહિંથી પાધરો સાઉથૅમ્પતનની સૌથી સારા પાયા ઉપર ચાલતી નિશાળમાં લઇ જઇશ; અને હું મારો વચન આપુંછું કે કાંઇ પણ વધુ બાતમી મેલવવા ખાતર હું એને એક પણ સવાલ પુછીશ નહિ."

તે જઇફે તેને કાંઇ ઉતર દીધો નહિ; પણ પોતાના હાથે મોહોડું ઘાંકી ચુપકીદી અખ્તીયાર કરી.

"આ છોકરાને લઇ જાઓ, મીસીસ પ્લાઉમન," લગાર અટકી તે બોલ્યો, "એને લઇ જાઓ અને એનાં કપડાં વગેરે જે કાંઇ હોય તે પેહેરાવો. એ મી૦ ઑદલી સાથ જવાનો છે."

"જેનો અર્થ હું એમ ઉઠાવું છું કે એ જુવાન ગ્રહસ્થને છાજતું નથી કે ઘરડા બાપના હાથમાંથી તેનો લાડકવાયો છિનવી લઇ જાય."

"ચપો, મીસીસ પ્લાઉસન," તે ઘરડા માણસે જવાબ દીધો; "મી૦ ઑદલી આપણા કરતાં વધારે સમજે છે, અને હુંબી કાંઇ વધુ વર્ષ જીવનાર નથી; વાસ્તે હું હવે કોઇને પણ વધુ મેહેનત આપનાર નથી."

આ બોલતી વેળા તે ઘરડાની આંખમાંથી આજુ વરસવાં લાગાં. મીસીસ પ્લાઉસન અને જ્યૉર્જીના જવા પછી તે બોલ્યો, "ખોદા સાહેદ છે, મી૦ ઑદલી કે મેં તમારા મિત્રને કાંઇ નુકસાન કર્યું નથી યા તેનું બુરૂં ઇચ્છ્યુ નથી. તે મને ઘણો સારો જમાઇ મળ્યો હતો. મેં તેનો કાંઇ પણ જાણી બુજીને બગાડ કરયો નથી. કદાચ મેં તેનાં નાણા વાપરયાં હશે જે માટે હું હાલ દિલગીર—અત્યંત દિલગીર છું. પણ તે મરણ પામ્યો છે એ વાત હું કદી માન્ય કરતો નથી. તે કેમ મરણ પામે?"

રૉબર્ત આ આતુર સવાલનો જવાબ આપ્યો નહિ—તે પોતાનું ડોકું ધુણાવી એક નાની બારી આગળ ગયો. મીસીસ પ્લાઉસન છોકરાને કપડાં પેહેરાવી ઓરડામાં આવી જ્યારે પોતાના રડતા મમાવાની આગળ જઇ તે છોકરો બોલ્યો, "મોટા બાવા, મારે માટે તમે લગારે દિલગીર થશો ના—હું નિશાળે ભણીને હુશિયાર મરદ થઇશ, અને તમને તથા મીસીસ પ્લાઉસનને મળવા આવીશ. (રૉબર્ત તરફ જોઇને) નહિ વારૂં?"

"અલબતાં, મારા વહાળા, આસ્તે આસ્તે."

"લઇ જાઓ, સાહેબ એને લઇ જાઓ અહિંથી," મી૦ માલ્દન બોલ્યો, "તમે મારી છાતી ફાડી નાખો છો."

તે નાનો છોકરો રૉબર્તનાં પડખાંમાં ખુશી થતો ભરાયો. જોકે તે પોતાના છાકટા મમાવા આગળ ઘણો લાડ અને સુખમાં ઉધર્યો હતો તોપણ નિશાળે જવાના વિચારથી તેનું જીગર ખુશી થયું હતું.

સાઉથૅમ્પતનમાં એક સારી નિશાળ શોધી કાઢવાનું મુસ્કેળ ન હતું. હાઇ સ્ત્રીતમાં મી૦ માર્ચમેન્તની નિશાળ તરફ તે ગયો અને તે શિક્ષકને નાનો જ્યૉર્જી સોંપી તેની ઉપર ખાસ સંભાળ તથા દેખરેખ રાખવાને તેની સાથ બંદોબસ્ત કર્યા પછી તેને વિશેષ કરી ચેતાવ્યો કે કોઇ પણ શખસને એ બાળકને ભેટવાની મના કરવી. જતી વેળાએ તે નાનકડા જ્યૉર્જીનાં કપડાં માટે તેણે એક ચેક મી૦ માર્ચમેન્તને આપ્યો.

---

## પ્રકરણ ૨૩ મું.

### તલાસ આગળ વધારવામાં ખલલ.

દાૅર્સેતશાયરથી અડધા કોસને સુમારે ગ્રેન્જહીથનાં એક નાનાં ગામડાંમાંની ડોળદાર, ચોરસ, રાતી-ઇંટવાળી હવેલીમાં મી૦ હાર્કોર્ત

તાલ્બૉયઝ રેહેતો હતો. સઘળા જુના સ્કુઆયરના ખેતાબવાળાઓમાં આ એક પુરો બાકી રહેલો ઘરડો હતો. તે ઘરડો ચોરસ બાંધાનો અને કઠણ દિલનો પુરૂષ હતો જેણે પોતાના એક પુરા બેટાને પોતાથી દુર કીધો હતો કારણ કે તેણે તેની નાફરમાની કીધી હતી; વળી તે એવાં સખત મનનો હતો કે પોતાની એક પુરી પુત્રી જો તેની મરજીથી જરા ઉલટી ચાલે તો તેણીને પાંચ મીનીટ પણ પોતાની આગળ પાણી પીવા ઉભી નહિ રાખવાની ધમકી આપતો હતો.

રૉબર્ત ઑદલી આ ઘરડા શખસના વજીફા આગળ આવી પોહોંચતાં એક હજુરીઆએ તેને ત્યાં જવાનું કારણ પુછયું જેના જવાબમાં તે બોલ્યો, "મી૦ તાલ્બૉયઝને હું મળવા માગું છું."

"અગર આ રસ્તે તમે અંદર આવશો, સાહેબ, તો મી૦ તાલ્બૉયઝ સાથ તમને મિલાપ થશે."

અંદર જતાં એક જમવાના ઓરડામાં ૧૮ માણસ જમી શકે એવી એક મોટી તેબલ આગળ રૉબર્તે ઘરડા તાલ્બૉયઝને બેઠેલો દીઠો. તેણે તે ઘરડા શખસના અને પોતાના મિત્રના દેખાવમાં મોટો ફરક દીઠો.

તે મોટા દીવાનખાણામાં એક બીજું આદમી હતું, જેની તરફ રૉબર્તે પોતાની નજર ફેંકતાં જોયું તો તે એક સ્ત્રી હતી જેણી કાંઇ તરતનાં કામમાં ગુંટાયલી હતી, અને જેણીના દેખાવ ઉપરથી તે તૂર્ત સમજી ગયો કે તેણી તેના મિત્રની બેહેન હતી.

"મી૦ ઑદલી, મેહેરબાની કરી જણાવશો કે તમારૂં શા કારણસર અતરે આવવું બન્યું છે."

"મી૦ તાલ્બૉયઝ" રૉબર્ત બોલ્યો, "મેં તમને તમારા દીકરાના બાબમાં એક પત્ર લખ્યો હતો તે તમને સાંભરતો હશે."

"હા, અને તેનો ઘટતો જવાબ પણ તમને મળ્યો હશે," મી૦ તાલ્બૉયઝ બોલ્યો. "તે પત્રમાં તમે જે શખસને મેં એક વેળા મારા પુત્ર તરીકે લેખ્યો હતો તે વિશે કાંઇ જણાવ્યું હતું. પણ તમારે યાદ રાખવું કે હાલમાં મારે કોઇ પુત્ર રહેલો નથી."

"તે હું સારી પેઠે સમજું છું; પણ મારે આટલું જણાવવાનાં કારણ છે કે તે તમારો પૂત્ર હવે મરણ પામ્યો છે."

આ સખુન સાંભળતાં મી૦ તાલ્બૉયઝનો ચેહેરો જરાક ફિક્કો પડી ગયો તોપણ તે આસ્તે રહી દોકું ધુણાવતો બોલ્યો, "ના, હું ખાતરીથી કહું છું કે તે મુઓ નથી."

"પણ હું યકીનથી કહું છું કે જ્યૉર્જ તાલ્બૉયઝ સેપ્ટેમ્બર માસમાં મરણ પામ્યો છે."

આ ખાતરી ભરેલા સખુનથી પેલી છોકરીના ચેહેરા ઉપરનો રંગ ફેરવાયો.

"ના, ના, મારી ખાતરી છે કે તે જીવતો છે," તાલ્બૉયઝ બોલ્યો. "તમે ભુલ કરો છો."

"શું તમે એમ કહેવા માંગો છો કે હું ભુલ કરૂં છું?" રૉબર્ટ બોલ્યો.

"અલબતાં તેમજ છે," તાલ્બૉયઝે જવાબ દીધો. "તેના ધૂમ થવામાં એક ચપળ યૂક્તિ રચાયલી છે, તોપણ તે યૂક્તિ એટલી ચપળતાથી રચાયલી નથી કે મુંજ જેવાને છેતરી શકે, આ વાત હું સારી પેઠે સમજું છું, જેમાં તમારી મનશક્તિ પુગી શકે નહિ. પેહેલાં તો તમારે આ ખચીત સમજવું કે તમારો મિત્ર મરણ પામ્યો નથી. બીજું એ કે મને ચોંકાવવાને અને મારી પાસેથી માફી મેળવવાને તે કેઠે ભરાઇ બેઠો છે. ત્રીજું એ કે એમ ભરાઇ બેસવામાં તે કાંઇ ફળ પ્રાપ્ત કરશે એ આશા રાખવી બેજા છે, વાસ્તે તેણે બહાર નીકળી પોતાને ધંધેધાપે લાગવું જોઇએ."

"ત્યારે તમે આમ સમજો છો કે જ્યૉર્જ સંતાઇ બેઠો છે, એટલા માટે કે તે તમારી પાસેથી———"

"માફી મેળવી મારી દયા મેળવી શકે; પણ તે ભૂલી કેમ જાય છે કે મારો સ્વભાવ કદી પોતાની વળાણ બદલે એવો નથી."

"પણ મારે જે કાંઇ કહેવું છે તે ઘણું ગુપ્ત રાખવા જોગ છે."

"મારી બેટી એ બાબેના મારા વિચાર જાણે છે. તેથી તમારી વાત તેણી સાંભળે તો કાંઇ ખોટું કહેવાશે નહિ. મીસ ક્લૅરા તાલ્બૉયઝ, એવન મી૦ ઑદલી છે."

તે જુવાન છોકરીએ રૉબર્તની સલામના જવાબમાં પોતાનું ડોકું નમાવ્યું.

"મી૦ તાલ્બૉયઝ," રૉબર્ત બોલ્યો, "મારે જે કાંઇ કહેવું છે તે ઉપર પુરતું ધ્યાન દેજો. તમારો દીકરો મારો વહાલો મિત્ર હતો. વહાલો; ઘણા કારણસર તે મને સૌથી પ્યારો થઇ પડયો હતો; સબબ તેની જીંદગીનાં સંકટો વેળાએ હું તેની સાથનો સાથજ રહયો હતો, તથા જ્યારે તે આ દુન્યામાં બાપ કે બૈરીની મદદ વગર એકલો પડી ગયો હતો ત્યારે તેને હું કામ લાગતો હતો."

"બેરી, તે પેલા છાકટા ભીખારડુની દીકરી, નહિ વારૂ?" મી૦ તાલ્બૉયઝ બોલ્યો.

"અગર તે મારો મિત્ર પોતાનાં બિછાણે ખસ્તે જીગર થઇ મરણ પામત તો હું તેને માટે અંતઃકરણથી શોક કરત. હું તે મારા જુના નિશાળીઆ અને વહાલા સોબતી માટે દિલગીર થયો હોત. પણ જ્યારે હું આ વાત સારી રવેશે જાણું છું કે મારા ગરીબ મિત્રનું ખુન થયું છે ત્યારે જેટલી દિલગીરી મને હાલમાં લાગે છે તે સાથ સરખાવતાં તેને મારી નજરે નજર કબરમાં મુકાતો જોતી વેળાની દિલગીરી કાંઇ વિસાદ ધરાવી શકે નહિ."

"ખુન થયું!"

બાપ અને બેટીઓ તે ભયંકાર શબ્દ એકી વખતે બોલી ઉઠ્યાં. તેમના ચેહેરાનો રંગ પણ બદલાયો.

"મી૦ ઑદલી, તમારૂં ધ્યાન ઠેકાણે હોય એવું લાગતું નથી. તમે યા તો દિવાના બન્યા છો, યાતો તમારા મિત્રે તમને મારી લાગણીનો લાભ મેળવવાને આ હિકમતી કામ સોંપ્યું છે. આ તમારી યુક્તિને એક છુપી મસલહત તરીકે ધિક્કારૂં છું, અને મારા એક વેળાના પુત્રને માટે ધારેલી મારી બક્ષવાથી હું હાથ ઉઠાવું છું."

"તમને અઘટીત રીતે ચોંકાવવાનું કામ મારાથી દુર રેહેજો," રૉબર્ત બોલ્યો. "ખોદા કરે ને તમારી વાણી ખરી પડે યાને જ્યૉર્જ હૈયાત હોય અને હું ખોટો પડું! ખોદા કરે ને એમ બને! પણ તેમ બને એવું મને લાગતું નથી—તેમ બને એવી મને આશા પણ રેહેતી નથી. હું તમારી આગળ સલાહ માટે આવ્યો છું. જે બાબદો ઉપર મારો શક ઉશકેરાયો છે તે હું તમને સ્પષ્ટ અને કાંઇ પણ જુસ્સાની લાગણી વગર કહીશ. અગર તમે મને એમ કહેશો કે એ શક ઠાલા અને પાયા વગરના છે તો હું તમારા બેહેતર વિચારોને તાબે થઇશ. હું ઇન્ગ્લૅન્દ છોડી જઇશ; અને મારા દગદગાની મજબુત રીતે સાબેતી મેળવવાને જોઇતી ગવાહી માટે જોસ્તેજોઇ આગળ ચલાવવાનું કામ હું છોડી દઇશ. અગર, તેમ કરતાં, તમે આગળ ચલાવવા કહેશો તો હું તેની ખંત ધરીશ."

મી૦ હાર્કોર્ત તાલ્બૉયઝના મનમાં આ વાતે લગાર અસર કરી. તેણે રૉબર્તનું તમામ કહેવું સાંભળવાને અને પોતાથી બનતી રીતે મદદ કરવાને ખુશી બતલાવી.

આ છેલ્લી વાતની ખાતરી વિશે તે ભાર મુકી બોલ્યો જ્યારે તેની સલાહ કાંઇ ઉપયોગમાં આવશે એ બાબે તેણે શંકા બતલાવી.

મી૦ રૉબર્ટે પોતાની ખુરસી તાલ્બૉયઝ કાકાની નજદીક ખેંચી અને તમામ હેવાલ જે કાંઇ પોતે જાણતો હતો તે અવલથી આખેર સુધી કહી સંભળાવ્યો; પણ એ સર્વમાં તેણે પોતાના કાકા અને બાઇ સાહેબ વચ્ચેના સંબંધ વિશે કહેવાને ખશુસ કરી અખાડા કરયા હતા.

"કેમ સાહેબ," રૉબર્ટ બોલ્યો, "હવે તમારો શું ચુકાદો છે? આ ભયંકાર પરિણામ ઉપર આવવાનું કારણ તમે સાંભળ્યું છે. તે કારણ તમને કેમ લાગે છે?"

"એ કારણોથી મારો આગળો વિચાર ફરે એવું જણાતું નથી. મારો તો હજી આ વિચાર છે કે મારો દીકરો હૈયાત છે, અને કે મારી લાગણી ઉપર કાવતરૂં ચલાવવાની નેમસર તેનું ગેબ થવું બન્યું છે, તેથી તે કાવતરાંનો ભોગ થવાને હું ના પાડું છું."

"અને તમે મને અટકવા કહો છો?"

"હું તમને માત્ર આટલુંજ જણાવું છું કે અગર તમે તલાસ આગળ ચલાવો તો તે બેલાસક તમારી પોતાની પતીજ માટે કરો; પણ તમે જે કાંઇ મને જણાવ્યું છે તે તરફ જોતાં તો જ્યૉર્જની સલામતી માટે ગભરાત રાખવાને કાંઇ કારણ નથી."

"ઠીક છે ત્યારે," રૉબર્ટ બોલ્યો, "આ પળે હું આ કામથી હાથ ઉઠાવું છું; અને આજ પળથી હું એ બાબદ ભુલી જાવુંછું."

બોલતી વેળા તેણે તેબલ ઉપર મુકેલી પોતાની તોપી ઉપાડી, અને કલૅરા તાલ્બૉયઝ તરફ નજર કીધી. તેણી પોતાના હાથમાં મોઢું ઢાંકી બેસી રહી હતી.

"સાહેબ મેહેરબાન, મી૦ તાલ્બૉયઝ." રૉબર્ટ બોલ્યો. "ખોદા કરે ને તમારૂં કહેવું ખરૂં પડે, અને હું ખોટો પડું! પણ હું બીહુંછું કે એક દિવસ એવો આવશે કે જયારે તમારા એક પુરા બેટા તરફની તમારી ઉલટી લાગણી યાને વેરને માટે તમને પસ્તાવું પડશે."

તેણે ગંભીરાઇથી મી૦ હાર્કોર્તને અને તેની બેટી જેણી પોતાના હાથે મોઢું ઢાંકી બેઠેલી હતી તેણીને નમીને સલામ કીધી. કલૅરા તેની તરફ જોશે એવી આશાથી પોતાના પગ તેણે ઢીલા કરયા પણ તે સર્વ ફોકટ.

"તેણી પણ પોતાના બાપના જેવી છે. ગરીબ જ્યૉર્જ, આ દુન્યામાં તને એક મિત્રની જરૂર હતી કારણ કે તને ચાહનારાં સગાં મળવાં મુશ્કેલ જણાતાં હતાં!"

---

# પ્રકરણ ૨૪ મુ.

## ક્લૅરા.

રૉબર્ત ઑદલી પોતાની ગાડી આગળ ચલાવી તાલ્બૉયઝના વજીફાના પાછલા ભાગ તરફથી જતો હતો; પણ એટલામાં તેની નજર એક ઓરત ઉપર પડી, જેણી તે વજીફાના નાના દરવાજેથી બહાર નીકળી ગાડી ચોભાવવાને બુમ પાડતી હતી. તેણે ગાડી ઉભી રાખી અને જોયું તો મીસ તાલ્બૉયઝ જણાઇ.

"મીસ તાલ્બૉયઝ," તે બોલ્યો, "શી ફરમાસ છે:—શા માટે—"

તેણીએ તેને એકાએક બોલતો અટકાવ્યો.

"રે મને બોલવા દો," તેણી બોલી, "મને બોલવા દો, નહિતો મારૂં મગઝ ઠેકાણે રહેશે નહિ! મેં તમારૂં બધું સાંભળ્યું છે; અને તમે માનોછો તેમ હું પણ તે માનું છું; અને જ્યાં સુધી તેનાં મોતનો કિનો લઇશ ત્યાંસુધી મારૂં ધ્યાન ઠેકાણે રેહેશે નહિ."

તેણીને શું જવાબ દેવો તે વિશે થોડીક મીનીત સુધી તેને સુઝ પડયું નહિ.

"મારો હાથ પકડો, મીસ તાલ્બૉયઝ," રૉબર્ત બોલ્યો, "મેહેરબાની કરી જરા શાંત થાવો. ચાલો આપણે તમારા ઘર તરફ થોડું ચાલ્યે, અને વાત કરીએ. જો હું જાણતે કે તમે—"

"મારા ભાઇને ચાહુંછુ તે જો તમે જાણત," તેણી ઝડપથી બોલી, "તમે કેમ જાણો કે હું તેને ચાહાવુંછું. મારા ભાઇ ઉપરની મારી મોહોબત મારાથી ખુલ્લી જણાવી શકાતી નથી, કારણ તેમ દેખાડયાથી તેને ગેરફાયદો થાય એવું છે. તેને માટે વચ્ચે પડવું એ ગોયા તેના કામમાં બિગાડો કરયા બરાબર છે. તે મારા વહાલા અને એક પૂરા ભાઇને મળવાની વાતનું કામ મારા બાપના હાથમાંજ રાખવું અને વખતના ફેરફારની રાહા જોવી; પણ સબર, હું મારા ઘરના પાછલા દરવાજેથી બહાર આવી છું; તેથી તમારી સાથ વાત કરતાં બાવા મને જોય નહિ તેની સંભાળ રાખવી જોઇએ. તમે મોટા રસતા આગળ જશો અને પેલા ગાડીવાનને ગાડી આગળ હંકારી લઇ જવા કહેશો? હું તહિં આ વજીફાના છેક દુરના દરવાજેથી તમને આવી મળીશ."

"પણ મીસ તાલ્બૉયઝ, તમને સરકમ થઇ આવશે." રૉબર્ત બોલ્યો "તમે હમણાંજ ધ્રુજો છો ને?

"સરદીથી નહિ, હું મારા ભાઇ વિશે વિચાર કરૂં છું" તેણીએ જવાબ દીધો. "તમારા ગેબ થયલા મિત્રની એક પૂરી બેહેન માટે કાંઇ પણ દયાની લાગણી તમે ધરાવતા હોવતો હું જે કાંઇ કહું છું તે કરો, મી૦ ઑદલી, મારે ધીરજથી તમારી સાથ વાત કરવી છે."

તેણીએ પોતાનો હાથ પોતાનાં માથાં ઉપર મુકયો અને કાંઇ વિચાર દોડાવ્યો; જ્યારબાદ એક દરવાજા તરફ આંગલી દેખાડી. તેણે ગાડીવાનને આસ્તે આસ્તે ટેષન તરફ ગાડી ચલાવી જવાને હુકુમ કીધો અને પોતે મી૦ તાલ્બૉયઝની જમીનને ફરતી ભરી લીધેલી તટ્ટીની બાજુએ ચાલ્યો, મોટા દરવાજાથી ૧૦૦ વાર દુર તે એક નાના લાકડાંના દરવાજા આગળ આવી લાગો અને મીસ તાલ્બૉયઝની રાહ જોતો ઉભો.

તેણી તૂર્તજ ત્યાં આવી લાગી. માથાં ઉપરથી તેણીએ દુપેટો ઓઢેલો હતો, અને તેની આંખ હજી ચકચકીત અને આંસુ વગરની હતી.

"બાગમાં અંદર મારી સાથ આવશો?" તેણી બોલી. "મોટા રસ્તા ઉપર કદાચ આપણે જણાઇ આવીશું."

તે નમ્યો, દરવાજામાં પેઠો, અને તે બંધ કીધો.

જ્યારે રૉબર્તે આપેલો દસ્ત તેણીએ પકડયો ત્યારે તેને જણાયું કે તેણી હજી ઘણી ધ્રુજતી હતી.

"મેહેરબાની કરી તમે જરા શાંત થાવો," તે બોલ્યો, "મેં તમારે વિશે જે વિચાર બાંધ્યો હતો તેમાં હું કદાચ ઠગાયો હોઇશ; હું કદાચ—"

"નહિ, નહિ, નહિ!" તેણી બોલી ઉઠી, "તમે ઠગાયા નથી. મારો ભાઇ મારયો ગયો છે. તે ઓરતનું નામ મને કહો—ઓરત ઉપર તેનું ખુન કરવાનો તમારો શક જાય છે તે ઓરતનું નામ મને કહો."

"તે તો હું કદી કહેનાર નથી. જ્યાંસુધી—"

"ક્યાંસુધી?"

"જ્યાંસુધી મારી ખાતરી થાય કે તેણીજ અપરાધી છે ત્યાંસુધી."

"તમે મારા બાવાને કહ્યું છે કે ખરી હકીકત શોધી કાઢવાનો તમામ વિચાર તમે હવે છોડી દેશો અને મારા ભાઈની મુશીબતનો ભરમ દુન્યામાં દટાયલો રહેવા દેશો; પણ મી૦ ઑદલી, હું આશા રાખું છું કે તમે તેમ કરશો નહિ—અને તમારા મિત્રની યાદગારી તરફ એટલા બેવફા થશો નહિ. જે લોકોએ એને ઠાર કરયો છે તેમની ઉપર ઇન્સાફનું કામ ચલાવશો. એટલું તો તમે કરશો, નહિ વારૂં?"

રૉબર્તના ખુબશુરત ચેહેરા ઉપર અંધકારનો પરદો ફરી વળ્યો.

આગળે દિવસે તે સાઉથૅમ્પતન ખાતે જે કાંઈ બોલ્યો હતો તે તેને સાંભરી આવ્યું—

"મારા કરતાં કોઇ અધિક મજબુત હાથ મને અંધારા રસ્તાઉપર આગળ ચાલવાને બસારત કરે છે."

પા કલાક અગાઉ તે એવું સમજ્યો હતો કે હવે જૅયાર્જના ભેદનો પત્તો મેળવવાનાં કામથી તે તદન ફારેગ થયો હતો; પણ હવે આ છોકરી તેને તે કામ આગળ ચલાવવાને ઉશ્કેરતી હતી.

"મીસ તાલ્બૉયઝ, તમે જે કામ પાર ઉતારવા કહોછો તેમાં કેટલાં સંકટ અને જોખમ સમાયલાં છે તે જો તમે જાણો તો તે કરવાને મને કદી ઉશકેરો નહિ."

"પણ હું તમને તે કરવાને કહું છું, મી૦ રૉબર્ત," મીસીસ તાલ્બૉયઝ બોલી.—"તમે એટલું જરૂર કરો, અને મારા ભાઇના કવખતના મરણનો કિનો લેવો. કરશો કે નહિ? હા કે ના?"

"અને હું ના કહું તો શું?"

"તો હું તે પોને કરીશ. હું ગોતે એનો ભેદ મેળવીશ. તે કઇ ઓરત છે તેને હું શોધી કાઢીશ—હા, જરૂર કરીશ—મારો ભાઇ ઇન્ગ્લૅન્દના ક્યા ભાગમાં ઘૂમ થઇ ગયો તેનો જો તમે મને પત્તો નહિ આપશો તોએ હું પોતે તેની કોશેસ કરીશ. હું ઉમ્મરે પુગેલી છું, અને મારી પોતાની સેઠાણી છું. હું માતબર પણ છું, કારણ મારી એક ફુઇ મને પોતાની દોલત આપી ગઇ છે, તેથી જો કોઇ મને મદદ કરશે તો હું તેને કામે લગાડીશ, વાસ્તે મી૦ ઑદલી, બેમાંથી એક જે તે પસંદ કરો. તમે મારા ભાઇના ખુનીની શોધ કરો યા મને કરવા દો."

તેણે તેણીના ચેહેરા તરફ નજર કીધી જ્યારે તેને માલુમ પડયું કે તેણી એટલી ઝનુની બની હતી કે મોત શિવા બીજા કશાંથી તેણીનો વિચાર ફરે નહિ.

"હું દુઃખની અંદર ઉછરેલી છું. કોઇ દોસ્ત કે આસ્નાવોને મળવાનો મને હુકમ નથી. હું ઘણી નાની હતી ત્યારે મારી મા મરણ પામી. મારો બાપ જે પ્રમાણે આજે તમારી નજરમાં મારી સાથ વર્તયો તે પ્રમાણે હમ્મેશ કરે છે, તેથી આ દુન્યામાં મારા ભાઇ શિવાય મારૂં કોઇ હેતવાલું રહ્યું નથી. આટલું છતાં શું તમને હવે નવાઇ લાગે છે કે તે મારા વહાલા ભાઇનાં કવેળાનાં ખુનનો કિનો લેવાથી હું હાથ ઉઠાવી શકું. રે મારા ખોદા! મારા ભાઇના ખુનીની ઘનનસલ ઉખેડી નાખવામાં મને સહાય થા, કે તેનાં દુઃખદાયક ખુનનું વેર આ મારા પોતાના હાથે હું લઉં!"

રૉબર્ત ઑદલી તો તેણીની આ રવેશની દૃઢતા જોઇ દંગ થઇ ઉભો. તેણી બીજીઓથી જુદીજ ઢબની હતી. તેની પીત્રાઇ ઍલીશિઆ લગાર ખુબશુરત હતી જ્યારે તેની કાકી તો ખરી મોહોબતની દેવી હતી; પણ કલૅરા તાલ્બૉયઝ તો સોહામણી તેમજ ખુબશુરત હતી.

"મીસ તાલ્બૉયઝ," રૉબર્ત બોલ્યો, "તમારા ભાઇનાં ખુનનો કિનો લેવાયા વગર રહેવાશે નહિ; અને તે કદી ભુલી જવાશે નહિ. હું તમને ખાતરીથી કહું છું કે પૈસા ખરચી જે મદદ તમે મેળવશો તેથી તમને જ્યૉર્જનાં મોતનો પત્તો મળનાર નથી. અલબતાં, એ કામ મારાથી જેટલું પાર ઉતરશે તેટલું બીજા કોઇથી બનશે નહિ; વાસ્તે તમે ધિરજ રાખો અને હું એ કામ બજાવીશ એવો ભરોસો રાખો."

"હું તમારી ઉપર ભરોસો રાખીશ," મીસ તાલ્બૉયઝ બોલી, "કારણ મને જણાય છે કે તમે મને મદદ કરશો."

"એતો મારાં નસીબમાં સરજાયલું છે એવું હું માનું છું," રૉબર્ત બોલ્યો. "મીસ તાલ્બૉયઝ, તમને તમારા ભાઇ તરફનો કાંઇ પત્ર કોઇ દિવસ મળેલો તમારી પાસ મોઝુદ છે?"

"બે, એક તેના લગ્ન પછી થોડેક વખતે લખેલો; અને બીજો લીવરપુલથી તે ઑસ્ટ્રેલ્યા જવા ઉપડયો તેની એક રાત્ર આગમચ ત્યાંથી લખેલો."

"તે પત્રો મને જોવા દેશો?"

"હા, તમે મને તમારૂં સરનામું આપશો તો હું તેમને તમારી ઉપર મોકલી આપીશ; પણ તમે મારા ઉપર વખતે વખત લખીને તમારી તલાસનો પરિણામ જણાવતા રેહેશોની? મને અહિં છુપી રીતે કામ રાખવું પડશે પણ માસ બે પછી હું આ ઘર છોડી જઇશ અને મારી મરજી માફક ચાલવાને આપઅખત્યાર બનીશ."

"ઇન્ગ્લૅન્દ છોડી બહાર તો નહિ જશો?"

"રે નહિ! એસેક્ષ તરફ લાંબો વખત થયો કોઇને મળવા જવાની કબૂલાત આપેલી છે તેને ત્યાં થોડો વખત જઇ રેહેવાની છું."

આથી રૉબર્ત એટલો ચોંકયો કે તેણે કલૅરાનાં મોં તરફ જોયું; જેમ બનતાં ખુલ્લું જણાઇ આવ્યું કે તેના ભેદનો એક ભાગ ઉઘાડો પડયો.

"હં, મારો ભાઈ જૅયાર્જ એસેક્ષમાં ગેબ થઇ ગયો."

તેનાથી ના કહી શકાયું નહિ.

"હું ઘણો દિલગીર છું કે તમે એટલું પણ જાણ્યું. મારૂં કામ સુરજ ઉગે વધુ ગુચવાડામાં આવતું જાય છે. સાહેબજી."

તેણીએ પોતાનો હાથ લાંબો કીધો જે રૉબર્ત પકડતાં અતિ થંડો જણાયો.

"મીસ તાલ્બૉયઝ, જલદી ઘરમાં જજો કારણ આજનાં તમારાં કામથી તમને ખમવું પડશે."

"ખમવું પડશે!" ક્લૅરા બોલી. "તમે ખમવાની વાત બોલો છો જ્યારે મારો એક પૂરો ભાઇ જે આ દુન્યામાં મારો એક પૂરો વહાળો હતો તે કોણ જાણે કેટલુંક ખમી મરણ પામ્યો હશે! હવે પછી દુઃખ શિવાય મારે માટે બીજું શું સરજેલું છે? હું અતરેથી શેહેરે લન્દન તરફ બરફના મારા છતાં એકલી ચાલતી જઇશ, અને મારા ભાઇનો પત્તો કાઢવાને જે કાંઇ બનશે તે કરીઆમાં લાવીશ."

આ ઉભરાથી તેનું હૈયું, આ રૂદનનો ઝરો વેહેવાથી, ખુલ્લું થયું; અને જોરનાં ડચકાંથી તેણીનો નાજુક બાંધો ઢબકયો એટલે તેણીને એક ઝાડના ઠડ સાથ ટેકાવ માટે અઢેલી ઉભી રેહેવાની ગરજ પડી.

તેણીના ચેહેરા તરફ રૉબર્ત તગોતગ જોતો ઉભો રહયો જ્યારે તેણીનો દેખાવ તેના એક પૂરા વહાલા મિત્રને એટલો મળતો આવતો તેને જણાતો હતો કે તેણીને બેગાણી ગણવી એ અશક્ય હતું; જો કે તેણીની સાથ તેને તેજ સવારે માત્ર ઓળખાણ પડયું હતું.

"મેહેરબાની કરી, તમે ધિરાં થાવો," તે બોલ્યો, "અને સારાં ફળની વકી રાખો; કદાચ તમારો ભાઇ હજી જીવતો હશે."

"રે! એવો ખુશબખ્તિનો દિવસ ખોદા જલદી દેખાડે." તેણી બોલી.

"આપણે તજવીજ કરીએ અને તે નેક દહાડો દેખીએ એવી આશા દિલે બાંધયે."

"ના," તેણી આખમાં આસું લાવી તેની તરફ જોતી બોલી, "કિના શિવાય હવે બીજી કશી આશા આપણે માટે રહી નથી. સાહેબજી, મી૰ ઑદલી! પણ સબર; તમારૂં ઠેકાણું?"

તેણે તેણીને એક કાર્દ આપ્યો જે તેણીએ પોતાના ખીસામાં મુકયો.

"હું તમને મારા જ્યૉર્જના પત્ર વળતી ટપાલમાં મોકલીશ," તેણી બોલી; "તે પત્રો તમને કામ લાગશે. સાહેબજી!"

તેણીની છાતી ભરાઇ આવી અને તેવી ગુચવાયલી હાલતમાં ત્યાંથી તેણી ચાલી ગઇ, જ્યારે રૉબર્ત તહિંથી બહાર નીકળી આગળ ચાલતો થયો.

---

## પ્રકરણ ૨૫ મું.

### જ્યૉર્જના પત્ર.

પોતાના મુકામ ઉપર જવા પછી બીજે દિવસે રૉબર્ટને ઠેડવેલા પણ ઓરતના-હરફનો એક લાખોટો મળ્યો જે ફોડતાં તેને માલુમ પડયું કે તે કલૅરા તરફથી આવેલો હતો.

"હા, કલૅરા તાલ્બૉયઝનો લાખોટો છે, બેશક."

તેણે તે માહેલાં પત્રો ઉલટપાલટ ફેરવ્યાં.

"જોઇએ તેણી શું કહે છે! પત્ર તો ઘણો લાંબો છે, અને ખરે-ખર લાંબો પત્ર લખી શકે એવીજ તેણી લાગે છે."

એક નાના કકડા ઉપર આ લખેલું હતું:—

"હું પેલાં પત્રો મોકલી આપું છું; મેહેરબાની કરી તેમને જાલવી રાખજો અને પાછાં મોકલજો.—

લખીતંગ—ક. તા.

લીવરપુલથી જ્યૉર્જે લખેલાં પત્રમાં લખનારની જીંદગી વિશે કાંઇ કહેલું ન હતું, શિવાયે કે ઑસ્ટ્રેલ્યા તરફ રવાના થવાનો તેનો નક્કી કસદ હતો.

જે પત્ર પોતાનાં લગ્નપછી જ્યૉર્જે લખ્યો હતો તેમાં તેણે પોતાની બૈરીને ખુબ રીતે વર્ણવેલી હતી—અને તે એવી સરાવટથી વર્ણવેલી હતી કે કોઇપણ મરદ પોતાનાં લગ્ન પછી બે ત્રણ અઠવાડ્યાંમાંજ લખી શકે. તે વર્ણનમાં તેણે પોતાની ઓરતના ઘટમનો તેમજ તેણીની ઢબ-છબ અને અદા વગેરેનો બારીકીથી વીગતવારે ખોલાસો લખેલો હતો.

આ પત્ર પાછો મુકી છાંડયા પેહેલાં રૉબર્ટ ઑદલીએ ત્રણ વેળા તે વાંચ્યો.

"બચીત, અગર જ્યૉર્જ જો એવું જાણત કે આ પત્ર તે શા માટે લખતો હતો તો તેનો હાથ લકવાના હુમલાથી તેનાં પડખાં સાથ જઇ તુર્ત અકળાત."

---

## પ્રકરણ ૨૬ મું.

### જુની આબદાની શોધ.

લન્દન શેહેરમાં ક્રીસ્તમસની ધુમધામ પુરી થઇ હતી અને રૉબર્ટ ઑદલી પોતાના કાકાને ત્યાં પરોણો રહ્યો હતો. તેને ત્યાંની જમણની મી-

જલસોમાં સામિલ થતાં તે બીલકુલ અનમન્યો રેહેતો હતો. જ્યારે જુ-વાન્યાઓ સુંદર માશુકોની સલામતીમાં સરાબની જામ પેદરપે ઉઠાવતા હતા ત્યારે રૉબર્ત ઑદલી માત્ર પોતાના ધૂમ થયલા મિત્રના ખ્યાલની મોહોબતમાં ચકચુર રેહતો હતો. તેના વિચારમાં તેના કાકાના કુટુંબમાં સીહા વાદલ આવવાનો હંગામ પાસે આવતો જણાતો હતો.

"અગર તેણી મારી ચેતવણી ખરી માન્ય કરી અહિંથી તેમજ ઇન્ગ્લૅન્દથી નીકળી યુરોપમાં જઇ વાસો કરે તો કાંઇપણ નવું જુનું બનતું અટકે, એમાં લગાર સંદેહ નથી. ખોદા સાહેદ છે કે મેં તેણીને તેમ કરવાની પુરતી તક આપી છે, જે તકનો લાભ લઇ તેણી નાશી કાં નહિ જતી એ મોટી અચરતીની વાત છે?"

સાઉથૅમ્પતનથી નાના જ્યૉર્જના શિક્ષક મી૦ માર્ચમેન્તે તેને માટે મી૦ રૉબર્તને લખી જણાવ્યું હતું કે તેની વર્તણુક ઘણી સારી છે અને કે તે બાળક શિખવામાં લગાર પાછળ રેહે છે. કૅપ્તન માલ્દન તે છોકરાને મળવા આવ્યો હતો પણ મી૦ ઑદલીના ખાસ હુકમ મુજબ તેને તેમ કરવા દીધો ન હતો. તે ઘરડાએ તેને માટે પેસ્ત્રીની ટોપલી મોકલી હતી જે પણ પાછી મોકલવામાં આવી હતી.

ફ્રેબ્રુઆરી મહિનાની આખેરીએ જ્યારે રૉબર્ત પોતાના મુકામ ઉપર હતો ત્યારે તેને પોતાની પિત્રાઇ તરફથી એક રૂકો મળ્યો જેમાં તેણીએ લખ્યું હતું કે "બાવાજી માદા પડ્યા છે. મંદવાડ, ખોદાની બક્ષેસથી, કાંઇ જાઝો નથી. અગર તમને તમારા અતલગના સગા માટે કાંઇ પણ લાગણી હોય તો જલદી મળવા આવજો તેઓ તમારા માટે ઘણી વેળા બોલ્યા છે; અને હું જાણુંછું કે તમને પોતાની નજદીક જોઇ તેઓ ઘણા ખુશી થશે. ઉતાવળથી આવજો, પણ આવો ત્યારે આ પત્ર વિશે લગારે કાંઇ બોલશો મા.—હું છું તમારી વહાળી પિત્રાઇ, ઍલિશિયા."

આ પત્ર વાચતાં ઑદલીને લખલખાં ચઢી આવ્યાં, અને તેથી તેનાં દિલમાં કાંઇ વિચીત્ર ભય ઉતપન થયું.

"શું મેં કાંઇ ખોટું કર્મ કર્યું તો નથી? મેં જે કાંઇ કર્યું છે તે શું ઇન્સાફની હદમાં નથી? જે ભરમને મેં મારી છાટીમાં કુલુફ દઇ રાખ્યો છે તે બંધ રેહેવાથી નામોશી અને આફતનો અટકાવ થયો નથી? મારા કાકાને માંદા યા-મરતાં જોઇ-તે પણ વળી તેણીનીજ ગોદમાં મરતાં જોઇ હું શું કરીશ?"

એક રસ્તો તેને માટે ખુલ્લો જણાયો-અને તે રસ્તા ઉપર પેહેલું પગળું ભરવાનું એજ બાકી હતું કે ઑદલી કોર્ત તરફ એકદમ કુચ

કરવી. આ વિચાર ધ્યાનમાં આવતાંજ તે તૂર્ત એક ગાડીમાં બેઠો અને સાંજ પડતાં તે પોતાના કાકાનાં મુકામ ઉપર જઇ લાગો.

"અરે, અગર મારા કાકા મરણ પામશે તો આ કોર્તની શી વલે થશે! શું બીજા લોકો એના માલિક થશે અને એના ઓક લાકડાંની સીલીન્ગવાળા ઓરડામાં સેલગાહ કરતા બેસશે?"

જે માણસે દરવાજો ઉઘાડયો તે પોતાના સેઠના ભત્રીજાને જોતાંજ ખુશી થઇ ગયો. રૉબર્તને પુસ્તકવાળા ઓરડામાં લઇ જતાં તે બોલ્યો, "રે સાહેબ, સર મીચલ તમને જોઇને ખુશી થશે. પણ તેમને મલો તે પેહેલાં લગાર ખાવાનું લેવો. બાઇ સાહેબ અને મીસ ઑદલી સેઠના મંદવાડને લીધે સકારેથી જમ્યાં છે, પણ તમે જે માંગશો તે તમને હું લાવી આપી શકશ."

"કાકાને મળ્યા પેહેલાં હું લગારે ખાનાર નથી. મિલાપ કરવાની હાલતમાં તો તેઓ હશે?"

"અરે મેહેરબાન, તેઓ સાહેબ કાંઇ જાઝા માદા નથી. આવોની આ રસ્તે, સાહેબ."

જે ઓરડામાં આગળ પાંચ મહિનાની વાત ઉપર જ્યૉર્જ તાલ્બૉયઝ બાઇ સાહેબની અપૂર્ણ છબી તરફ જોતો બેભાન બની ગયો હતો ત્યાં પેલો માણસ રૉબર્તને લઇ ગયો. તે છબી હવે પૂર્ણ થઇ હતી અને ઓરડાની વચમાં સર્વથી પેહેલી જગાએ ટાંગેલી હતી. ઓરડામાં દાખલ થતાં રૉબર્ત સર મીચલને ભર ઉંઘમાં પડેલો દીઠો. તેનો હાથ તેની બાયડીનાં નાજુક આંગલાંમાં પકડાયલો હતો. ઍલીશીઆ ત્યાં સઘડી આગળ એક ખુરશી ઉપર બેઠેલી હતી. કાકાને દૂરથી ઉંઘતાં જોઇ રૉબર્ત ઉંબર આગળ અટક્યો. તેના ધીમેનાં હીંડવા છતાં પેલી બન્ને નારીઓએ તેને દીઠો. બાઇ સાહેબની નજર તેની ઉપર પડતાંજ તેણીનાં ચેહેરા અને નજરે કાંઇ નવુંજ રૂપ પકડયું.

"મી○ ઑદલી!" તેણી ધીમે સાદે બોલી.

"ચપો!" ઍલીશીઆ ઘણાજ ધીમા સાદે બોલી. "તમે પપાજીને જગાડશો. રૉબર્ત, ઘણું નેક કીધું કે તમે આવ્યા." એટલું કેહેતાં તેણીએ રૉબર્તને એક ખુરસી ઉપર બેસવાને ઇસારત કરી.

તેણીની ઇસારત મુજબ રૉબર્ત સર મીચલના પગ આગળ પણ બાઇ સાહેબની સામેની એક ખુરસી ઉપર બેઠો. તેણે સર મીચલના મોં તરફ જોયા કીધું; અને તે પછી આપણી બાઇસાહેબના ચેહેરા તરફ કે જે આસ્તે આસ્તે પોતાનો અસલી રંગ પકડતો હતો.

"એઓ કાંઇ જાઝા બીમાર નથી, નહિ વારૂ?"

"ના, ધાસ્તી ભરેલી હાલતે મુદલ નથી," આપણાં બાઇ સાહેબે પોતાના વરના ચેહેરા તરફ જોતાં જવાબ દીધો.

રૅાબર્તે તે જર્દ થયલા ચેહેરાની તપાસ ઉપરથી પોતાની નજર ખસાડી ન હતી.

"તેણી મારી તરફ જોશે," તેણે વિચાર કરયો; "હું કોઇબી રવેશે ચાર ચશમ મેળવીશ અને આગળની માફક તેણીના ચેહેરા ઉપરથી ચેતી લઇશ."

તે થોડાંક પળ થોભ્યો. ઉંઘનારની છાતીના સ્વાસો સ્વાસના નિયમીત ઢબકારાનો અવાજ, સાથ તેની નાની ઘડિયાળની કીટકીટ અને સઘડી ઉપર પજરતાં લાકડાંના કડાકા શિવાય આખો ઓરડો સુમ શાંત બન્યો હતો.

"બાઇ સાહેબ, બેશક અમારા કાકા વિશે જેટલી ચિંતા તમને લાગતી હશે તેટલી કોઇને ન હશે," રૅાબર્ત ચશમ મેળવવાની મતલબસર બોલ્યો. "તમારૂં સુખ, તમારી આબાદી, તમારી સલામતી એક સરખે હિસ્સે એમની હૈયાતી ઉપર આધાર રાખે છે."

તે એટલા ધીમે સાદે બોલ્યો કે ઍલીશીઆ જે દુરથી બેઠેલી હતી તે સાંભળી શકી નહિ.

લ્યુસી ઑાદલીની નજર બોલનારની નજર સાથ મળી.

"હું તે જાણું છું," તેણી બોલી, "જેઓ મને મારવા ચાહે તેઓ એમનીજ મારફતે કરી શકે."

બોલતી વેળા તેણે ઉંઘતા કાકા તરફ આંગલી દેખાડી, અને બંધ મતલબી હસવાથી તેની તરફ તુચ્છકાર દેખાડયો.

રૅાબર્તના આવવા પછી કલાક ૧ ને સુમારે સર મીચલ જાગ્યો. તે બૅરોનેત પોતાના ભત્રીજાને જોઇ ખુશી થયો.

"બૉબ, તેં ઠીક કર્યું કે અતરે આવ્યો. મંદવાડમાં હું તારા વિશે ઘણો વિચારમંદ હતો. લ્યુસી અને તુંએ એકમેક સાથ સંપીને રેહેવું જોઇએ; અને તેણી ખુબશુરત અને જુવાન છે તો શું થયું પણ તારે તેણીને પોતાની કાકી તરીકે ગણવી જોઇએ; અને—અને—અને—તું સમજયો કે, એંહ?"

રૅાબર્તે પોતાના કાકાનો હાથ પકડયો, પણ જવાબ આપતાં ગંભીરાઇથી તેણે નીચું જોયું.

"હું તમારૂં કહેવું સમજુ છું, મેહેરબાન, અને હું વચન આપું છું કે આપણાં બાઇ સાહેબની તમામ મોહેણી વિરૂધ મારાં જીગરને હું પોલાદની માફીન્દ મજબુત રાખીશ, અને એ વાત એમને સારી પેઠે રોશન છે."

લ્યુસી ઑદલીએ પોતાના સુંદર હોઠવડે કાંઇ સેહેજ ચાળા કરી કહ્યું, "ભોળા, નાદાન રૉબર્ત! તું દરેક વાત ખરી કેમ સમજે છે. અગર મેં એવો વિચાર કદી બતલાવ્યો હોય કે તું એટલો મોટો છે કે મારો ભત્રીજો થવાને લાયકનો નથી તો તે માત્ર બીજાં લોકોની હાલી ગપની ધાસ્તીને લીધે મેં તેમ કર્યું હોય; અને નહિ કાંઇ—"

તેણી લગાર અટકી, અને દાકતર ડૉસનના ત્યાં આવી પહોંચવાથી પોતાનું બોલવાનું પુરૂં કરી શકી નહિ. દાકતરે પેલા દર્દી બૅરોનેતની નાડી તપાસી અને જણાવ્યું કે તે આસ્તે આસ્તે સુધરતો જાય છે. બાઇ સાહેબ તથા ઍલીશીઆ સાથ વાતચીત કર્યા પછી દાકતર બહાર નીકળ્યો જેની સાથ રૉબર્ત પણ ગયો.

"દાદર ઉપર હું તમને બતી દેખાડીશ," રૉબર્ત બોલ્યો.

"ના, ના, મી૦ ઑદલી," દાકતર બોલ્યો, "એટલી બધી તસદી લેશો ના."

રૉબર્તે બોલ્રોઁસ કરી એટલે બન્ને હેઠળ ઉતર્યા. એક ઓરડામાંથી પસાર થતાં રૉબર્તે દાકતરને અટકાવ્યો અને તેની સાથ કાંઇ વાત કરવા માંગી.

"તમારા કાકા વિશે તમારે જરા પણ ધાસ્તી રાખવી નહિ. તે જલદી સાજો થશે," દાકતર બોલ્યો.

"નહિ, દાકતર, હું તેમને વિશે નથી પુછવા માંગતો; મારે તો એક બીજા શખસ વિશે તમને કાંઇ પુછવું છે."

"ઠીક."

"જે શખસ એક વેળા તમારા ઘરમાં મીસ લ્યુસી ગ્રૅહૅમ તરીકે રહી હતી અને જે હાલમાં આપણી બાઇ સાહેબ ગણાય છે તે વિશે મારે પુછવું છે."

"માફ કરજો, મી૦ ઑદલી, બાઇ સાહેબ વિશે મારાથી તમને કાંઇ પણ તમારા કાકાની મરજી વગર કહી શકાશે નહિ. તમારી નીયત ઠીક લાગતી નથી. તમે તમારા કાકાની જુવાન અને પરીપેકર બાયડી ઉપર આશક પડેલા જણાવો છો, અને તમો બેની વચ્ચે મને આવજા કરવા કહો છો; પણ એમ કદી બનનાર નથી. હું બાઇ સાહેબ માટે અત્યંત માન ધરાવું છું."

"અને હું કાંઇ થોડું નથી ધરાવતો, મને મારા કાકાની આબરૂ અત્યંત વહાલી છે. તેમના માન ખાતર હું તેણીને પણ આબરૂ આપુછું. મારા સવાલમાં કાંઇ બુરી મતબલ છુપાયલી નથી, વાસ્તે તમને તેના જવાબ તમારે આપવાજ જોઇશે."

"આપવાજ જોઇશે!" દાકતર મિઝાજથી બોલ્યો.

"હા; તમે મારા કાકાના મિત્ર છો. તમારાજ ઘરમાં તેમને પોતાની હાલની બાયડી સાથ પેહેલું ઓળખાણ પડયું. તેઓએ તમને જણાવ્યું હતું કે તેણી માબાપ વગરની હતી, અને કે દુન્યામાં તદન નિરાશ્રય હતી, નહિ સગાં કે નહિ વહાલાં. તેણીનું આગળું પાછળું એટલુંજ હું અત્યાર સુધીમાં મેળવી શકયો છું."

"અને વધુ જાણવાની ઇચ્છા કરવાનાં શું કારણો તમે ધરાવોછો?"

"એક ઘણુંજ ભય ભરેલું કારણ. આજ કેટલા કેટલા માસ થયા મને તરેહવાર ભ્રાંત બાઇ સાહેબ વિશે ઉત્પન થયા છે જેથી મારી જીંદગીમાં કવડાસ પંથરાયલો રહે છે. તે મારા શક ગુરજ ઉગે વધતા મજબુત થતા જાય છે. મને એવો વિચાર આવે છે કે જે ઓરત મારા કાકાનું નામ ધરાવે છે તે મારા કાકાની બાયડી થવાને તદન નાલાયક છે. હું તેણીને કદાચ નુકસાન કરીશ. ખોદા કોઇ નિરદોષને મારા હાથથી બેઆબરૂ થતી બચાવે એવી મારી દુવા છે. હું તો મારા શક દુર કરવા યા મારી ધાસ્તી મજબુત કરવા માગું છું. આ હું માત્ર એકજ રીતે કરી શકું. મારે મારા કાકાની બાયડીનો આગલો ઇતિહાસ આજની રાત પૂર્વે છ વર્ષ સુધીનો મેળવવો જોઇએ. આજે તા૦ ૨૪ મી ફેબ્રુઆરી ૧૮૫૯ નો દીવસ છે."

"અને તમારી મતલબ નેક છે?"

"હા, હું તેણીને એક ઘણાજ ભયંકર શકથી દુર કરવાને ઇચ્છું છું."

"જે માત્ર તમારાજ મનમાં ઉત્પન થયા છે."

"અને એક બીજા શખસનાં મનમાં પણ."

"અને તે બીજો શખસ કોણ છે તે પુછવા દેશો?"

"નહિ, મી૦ ડૉસન, મેં જે કાંઇ તમને હાલમાં કહ્યું છે તે કરતાં કાંઇ અધિક કહેનાર નથી. હા, હું બીજી વાતે અસ્થીર મનનો છું; પણ આ બાબદમાં તો મક્કમ રહીશ. લ્યુસી ગ્રૅહૅમનું જીંદગી ચરિત્ર મારે જાણવું જોઇએ. અગર તમે જે કાંઇ સેહેજ જાણો છો તે કહેશો નહિ તો તે મને બીજી યાને મારા કાકા તરફથી મેળવવું પડશે."

મી૦ ડૉસન કેટલોક વખત સુધી ચુપ રહ્યો.

"તમે મને એટલો ચોંકાવ્યો અને ગભરાવ્યો છે કે તેનું હું ખ્યાન કરી શકતો નથી. બાઇ સાહેબના આગળા ઇતિહાસની મને ઘણી થોડીજ ખબર છે: તેણી ૧૮૫૭ના સાલના મધ્ય ઉનાળામાં તમારા કાકા જોડે પરણી હતી. મારા ઘરમાં તેણી ૧૩ માસ કરતાં વધારે રહી હતી."

"અને તેણી તમારી તરફ—

"ઑામ્પતન ખાતેની એક નિશાળમાંથી આવી હતી. તે નિશાળની શિક્ષકનું નામ વીનસિન્ત હતું; તેણીએ બાઇ સાહેબને મજબુત ભલામણ પત્રો આપ્યા હતા. મારા ઘરમાં તેણીની વર્તણુક અત્યંત તારીફ લાયક હતી. એટલુંજ હું તેણીને વિશે કહી શકું છું, ઑાડલી."

"મેહેરબાની કરી તે મીસીસ વીનસેન્તનું ઠેકાણું મને આપશો?" ઑાડલીએ પુછયું.

"ખચીત તેણી તે વેળા ઑામ્પતનમાં, ક્રેસન્ત વીલાસ, ના. ૯માં રેહતી હતી."

"ક્રેસિન્ત વીલાસ, બરાબર; એ ઠેકાણું મેં બાઇ સાહેબને મોહોડેથી પણ સાંભળ્યું હતું. આ મીસીસ વીનસિન્તે બાઇ સાહેબ ઉપર એક તારનો સંદેસો ગયા સેપ્તિમ્બરમાં મોકલી તેણીને જણાવ્યું હતું કે તેણી બીમાર હતી અને તેણીને મળવા માંગતી હતી; પણ તેણી તો પોતાના જુના ઘરમાંથી ખાલી કરી ગઇ હતી જેથી તેણી સાથ બાઇ સાહેબ મિલાપ કરી શકયાં નહિ."

આટલી વાતચીત થયા પછી રૉબર્ત સાથ 'શેકહૅન્દ' કરી દાકતર ત્યાંથી નીકળ્યો જ્યારે રૉબર્ત પોતાના કાકાના ઓરડામાં પાછો ગયો. ત્યાં તેની કાકી તથા પિત્રાઇ ચાહ પીવા બેઠેલાં હતાં. તેને જોતાંજ બાઇ સાહેબે ચાહનો એક પ્યાલો લેવાની ફરમાસ કરી જે કબૂલ કરી રૉબર્ત તેબલ આગળ બેઠો.

"કેમ ઍલીશીઆ, મારી વહાળી," રૉબર્ત બોલ્યો, "તું કાંઇ સારી પેઠે હોય એમ જણાતી નથી."

"હું સારી પેઠે હોઉં કે નહિ તેની લોકોને થોડીજ કાળજી હોય છે," ઍલીશીઆએ જવાબ દીધો.

"પણ કોઇ તને કાંઇ સેહેજ સવાલ પુછે એટલામાં તું તેમની ઉપર ઉતરી કેમ પડે છે?" રૉબર્ત બોલ્યો "તારે માટે કોઇ નહિ કાળજી કરતુ હશે પણ હું તો કરૂંછુંજ. હું અહિં બેઠો છું જ્યારે તું બેદરકાર રહે છે કે કરારે ચોપડી વાંચ્યા કરે છે. તે કરતાં હું તે ક્યાં અહિં વધારે વખત થોભવાનો છું-હું તો આવતી કાલે સવારમાં જવાનો છું."

"આવતી કાલે સવારમાં!" બાઇ સાહેબ બોલ્યાં.

બાઇ સાહેબના ચેહેરા ઉપર ખુશાલીનું ચિન્હ જોકે વિજળીના ચમકારા માનીન્દ ક્ષણભંગુર હતું તોપણ તે રૉબર્તના દીઠામાં આવ્યા વગર રહ્યું નહિ.

"હા, હું આવતી કાલે લન્દન તરફ જવાનો અને બીજે દહાડે જો તમારી રજા હશે તો અહિં પાછો આવવાનો છું, બાઇ સાહેબ."

"પણ તમારા કાકાના મંદવાડ વિશે તમને કાંઇ ઝાઝો બો લાગતો નહિ હોય, નહિ વારૂં?" બાઇ સાહેબે પુછ્યું.

"ના, કાંઇ નહિ; ખોદાની બક્ષેસથી જરાએ ધારતી નથી."

"પણ તમે દાકતર ડૉસન સાથ લગાર લાંબો વખત ઓરડામાં એકલા વાત કરતા હતા, તે શું બાબદ હશે!" બાઇ સાહેબ બોલ્યાં. "શું સર મીચલ વિશે વાત કરતા હતા?"

"સઘળો વખત તેના વિશે નહિ."

"ત્યારે આટલો લાંબો વખત તમારે તેને યા તેણે તમને શું કહેવું હતું?" તેણી લગાર થોભી બોલી. તમે બન્ને તો એકમેકને તદન અજાણ્યા હતા!"

"એમ સમજો કે દાકતરે મને કાંઇ ધારાની બાબદસર પુછ્યું હોય, તેનો મારાથી તમારા આગલ કેમ ખુલાસો કરાય?"

"એમ, એમ; ઠીક, ઠીક."

બાઇ સાહેબે હોઠ પીસ્યા, અને વધુ બોલ્યા વગર તેણી ત્યાંથી બહાર ગઇ.

---

## પ્રકરણ ૨૭ મું.

### એટલેજ સુધી અને આગળ નહિ.

બીજી સવારે રૉબર્ત બ્રૉમ્પતન તરફ જઇ લાગો. ઘણીક માથાકુટે અને પુરતી રખડ પછી લાંબે વખતે તેણે મીસીસ વીનસેન્ત શિક્ષકનું મુકામ શોધી કાઢ્યું જેણી પૈસાની બતંગ હાલતને લીધે કોઇ બેમાલૂમ જગામાં બેમાલૂમ રીતે રેહેતી હતી.

ઓળખાણ કરવા પછી રૉબર્તે તેણીને પુછ્યું કે લ્યુસી ગ્રૅહમ નામથી તેણી અજાણ્યાં ન હશે.

"મને તે નામ સારીપેઠે યાદ છે," મીસીસ વીનસેન્ત બોલી.

"મેહેરબાની કરી મને પુછવા દેશો કે તમારી નિશાળ છોડવા પછી તેણી વિશે તમને કેટલી ખબર મળી છે?"

"કાંઇજ નહિ. મીસ ગ્રૅહમને ઍસૅક્ષમાંના એક દાકતરને ત્યાં નોકરી મળી હતી; અને તે ગ્રહસ્થ ઉપર મેંજ તેણીને ભલામણ પત્રો આપ્યા હતા; પણ તે દીવસથી તે આજસુધી મેં તેણી વિશે કાંઇએ સાંભળ્યું નથી."

"પણ તમે તેણી સાથ પત્રદ્વારે વ્યવ્હાર તો ચાલુ રાખ્યો હતો."

"બેશક નહિ."

"શું તમે ગયા સેપ્ટેમ્બર માસમાં તેણીની ઉપર એક તારનો સંદેસો મોકલાવી તેણીને મળવા બોલાવી ન હતી? શું તેમાં તમે એવું ન જણાવ્યું હતું કે તમે ધાસ્તી ભરેલી હાલતે માંદાં હતાં માટે તેણીએ તમારી આગળ આવવું જોઇએ.

તે શિક્ષક રૉબર્તની આ વાતથી હસી પડી.

"આવો સંદેસો મોકલવાનું મને કાંઇ કામ પડયું ન હતું. અને મારી જીંદગીમાં હું તેવી હાલતે બીમાર પણ પડી નથી."

રૉબર્ત ઑદલી બીજા સવાલ પુછતાં અટકયો. તેણે પોતાની નોંધની ચોપડી કાઢી તેમાં કાંઇ ચીતરી કાઢયું.

"અગર હું તમને મીસ ગ્રૅહમ વિશે કાંઇ સવાલ પુછું તો મેહેરબાની કરી તેમનો ખુલાસો આપશો?"

"કાં નહિ? મીસ ગ્રૅહમને કાંઇ પણ ગેરફાયદો થાય એવું તેણી વિશે અમે અહિં કોઇ જાણતું નથી. તેણીની વર્ત્તણુક ઘણીજ સારી હતી."

"મેહેરબાની કરી આટલું જણાવશો કે તેણી કઇ તારીખે તમારે ત્યાં દાખળ થઇ હતી?"

નિશાળનાં દફતર મીસ તૉન્કસે ખોલ્યાં અને જણાવ્યું કે મીસ ગ્રૅહમ ૧૮૫૪ નાં સાલના આગસ્ત માસમાં તે નિશાળમાં દાખળ થઇ હતી. તેની તારીખ ૧૮મી હતી. આ મીસ તૉન્કસને મીસ ગ્રૅહમ જોડે મોટું વેર હતુ

"મેહેરબાની કીધી, મીસ તૉન્કસ," રૉબર્ત બોલ્યો. "વારૂં, મીસ ગ્રૅહમ કયાંથી આવી હતી તે તમે જાણો છો?"

"તેજ તેણી પોતાના બીજા ભરમ સાથ છુપાવી રાખતી હતી," મીસ તૉન્કસ બોલી.

"શું ત્યારે તમે એવું સમજો છો કે તેણીના કાંઇ ભરમ હતા?"

"અલબતાં, મને તેમ લાગતું હતું," મીસતૉન્કસ બોલી "હું તેણીને ઉપર શિક્ષક તરીકે કોઇની કાંઇ પણ ભલામણ પત્ર વગર ચાકરી રાખું નહિ. તેણીને મીસીસ વીનસેન્તે દેખાવ ઉપરથી ભુલવાઇને રાખી હતી."

"તું હજી તેણીની ઉપર એટલો દ્વેશભાવ કેમ રાખે છે?" વીન-સેન્ત બોલી.

"મીસગ્રૅહમની કાંઇ ચીજ અહિં રહી હશેની?"

"હા, એક ખાલી પેટી છે," ટૅાન્કસ બોલી "કહો તો હું લાવી આપું."

મારે તે જોવી છે."

મીસીસ ટૅાન્કસ દોડતી કે એક પેટી લાવી જેના ઉપર આગગાડીની એક ચીઠી ચોંટાડેલી હતી. તેમાં લ્યુરીન નામ વંચાતું હતું."

"એ પેટી ઇતલી જઇ આવેલી હશે."

બીજી ચીઠી ઉપર લખેલું હતું—મીસ ગ્રૅહમ, લન્દન માટેની એક ઉતારૂ.

આ બીજી ચીઠી તરફ બારીકીથી જોતાં રૉબર્તને માલુમ પડયું કે તે એક ત્રીજી ચીઠી ઉપર ચોંટાડેલી હતી. તેણે પાણી અને એક બ્રશ મંગાવ્યું જે વડે ઉપરની ચીઠી ઉખેડીને હેઠળની ચીઠી વાંચતાં મી૦ ઑાદલીનો રંગ બદલાઇ ગયો. તેણે તે ચીઠીઓ કાઢી પોતાની પાકીટ બુકમાં મુકી અને બન્ને સ્ત્રીઓને સલામ કરી તેમની રજા લઇ ઉપકાર માનતો બહાર નીકળ્યો.

---

## પ્રકરણ ૨૮ મું.

### બીજે છેડેથી શરૂઆત.

ફેબ્રુઆરી માસની શરૂઆતે થંડીના દિવસે રૉબર્ત ઑાદલી એક ખેતર પસાર કરતો અને મનમાં હરખાતો પોતાનો રસ્તો લેતો હતો.

"મારા ખીસામાંની ચીજોથી 'તાઇમ્સ' પત્રમાં જ્યૉર્જ તાલ્બૉાયઝે જે સ્ત્રીનાં મરણ વિશે વાંચ્યું હતું તે અને જે સ્ત્રી હાલમાં બાઇ સાહેબ થઇ બેઠાં છે તે વચ્ચેનો મજબુત સંબંધ બતાવે છે. લ્યુસી ગ્રૅહમનો ઇતિહાસ મીસીસ વીનસેન્તની સ્કુલના ઉંબર ઉપર એકદમ સમાપ્ત થાય છે. ૧૮૫૪ માં તેણી તે નિશાળમાં દાખલ થઇ હતી. વડી તેમજ ઉપશિક્ષક એ મને કહી શકયાં; પણ તેઓ તે આગમચની લ્યુસીની હકીકત જણાવી શકયાં નહિ. તેણી તેમને ત્યાં કયાંથી આવી તે પણ તેઓ કહી શકયાં નહિ."

આગલ ચાલતાં એક ગાડી મલી જેમાં મી૦ ઑાદલી બેઠો અને પોતાના મુકામે પુગો. ત્યાંથી તેણે એક પત્ર મીસ તાલ્બૉાયઝ ઉપર લખ્યો જેમાં તેણે જ્યૉર્જ તાલ્બૉાયઝને પ્રથમ જે નાનાં બંદરમાં કૅપ્તન માલ્દન

સાથ ઓળખાણ પડ્યું હતું તેનું નામ તારના સંદેસા મારફતે જાણવા માંગ્યું જેનો જવાબ તૂર્ત મળ્યો.

તે શેહેર યૉર્કશાયરમાં આવેલું 'ઉઇલ્દરન્સી' હતું જ્યાં જવાને રૉબર્ત ત્રેન ઉપર ગયો. છેક અંધારૂં થયા પછી તે હલ તર્મીનસના ચેષન ઉપર પુગો જ્યાંથી બીજી ત્રેનમાં ઉઇલ્દરન્સીનાં ઉજડ ચેષન તરફ જઇ પહોંચતાં અડધો કલાક થયો. રૉબર્ત ઑદલી ત્યાંનો એકલો ઉતારૂ હતો. એક પોર્તરને બોલાવતાં તે તેને ત્યાંનાં વીકટોરયા હૉટેલમાં લઇ ગયો જ્યાં કાંઇ ખાવાનું લીધા પછી તેના માલેક સાથ તે વાત કરતો બેઠો.

"કેમ, ભાઇ તમે કેટલાં વર્ષ થયાં અહિં રહો છો?" રૉબર્તે પુછ્યું.

"છ વર્ષ ઉપર થયાં છે."

"૧૮૫૩ ના સાલથી?"

"૧૮૫૨ ના નૉવેમ્બરથી."

"ત્યારે તો તમને યાદ હશે કે કૅપ્તન માલ્દન નામનો અડધા પગારનો એક લેફ્તેનન્ત અતરે રેહેતો હતો."

"ખરી વાત, કૅપ્તન માલ્દન."

"હા, લોકો તેને કૅપ્તન માલ્દનને નામે ઓળખતા હતા. ત્યારે તમને તે હજી સાંભરે છે?"

"હાજી. કૅપ્તન માલ્દન મારૂં એક ઘણું સારૂં ગ્રાહક હતું. તે પોતાની સાંજનો વખત આ ઓરડામાં ગુજારતો હતો. તેની દીકરી એક જુવાન અમલદાર જેની પલટનનું અતરે તે વેળા આવવું થયું હતું તેની સાથ ૧૮૫૨ ના સાલના ક્રીસ્તમસ ઉપર પરણી હતી. તે નવું જોડું યુરોપ ખંડ તરફ છ મહિના ફરી આવ્યું. પણ પેલો ગ્રહસ્થ તેમને એક છોકરો થયા પછી બે એક અઠવાડીઆમાં ઑસ્ત્રેલ્યા તરફ જતો રહ્યો, જેથી મીસીસ- મીસીસ——નામ તો હું ભુલી ગયો."

"મીસીસ તાલ્બૉયઝ," રૉબર્ત બોલ્યો.

"બરાબર; મીસીસ તાલ્બૉયઝ. મીસીસ ઉપર લોકોની ઘણી લાગણી દોડી એટલી તેણી ખુબસુરત હતી."

"મી૦ માલ્દન અને તેની બેટી તે મી૦ તાલ્બૉયઝના જવા પછી કેટલું સુધી અહિં રહ્યાં?"

"નહિ સાહેબ, એ મને ખીબર નથી; પણ મીસીસ બાર્કૅમ્બ તમને તે કહી શકશે."

"મીસીસ બાર્કૅમ્બ?"

"હા, મીસીસ માર્કેમ્બ જેણી 'નૉર્થ કૉલેજીસ'ના નમ્બર ૧૭વાળાં ઘરની માલેક છે. તે ઘરમાં કેપ્તન અને તેની દીકરી રેહેતાં હતાં."

"મેહેરબાની કીધી; હું કાલે મીસીસ માર્કેમ્બને મળીશ."

રૉબર્તે તે મીસીસના ઠેકાણાની પોતાની પાકીત બુકમાં નોંધ કીધી. સવારમાં ઉઠતાં તે તેણીને ત્યાં ગયો. તેણે તેણી સાથના પોતાના કામની સમજ આપી કહ્યું, "હું માત્ર તમને એક સવાલ પુછવા આવ્યો છું. ઉઇલ્દરન્સી ખાતેથી મીસીસ તાલ્બૉયઝ ક્યારે જતી રહી તે મારે તમોથી જાણવું છે. વીકતોરયા હૉતેલના માલેકે મને જણાવ્યું છે કે તમારા તરફથી જોઈતી ખબર મન મળશે."

મીસીસ માર્કેમ્બ કેટલીક વાર લગી વિચારમાં રહી.

"હા, હું તમને કેપ્તન માલ્દનના જવાની તારીખ વાર આપી શકશ," તેણી બોલી, "કારણ કે તે મારા આ ઘરમાં રેહેતો હતો અને મારો મોટો કરજદાર થયો હતો જેથી અમો વચ્ચે લખાણ ચાલ્યાં હતાં; પણ મીસીસ તાલ્બૉયઝ વિશે—"

તેણી વિચાર કરતી જરા અચકી અને પાછું બોલી, "તમને ખબર તો હશે કે મીસીસ તાલ્બૉયઝ એકાએક અહિંથી જતી રહી હતી?

"નહિ, હું તે નથી જાણતો," રૉબર્ત બોલ્યો.

"ખરી વાત, તેણી એકાએક કોઇને જણાવ્યા વગર જતી રહી. ગરીબ બીચારી! તેણીના જવા પછી ગાયનમાં છોકરાંઓને તાલીમ આપવાનો ધંધો ચલાવી તેણી પોતાનું ગુજરાણ ચલાવવા લાગી. પીઆનો વગાડવામાં તો તેણી એક્કો હતી; પણ હું ધારૂં છું કે તેણીનો બાપ તેણીના પૈસા ખાઈ ગયો હતો જેથી તેમની વચ્ચે મીનાકેસો ઉત્પન થયો અને તેઓ જુદાં પડયાં."

"પણ તમે મને તેણીના જુદા પડવાની તારીખ આપી શકતાં નથી."

"હું દિલગીર છું કે મારાથી અપાતી નથી; પણ સબર, જે દિવસે તેણી જતી રહી તેજ દિવસે કૅપ્તન માલ્દને મારી ઉપર પત્ર લખ્યો હતો તે કદાચ મારી પાસે હશે."

તેણીએ પોતાની તેબલનાં ખાણામાં આસરે દસ મીનીત સુધી ખોલ કરી એક કાગજનું બંદલ શોધી કાઢયું; તેમાંથી અકેકમાં વિટાળેલા બે પત્રો તેણીએ રૉબર્તના હાથમાં મુક્યા.

"જે શખસે મારા મિત્ર જ્યૉર્જના કોથળામાંથી તેની બાયડીએ લખેલા પત્રો ચોરાવ્યા તેને એટલી કોશેસ કરવાની ફોકટ મેહેનત લેવી ન હતી," રૉબર્ત મનમાં બોલ્યો.

ધરડા ક્રમાનનો પત્ર જાઝો લાંબો ન હતો. તેમાં આ મુજબ લખેલું હતું:—

"હું નાશીપાસીના ઉંડાણમાં ગર્ક ગયો છું. મારી બેટી મને છોડી ગઈ છે; વાસ્તે મારી લાગણીનો તમને કાંઈ વિચાર આવશે. પૈસા બાબદ અમને ગઈ રાત્રે જરા બોલાચાલી થઈ હતી; એવી ભાંજગડ તો અમો વચ્ચે રોજ ચાલતી હતી; પણ આજે સવારે ઉઠતાં હું જોઉં શું કે મારી છોકરી મને મુકી ગઈ હતી! અતરે બીડેલી ચીઠી હેલન મારે માટે તેબલ ઉપર મુકી ગઈ હતી.

"નિરાશ અને ખસ્તેહજીગર હાલતે
"હું છું તમારો,
"હેન્રી માલ્દન.

"નૉર્થ ક્રૉતેજીસ, ૧૬ મી આગસ્ત, ૧૮૫૪."

મીસીસ તાલ્બૉયઝે લખેલી ચીઠીની આ કરતાં પણ એટલીજ ટુંકી ટુંકમાં અને આ પ્રમાણે હતી:—

"હું અતરે મારી જીંદગીથી કંટાળી ગઈ છું, અને બને તો નવીની શોધમાં છું. ધિક્કાર ભરેલી તમામ આગળી ચીજો જે સાથ હું સંબંધ ધરાવું છું તે તમામ સંબંધથી છુટી થઈ નવું ઘર અને નવું નશીબ ખોળવાને હું દુન્યામાં બહાર પડું છું. અગર હું ચિરડાઉ, ફાંટાવાળી, અને અસ્થીર મનની રહી હોઉં તો મને માફ કરજો. અને માફ કરવી જોઈએ, કારણ કે એમ કરવાની ફરજ પડી છે જેનું કારણ તમે જાણો છો. જે ભેદ મારી જીંદગીની ચાવી છે તેથી તમે અજાણ્યા નથી. "હેલન તાલ્બૉયઝ."

આ છેલ્લો પત્ર એવા અક્ષરમાં લખાયલો હતો કે જે રૉબર્તને સારી પેઠે જાણીતા હતા.

હેલન તાલ્બૉયઝે લખેલા પત્ર બાબે લાંબો વખત સુધી વિચાર કરતો તે બેઠો.

પેલા છેલ્લા વાક્યનો શો અર્થ હશે!—"તમારે મને માફ કરવી જોઇએ, કારણ કે એમ કરવાની ફરજ પડી છે જેનું કારણ તમે જાણો છો. જે ભેદ મારી જીંદગીની ચાવી છે તેથી તમે અજાણ્યા નથી."

આ બે છેલ્લા વાક્યો શું ભેદ ધરાવતા હશે તે સમજી શકાયું નહિ. મી૦ માલ્દનના કાગળ પ્રમાણે હૅલનના જવાની તારીખ ૧૬મી આગસ્ત ૧૮૫૪ હતી. મીસીસ તૉન્કસે જણાવ્યું હતું કે લ્યુસી ગ્રૅહૅમ ૧૮૫૪ ના સાલની ૧૭ કે ૧૮મી આગસ્તે ક્રેસેન્ત વીલાની સ્કુલમાં દાખલ થઇ હતી. યાર્કશાયરના ઉઇલ્દરનસીથી હેલન તાલ્બૉયઝ નીકળી ત્યારથી તે બ્રામ્પતન ખાતેની સ્કુલમાં લ્યુસી ગ્રૅહૅમ દાખલ થઈ તે વખતની વચ્ચે ૪૮ કલાકથી વધારે વખત ગયલો જણાતો નથી. આ બાબદ જોકે નાની હતી તોપણ તે બરાબર બેસતી આવતી હતી.

"માલ્દનની બેટી તેને છોડી જતી રહી ત્યાર પછીથી મી૦ માલ્દનને તેણીનો કાંઇ પત્ર મળ્યો હતો?" રૉબર્તે પુછયું.

"હા, હું ધારૂં છું કે તેને મળ્યો હતો; પણ તે વખત પછીથી તે જાહ્ન મને જવલજ મળ્યો હતો. નૅવેમ્બર માસમાં તો તેનો તમામ સામાન લીલાઉથી વેચી નાખવાની મને ફરજ પડી હતી; કારણ કે તેની ઉપર મારૂં ૧૫ માસનું ભાડું ચઢયું હતું. તોપણ સલાહસંપજથી અમો છુટાં પડ્યાં હતાં. તે જાહ્ન પોતાના ૧૨ મહિનાનાં બાળક સાથ લન્ડન જઇ રહ્યો."

મીસીસ બાર્કેમ્બ પાસ કાંઇ વધારે કેહેવાનું હતું નહિ જેથી રૉબર્ત બપોરના કલાક ૧૦-૩૦ ની ટ્રેનમાં ઉઇલ્દરનસીનાં થેપનથી ઉપડયો.

"લ્યુસી ઍહૅમ અને હેલન તાલ્બૉયઝના ઇતિહાસનો પત્તો મેળવ્યો છે;" રૉબર્ત બોલ્યો, "હવે પછીનું મારૂં કામ વેન્તનોર દેવલના ચોકમાં જે ઓરત દટાયલી પડી છે તેનો વૃતાંત મેળવવાનું બાકી છે."

---

## પ્રકરણ ૨૯ મું

## ઘોરમાં છુપાયલું.

ઉઇલ્દરનસીથી પાછા ફરતાં રૉબર્તને પોતાની પિત્રાઇ તરફથી એક કાગળ મળ્યો જેમાં લખેલું હતું કે—"પપા ઘણા સારી પેઠે છે, અને તમને ઑદલી કોર્તમાં જોવાને ઘણા ઇન્તેજાર છે. ખોદા માલુમ શા ઉપરથી આપણા બાઇ સાહેબને એવુંજ ભાવે છે કે તમારે જલદીથી ઑદલી કોર્ત આવવું. તેણી મને રોજ અતિશય તોબા પાડે છે અને બસ આટલું જાણવા માંગે છે કે તમે ક્યાં ક્યાં ભટકો છો. તેથી મેહેરબાની કરી વગર ઢીલે હવે અતરે આવજો, કે એમનો જીવ હેઠળ પડે. તમારી વહાળી પીત્રાઇ, ઍ. ઑ."

"ઠીક, આપણાં બાઇસાહેબ તો મારી હીલચાલ જાણવા માગતાં દેખું," રૉબર્ત મનસે બોલ્યો. "ગરીબ નાના પ્રાણી! ગરીબ દુઃખી, નાના સોનેરી વાળવાલા પાપી! આપણી વચ્ચેની લડાઇ અત્યંત ગેર-વાજબી દેખાય છે. પણ હજી વખત છે તેટલાં તેણી નાહાશી કાં નથી જતી? મેં તેણીને પુરતી ચેતવણી આપી છે અને તેણી નાહાશી કાં નથી જતી? તેમ કીધાથી ઑદલી કોર્ત ઉપર નામોશી આવતી અટકશે; હું તો મારા ઘૂમ થયલા મિત્ર તરફની ફરજ બજાવું છું. ખોદા જાણે છે કે હું તેણીને શિક્ષા કરવા માંગતો નથી. તે સાહેબ સાહેદ છે કે હું અન્યાયનું વેર લેવા અને ગુનાહગારોને દુખ દેવા અવતર્યો નથી. હું તો

મારી ફરજ બજાવવા માંગું છું. હું તેણીને એક વધુ ચેતવણી આપીશ. પુરતી અને ઘટીત, અને પછી—"

તેના વિચાર એકાએક સાઉથૅમ્પતન તરફ દોડયા.

"હું સાઉથૅમ્પતન તરફ જાઉ?" તેણે મનસે સવાલ કર્યો, "અને જે ઓરત વેન્તનોરમાં મરણ પામી તેની ખબર કાઢું કે નહિ? નહિ, હું એકદમ હવે પેલી મોટી મક્કારે ઓરત આગલ જઇશ અને જે સુંદર પરદા હેઠળ તેણી પોતાનાં પાપી કર્તુકને ઢાંકી ફરે છે તે પરદો ઉઠાવીશ, અને મારા મિત્રની મુરીબતનો ભરમ તેણીની પાસથી ખેંચી કાઢીશ. અને જે પાક ઘર તેણીએ પોતાનાં પાપી પગલાંથી અભડાવ્યું છે તે ઘર-માંથી તેણીને હાંકી કાઢીશ."

તે બીજી સવારે સકારાંમાં ઍસેક્ષ તરફ જવા નીકળ્યો અને ૧૧ વાગ્યા પહેલાં ઑદલી કોર્ત તરફ જઇ પુગો.

હતું તો સકારું પણ આપણાં બાઈ સાહેબ તો બહાર નીકળ્યાં હતાં. તેણી દુકાણોની ભેટ લેવા પોતાની સાવકી દીકરી સાથ બહાર ગઇ હતી; અને તેણીને ઘણાંક ઠેકાણે જવું હતું તેથી બપોરમાં જમવાના વખત સુધી તેણી પાછી ફરે એવો સંભવ હતો નહિ. સર મીચલની તનદરોસ્તી ઘણી સુધરી હતી અને તે બપોરમાં જમણ વેળા હેઠળ આવનાર હતો. મી૦ ઑદલી પોતાના કાકાના ઓરડામાં દાખલ થાય?

ના; તે સખી તબેહના સગાને મળવાની રૉબર્તની મરજી ન હતી. તે બોચારાને તે શું કરી શકે? જે આફ્ત તેની ઉપર આવી પડવાનું હતું તેને ખુલ્લો રસ્તો કરી આપવાનું તેનાથી કેમ કરી બને? તે ઉમદ-ખવાસના વિશ્વાસુ જીગર ઉપર જે સખત ગજબ આવી પડવાનો તેનું જોર તે કેમ કરી ઓછું કરે?

"જો મારા મિત્રને કરેલાં નુકસાણ માટે કદાપી હું તેણીને માફ કરૂં તો પણ જે ગ્રહસ્થે તેણીની ઉપર વિશ્વાસ મુકયો અને યા હોમ હેત વરસાવ્યું તે ગ્રહસ્થ ઉપર તેણીનાં કર્તુકથી જે વિપતી આવી પડશે તે માટે તો હું તેણીને ધિક્કારીશ."

તેણે પોતાના કાકાના ચાકરને જણાવ્યું કે તે ગામડામાં આંટા લઇ જમવાના વખત પેહેલાં પાછો ફરશે. બાદ, તે ત્યાંથી ધીમે પગલે આગળ ચાલ્યો. ગામડાંનાં દેવળ આગળ તે ફરતો હતો, જ્યાંની પીયાનો પોતાના હરિફાઇ વગરના વગાડનારને દુરથી લોકોની વાખવાખીએ ચઢાવતી હતી.

તેણે પોતાની ખીસા માંહેલી ઘડિયાળ તરફ જોયું.

"કલાક દોઢનો તકારો થયો છે; અને બાઇ સાહેબને ફરી હરી પાછા ફરતાં ચાર પાંચ કલાક લાગશે. પોતાનું સવારનું કામકાજ, સહી યા ઓળખ પાળખવાળાંને મળવા જવાનું—રે ખોદા, કેવી નાટક કરનાર આ મક્કારે ઓરત માલૂમ પડે છે—કેવી પક્કી મક્કરબાજ—અને કેવી છપ્પણ લખણમાં પુર. પણ હવે વધુ વખત મારા કાકાના રેહેઠાણમાં એ કસકુનમ પોતાનો હાસ્યરસ પ્રધાન નાટક આગળ ચલાવી શકનાર નથી. મેં તેણીની કાલેજનો સનદ પત્ર મેળવ્યો છે. તેણીએ આડકત્રી ચેતવણી લઇ લેવાને ના પાડી છે, તો આજ રાત્રે હું સ્પષ્ટ રીતે તેણીના કાન ખોલીશ."

પિયાનાનો સરોદ બંધ પડ્યો, અને તે વાજીંત્ર બંધ થવાનો અવાજ રૉબર્ટે સાંભળ્યો.

"આ નવા વગાડનારને હું જોવામાં લાવીશ," તેણે વિચાર કીધો. "આ જેવા વગાડનાર નર કે નારીને છુપું કોણ રાખી શકે."

એ મતલબથી મી૦ ઑદલી ત્યાંના દરવાજા આગળ ઉભો જ્યારે એક છોકરો પેહેલો બહાર નીકળ્યો. તેની પુઠે એક જુવાન સ્ત્રી સાદા રેશમી પોષાકમાં જણાઇ, જેણી મી૦ ઑદલીને જોતાંજ ફિક્કી પડી ગઈ.

આ જુવાન સ્ત્રી કલૅરા તાલ્બૉયઝ હતી.

તેણીને ઑદલીમાં મળવાની તેણે થોડીજ આશા રાખી હતી. તેણીએ તેને આગળ કહ્યું હતું કે તેણી એસિક્ષમાં રેહેનારી કેટલીએક સહીઓની મુલાકાતે જનાર હતી; પણ તે પ્રાંત તો બોહોલા વિસ્તારનો હતો અને તે માહેલાં ઑદલી ગામમાં લોકોનો આવજા ઘણો થોડો હતો.

કલૅરા તાલ્બૉયઝે પ્રથમ બોલવું શરૂ કીધું.

"તમે મને અત્રે જોઈ અચરત થયલા લાગો છો, મી૦ ઑદલી."

"અચરત! અત્યંત."

"મેં તમને કહ્યું હતું કે હું એસિક્ષ તરફ આવનાર છું. હું ગઇ પરમ દીને ઘરથી નીકળી. તમારો તારનો સંદેસો મળ્યો ત્યારે હું ઘર બહાર આવતી હતી. માઉન્ત સ્તૅનીન્ગના નવા પાદરીની બાયડી મારી સહી થાય છે તેણીને ત્યાં મેં ઉતારો કર્યો છે, અને અહિંની જુની પિઆના ઉપર મારા હાથ અજમાવી જોયા છે. આ ઑદલી ગામથી હું તદન અજાણી હતી. હું ધારૂંછું એ જગાને તમારાં કુટુંબ ઉપરથી ઑદલીનું નામ આપ્યું છે."

"હું એમ ધારૂં છું," રૉબર્ત બોલ્યો. "મને કાંઇ સેહેજ યાદ છે કે ત્રીજા એદઉઅર્દના રાજમાં અતરે ઑદલીનો ઑદલી નામનો મારો

એક પૂર્વજ થઇ ગયો હતો. દેવળના કમ્પાઉન્દમાં જે એક ઘોર છે તે તેનીજ છે જે વિશેની મેં કોઇ દહાડો કાંઇ હકીકત જાણવાને યત્ન કર્યો નથી. મીસ તાલ્બૉયઝ, તમારાં મિત્રો માટે તમે અહિં ખોતી રેહેવાનાં છો કે?"

"હા. અને હું માઉન્ત સ્તૅનીન્ગ તરફ તેમની સાથ જનાર છું."

રૉબર્ત ઑદલી બેધ્યાન રીતે કમ્પાઉન્દ માહેલી કબર તરફ જોતો ઉભો જ્યારે કલૅરાને તેનો ચેહેરો અત્યંત ફિક્કો લાગો.

"મી૦ ઑદલી, મેં તમને છેલા દીઠા ત્યાર પછીથી તમે કાંઇ આજારી ચાલતા જણાવો છો?"

"ના, હું આજારી પડ્યો નથી; પણ મારૂં મગઝ કાંઇ હજારો વેહેમ અને શકનું ભોગ થઇ પડ્યું છે જેથી મને કાંઇ પણ રીતનો કરાર મળતો નથી."

આ બોલતી વેળા તે વિચાર કરતો હતો કે તેણી તેને વિશે તરેહવાર અટકળ કરતી હશે. "તેણીનો દેખાવ," તેણે વિચાર કીધો "જે ઉપર મારા મિત્રનું રૂપ હું ખુલ્લું દેખી શંકુ છું તે શું મારા જીગર ઉપર ફતેહ મેલવી શકે એવું છે કે? અમારાં બન્ને વચ્ચેની લડાઇ કેવી અસરખી છે. તેણી તો ડહાપણ અને ખુબશુરતીની એક ખરીજ દેવી છે માટે મારાથી એની સામે શી રવેશે ટકવાની હિમ્મત ચલાવી શકાશે."

રૉબર્ત ઑદલી તેણીના ખુબશુરત ચેહેરાની મોહેનીના મારાની સામે પોતાને ટકવી શક્યો નહિ જેથી તેણે તેણીને સાહેબજી કરવાને ખંખારી ગલુ સાફ કર્યું; પણ તે જવા નીકલતો હતો એટલામાં તેણી બોલી "મી૦ ઑદલી, તમે મને પત્ર લખવાની કબુલાત આપી હતી તે તમને યાદ તો હશે! તમે મને હજી લખ્યું નથી તેથી એવું જણાય છે કે મારા ભાઇના ખુનીની તલ્લાસમાં તમે ફતેહ પામ્યા નથી યા તો એમબી હોય કે તમે મને તેનો ભેદ જે તમે મેળવી શક્યા હોય તે જણાવવાને ખુશી નથી."

"માત્ર વધારે મેળવવાને હું ખોતી છું."

"તમારા સંદેસા ઉપરથી મને લાગું હતું કે તમે ઉઇલ્દરન્સી તરફ જવાના છો."

"અને હું ત્યાં જઇ આવ્યો છું."

"ઠીક; અને ત્યાંથી તમને કાંઇ સાર હાથ લાગ્યો હશે."

"હા, મીસ તાલ્બૉયઝ, તમારે હવે જાણવું કે મારા શકનો પાયો માત્ર બે શખસોનાં એકસરખાંપણા ઉપર લટકે છે. એક કબરવાસ અને

એક હેયાત. તેજ પાયા ઉપર તમારા ભાઇનાં ખુનનો મારો આધાર છે. જો તેની ઓરત હેલન તાલ્બૉયઝ, વર્તમાન પત્રોના જણાવ્યા મુજબની તારીખે મરણ પામી હોય–તેમજ વેન્તનોર ખાતે દતાયલી ઓરત તેજ હોય તો મારો મુકદમો બીન પાયાનો સમજવો. એનું હવે જે વખત જાયછે એટલામાં છેવટ આવશે; પણ ખાતરી લાગે છે કે મારા શક ખરા છે.”

તે આ આસ્તે રહીને પણ એવી ગંભીરાઇથી બોલ્યો કે તેના દિલની લાગણી તૂર્ત ઉઘાડી પડી આવી. મીસ તાલ્બૉયઝે પોતાનો વગર મોજાંનો નાજુક હાથ રૉબર્તના હાથ ઉપર મુકયો જેના થંડા સ્પર્શથી રૉબર્તના આખા બાંધામાં લખલખું ભરાયું.

“મારા ભાઇની મુસીબત અંધારામાં દતાયલી રેહેવા દેશો નહિ તથા તમારા મિત્ર તરફની તમારી ફરજ ભુલશો નહિ એવી હું આશા રાખું છું.”

કલૅરા આ બોલી તે વેળાએ પાદરીની બાયડી તેણીના બે સાથીઓ સાથ દેવલના ચોકમાં આવી લાગી. રૉબર્ત ઑાદલીએ પોતાના હાથ ઉપર જે હાથ મુકાયો હતો તે પ્યારથી દાબ્યો, અને પોતાના હોઠસે લગાડયો.

“મીસ તાલ્બૉયઝ, હું પંડે તો આળસુ અને નકામો શખસ છું; પણ જો તમારા ભાઇને પાછો સજીવન કરવાને મારો યા મારી કોઇ પણ કિમ્મતી ચીજનો ભોગ આપવો પડે તો તેમ કરવાને હું તૈયાર છું. ઘણું તો હું એટલું કરી શકું કે તમારા ભાઇનાં ખુનનો પત્તો મેળવી શકું જેમ કરતાં જે લોકો મને અસંત વહાલા છે તેઓનો પણ ભોગ આપવો પડશે.”

તેણે પોતાની ટોપી પેહેરી અને મીસીસ માર્તીન કમપાન્દઉના દરવાજા આગળ આવી એટલે ત્યાંથી તે ઉતાવળથી ચાલતો થયો.

“પેલો તમારી સાથ ખુબરુનોજુવાન જે વાત કરતો હતો તે કોણ છે?” મીસ માર્તીને હસતાં પુછયું.

“તે કોઇ મી૦ ઑાદલી કેહેવાય છે અને મારા ભાઇનો ખાસ મિત્ર છે,” મીસીસ તાલ્બૉયઝે જવાબ દીધો.

“ઠીક; તે સર મીચલ ઑાદલીનો કોઈ સગો હશે.”

“સર મીચલ ઑાદલી!”

“હા, મારી વહાળી; તે ઑાદલીનાં ગામડામાં સર્વથી મોટો ગ્રહસ્થછે. પણ એક બે દિવસમાં આપણે ઑાદલી કૉર્ત જોવા જઇશું જ્યાં તે ઉમરાવને અને તેની જુવાન, અસંત ખુબસુરત, નાજુક નારને મળીશું.”

"તેની જુવાન અતિ ખુબસુરત નાર!" કલૅરાએ પુછયું. "શું સર મીચલ હમણાંજ પરણ્યો છે?"

"હા. તે ૧૬ વર્ષ સુધી રંડાયલો હતો; અને વર્ષ દોઢ થયું કોઇ ગરીબ ગવર્નેસ સાથ પરણ્યો છે. તે છોકરી આખા ગામમાં સર્વથી ખુબસુરત નાર ગણાય છે. પણ ચાલ મારી વ્હાલી કલૅરા, આપણો તક ખોતી થાય છે, અને આપણને ઘણું લાંબું જવાનું છે."

તેઓ ગાડીમાં બેઠાં જ્યારે મીસ તાલ્બૅાયજે બાઇસાહેબ કુમારી હતી તે વેળા તેણીની કયા નામથી ઓળખાતી હતી તે જાણવા માંગ્યું.

"તેણી તે વેળાએ મીસ ગ્રૅહમ કહેવાતી હતી," મીસીસ માર્ટીન બોલી.

"અને શું તેણી ઘણી ખુબસુરત છે?"

"હા, ઘણી ઘણી સુંદર. તેણી છોકરવાદી ખુબસુરતી ધરાવે છે. તેણીના નેણ બલુ અને સાફ, ઝુલ્ફાં રીક્કાં સોનેરી રંગનાં, જે પીછાદાર કરચલીમાં તેણીનાં ખભાં અને ગરદન ઉપર પેચદાર લટકતાં પડે છે."

આ સાંભળતાં કલૅરા તાલ્બૅાયઝ તો ચુપજ થઇ ગઇ. તેણીએ મનમાં વિચાર કીધો કે જ્યૉર્જ જ્યારે પરણ્યો ત્યારે તેણે પોતાની બાયડીનું વર્ણન આ પ્રમાણે લખેલું મને સાંભરે છેઃ—

"મારી છોકરવાદી ચેહેરેની બાયડી આ કાગળ લખતાં મારી તરફ જુવે છે. તે રૂપ સુંદરીને તમે નજરે જોવો એવું હું ઇચ્છું છું. તેણીનાં નેણ ઉનાળાના આકાશની માફક ખુલ્લાં બલુ છે. તેણીના વાળ રીક્કા પીળા સોનેરી રંગના તેણીના ચેહેરા ઉપરથી નીચે લટકે છે."

---

## પ્રકરણ ૩૦ મું.

## ચુનાવાલા માર્ગમાં.

રૉબર્ત ઑદલી જ્યારે ઑદલી કોર્તના કમપાઉન્દમાં ફરતો હતો ત્યારે આપણાં બાઇ સાહેબ અને ઍલીશીઆની ગાડી ત્યાં આવી લાગી. ગાડીમાંથી બંધે સ્ત્રીઓને રૉબર્તે હાથ પકડી ઉતારી. તેની ઉપર બાઇ સાહેબની નજર પડતાંજ તેણી બોલી, "હં, અને તમે પાછા ફર્યા! હવે, આપણે એમને બહાર રખડવા જવા દેશું નહિ, કેમ ઍલીશીઆ, ખરૂં કેની?"

"એવા રખડતા આદમીની હીલચાલ સાથ મને કાંઇ કરવું નથી," ઍલીશીઆએ જવાબ દીધો.

"અને આ તમે બએ દિવસ થયા ક્યાં ભટકતા હતા, મી૰ ઑદલી?" બાઇ સાહેબે હસતાં પુછ્યું.

"હું યૉર્કશાયર તરફ ગયો હતો, જ્યાંનાં ઉઇલ્દરન્સી ગામડાંમાં મારો દોસ્ત જ્યારે પરણ્યો ત્યારે રેહેતો હતો."

એ સખુન સાંભળતાંજ બાઇ સાહેબનો ચેહેરો ઝર્દ મારી ગયો.

"હું પોષાક બદલવા જાવું છું; મી૰ ઑદલી, મને જવા દો જમવાનો વખત થઇ જશે."

"હું તમારી પાસ માત્ર એક અડધો કલાક વાત કરવાનો વખત માંગી લઉછું, બાઈ સાહેબ," મી૰ ઑદલી બોલ્યો. "હું એજ ખાસ કારણસર એસેક્ષ તરફ આવ્યો છું."

"શા વિશે?" બાઈ સાહેબ બોલ્યાં. "તમેતે મને શું કહેવા માંગતા હશો?"

"આપણે એકલાં હોઇશું ત્યારે હું તમને કહીશ." આ બોલતી વેળા તેણે પોતાની પીત્રાઇ કડે જોયું જેણી બાઈ સાહેબની પછવાડે ઉભી હતી.

"જ્યાં છે ત્યાં રૉબર્ત પોતાની કાકીની ખુબશુરતી ઉપર મોહીત પડયો છે; અને તેટલાજ માટે ખસ્તેહ જીગર થઇ ફરતો ફરે છે." એલીશીઆ મનસે બોલી.

તેણી ત્યાં બન્નેને એકલાં મુકી ચાલી ગઇ.

"પેલા ચુણાવાળા માર્ગ આગળ આવશો બાઈ સાહેબ?" ઑદલી બોલ્યો. "કાંઈ પણ હરકત થાય નહિ એવી રીતે હું તમો સાથ વાત કરવા માગુ છું."

"જેમ તમારી મરજી, ચાલો."

થંડીથી તેણી ધ્રુજતી જણાઈ.

"પણ તમને થંડી લાગતી હશે, બાઇ સાહેબ?"

"અલબતાં, ઘણી. મને જવા દો આપણે કાલે વાત કરીશું."

"હું ઘણો દિલગીર છું કે એટલો ધાટકી બનવાની મને તમે ફરજ પાડી છે. આવી રીતની સંકડાસમાંથી બચી જવું તમારે હાથ હતું પણ તમે તેમ કર્યું નહિ. મેં તમને ખુલ્લી ચેતવણી આપી હતી છતાં તમે મને ધિક્કારી કાઢયો. હું તમને જણાવું છું કે તમને મારી વાત સાંભળવી પડશે."

"પણ આવી જગામાં તમે મને શું કામ લાવ્યા છો? શું તમને ખબર નથી કે હું પોચી છાતીની છું?"

"તમે પોચી છાતીનાં?"

"હા, ઘણીજ પોચી છાતીની મને હમ્મેશ દાક્તર હૅાસનને ત્યાંથી કાંઇને કાંઇ દવા લાવવી પડે છે, કપુર, સાલવૉલેતાઈલ, લાલ લવેન્દર, અને સઘળી જાતની બીજી ચીજો કે જે પીતાં કમકમાત ઉપજે; પણ તેઓથી મને કાંઇ ફાયદો થતો નથી."

"મૅકબેથ પોતાના વૈદ્યને શું કહે છે તે તમે જાણો છો, બાઇ સાહેબ?" રૉબર્તે ગંભીરાઇથી પુછ્યું. "મી૦ હૅાસન ઘણોએ હુશિયાર હોય પણ તે એક બગડેલાં મગજને સાજું કરી શકે એ માનવું બેજા છે."

"કોણ કહે છે કે મારૂં ધ્યાન બગડેલું છે?"

"તે હું કહુંછું, બાઇ સાહેબ," રૉબર્તે જવાબ દીધો. "તમે કહોછો કે તમારા ડૅાક્તર તમને જે દવા આપે તે કારગત લાગતી નથી. પણ બાઇ સાહેબ, મારી સલાહ પ્રમાણે ચાલો તો જરૂર તમારૂં મગજ સુધરી જશે. ખોદા સાહેદ છે કે હું દયા કરવાને ઇચ્છુંછું—અને તે વળી બીજાઓને જે ઇન્સાફ ઘટે છે તે તરફ નજર રાખીને તમો ઉપર કરવાને ઘણો ખુશી છું.—પણ ઇન્સાફ તો થવો જોઇએ. વારૂં, બાઇ સાહેબ, હું તમને જણાવું કે આ ઘરમાં તમે નબલી છાતીનાં કેમ બન્યાં છો?"

"જો બને તો—" લગાર હસ્તે મુખડે તેણી બોલી.

"કારણ આ ઘરમાં તમારા માટે ભૂત ભમતો રેહે છે."

"ભૂત ભમે છે?"

"હા, જ્યૉર્જ તાલ્બૉયઝનો ભૂત."

રૉબર્તે દીઠું કે એ સખુનોથી બાઇ સાહેબની છાતી વધારે ધબકવા લાગી અને તેથી તેણીનું આખું બદન ધ્રુજતું થયું. તેણી લગાર અટકીને બોલી, "એ તમે શું બોલો છો? જ્યૉર્જ તાલ્બૉયઝનાં તમારા ચેટકથી તમે મને કાં તોબાહ આપ્યા કરો છો? તે તો કરારે તમારીથી હરૂસે થોડાક મહિના બહાર રખડતો હશે, અને તેની ગેરહાજરીનાં તમારાં ચેટકથી તમે મને કાં કંટાળો આપતા થયા છો. મને અને જ્યૉર્જને કઇ મસીદે દીવો કે તેને માટે તમે મારી પુઠ ધરી બેઠા છો?"

"તેને તમે તદન ઓળખતાં ન હતાં, નહિ બાઇ સાહેબ?"

"અલબત નહિ."

"મારા મિત્રના ઘૂમ થવાની વાત જે મેં વાંચી છે તેથી તમને વાકેફ કરવામાં લાવું?"

"ના, મારે તમારા મિત્ર બાબે કાંઈ જાણવાની જરૂર નથી. તે મરણ પામ્યો હોય તો હું તે માટે દિલગીર છું. અગર તે હસ્તી ધરાવતો હોય

તો તેને મળવાની કે તેની ખબર જાણવાની મને ઇચ્છા નથી. મને મારા ધણી આગળ જવું છે માટે મને અંદર જવા દો."

"તમે મારૂં કહેલું સાંભળો નહિ ત્યાં સુધી તો નહિ, બાઇ.સાહેબ હું, તમને અઘટિત વખત રોકી રાખીશ નહિ; એક વેળા મારૂં સાંભળ્યા પછી તમારૂં સુજ્યું કરી લેજો."

"ઠીક છે, બોલો, હું સાંભળવાને કબૂલ છું."

"જ્યારે મારો મિત્ર જ્યૉર્જ ઇન્ગ્લૅન્દ તરફ પાછો ફરયો ત્યારે તેનાં જીગરમાં જે વિચાર ઉપરવાર હતો તે એજ કે તેની ઓરતનો મેલાપ જેમ બને તેમ જલદી કરે."

"જે ઓરતને તે નિરાધાર નાખી તજી ગયો હતો," બાઇ સાહેબે તાપસી પુરી. "એવું કાંઇ તમે પોતે એક વેળા આગળ બોલ્યા હતા."

રૉબર્તે આ તાપસી ઉપર કાંઇ ધ્યાન આપ્યું નહિ.

"તેની મોટી આશા એજ હતી કે પોતે જે બે લાખ રૂપીઆની પુંજી ઑસ્ત્રેલ્યાથી લાવ્યો હતો તેથી તેણીને સુખી કરવી. ઇન્ગ્લૅન્દમાં તેણે પગ મુક્યા પછી કેટલેક કલાકે મારી સાથ તેનું મળવું થયું અને તેણે પોતાની સ્ત્રીને મળવાની જે ખુશાલી દેખાડી તેનો હું ઉકમાઇ સાથનો ગવાહ છું. ત્યારબાદ જે તેને દુ:ખકારક ફટકો લાગો તેનો પણ હું ગ-વાહ છું. જે વેદનાં તેનાં મનમાં ઉત્પન થઇ તે કોઇજ નહિ પણ તેની સ્ત્રીના મરણની ખબર હતી. હવે મારી ખાતરી થઇ કે તે ખબર સદ-નતર જોડી કાઢેલી ઠગાઇ ભરેલી નીચ હિકમત હતી."

"હં!" બાઇ સાહેબ બોલ્યાં, "પણ વારૂં કોઇને એવી હિકમત રચવાનો શો સબબ હશે. તમે કહો છો તેમ મીસીસ તાલ્બૉયઝ તો જીવતી છે?"

"તે તો બાઇ સાહેબને પોતાને રોશન છે."

"તે કેમ?"

"કદાચ તેણીએ જ્યૉર્જની ગેરહાજરીનો લાભ લઇ કોઇ અધિક માતબર ભરથારને પરણવાની યુક્તિ કરી હોય! કદાચ તેમ બીજા સાથ પોતાનું લગ્ન કરી પોતાના હકદાર ધણીને તે બીજ લગ્નથી બેખબર રાખવાને એવા ખોટા મરણ સમાચાર ફેલાવ્યા હોય તો તેમાં નવાઇ શી!"

બાઇ સાહેબે પોતાના ખભા હિલવ્યા.

"તમારા વેહેમ હસી કાઢવા જોગ છે," બાઇ સાહેબ બોલ્યાં. "પણ તેમ શક લઇ જવા માટે તમારી પાસ કાંઇ વાજબી સબબ હોવા જોઇએ."

"કેમ્સફોર્ડ અને કૉલ્ચેસ્તરનાં દરેક વર્તમાન પત્રોમાં ખોળ કરી છે, અને એકમાં યાને તા૦ ૨૭ જુલાઇ, ૧૮૫૭ નામાં એક નાનો ફકરો જે સંસ્થાનો તરફના એક વર્તમાન પત્રમાંથી ઉતારી લીધેલો હતો કે મી૦ જ્યૉર્જ તાલ્બૉયઝ નામે એક ઇંગ્રેજ ગ્રહસ્થ સોનાની ખાણોના મેદાન તરફથી સીદનીખાતે આવી પુગો છે તેની પાસ બે લાખ રૂપીઆની કિમ્મતનાં સોનાનાં લગડી અને ભુકો છે અને કે તે તમામ વેચીને રૂપીઆ સાથ લીવરપુલ તરફ આર્ગસ વહાણમાં હંકારી ગયો છે. બાઇસાહેબ, આ બાબદતો અલબતા નજીવી છે પણ તે આટલું સાબેત કરવાને પુરતી છે કે ૧૮૫૭ ના જુલાઇ માસમાં એસેક્ષમાં રેહેનારો કોઇબી જીવડો ઑસ્ત્રેલ્યાથી જ્યૉર્જ તાલ્બૉયઝ પાછો ફર્યો છે તે જાણ્યા વગર રહે નહિ, કેમ સમજ્યાં કે?"

"હજી બરાબર નહિ," બાઇ સાહેબ બોલ્યાં, "મીસીસ તાલ્બૉયઝના મરણ સાથ એસેક્ષનાં વર્તમાન પત્રોને શું કામ હોય."

"તે હું તમને જલદીથી જણાવીશ, બાઇ સાહેબ, હું એમ કહુંછું કે 'તાઇમ્સ' પત્રમાં તાલ્બૉયઝની બાયડીના મરણ સમાચાર જાહેર થયા છે તે તદન ખોટા અને જોડી કાઢેલા છે; અને વળી તે કંઇજ નહિ પણ હેલન તાલ્બૉયઝ અને માલ્દને રચેલું એક ભયંકાર કાવતરૂં છે?"

"કાવતરૂં!"

"હા તે કાવતરૂં એક મક્કારે ઓરતે અછી સફાઇથી રચેલું છે."

"પણ તમે કેમ જાણ્યું કે તે મરણ સમાચાર તદન જોડી કાઢેલી એક યુક્તિથી બરપા થયલા છે?" બાઇ સાહેબે પુછ્યું "તમે તો એમ કહેતા હતા કે તમે પોતે તમારા મિત્ર સાથ વેન્તરનોમાં હેલનની કબર જોઇ આવ્યા હતા; અને જ્યારે મીસીસ તાલ્બૉયઝ મરણ પામી ન હતી ત્યારે તે બીજી કોણુની કબર હતી?"

"આહ! બાઇ સાહેબ, એ સવાલનો જવાબ માત્ર બે ત્રણ શખ્સ બરાબર આપી શકશે; અને તેઓ માહેલા એકને જે વખત જાય છે તે માટે ખોલાસો કરવો પડશે. તમે શું એમ સમજો છો કે હું સ્ત્રી ચરિત્રથી માહાત થવાનો છું. નહિ, કદી નહિ. મેં તમામ ગવાહી વિગતે વિગત હાથ કીધી છે; અને તેમ કરતાં કોઈ સ્ત્રી મારા કામમાં હરકત નાખવાનો યત્ન કરે છે; પણ તેણીએ જાણવું કે તેણીની તમામ મેહેનત ફોકટ ગઇ છે, સબબ મારી કોશેસમાં હું ઘણો ફતેહમંદ નીવડયો છું, અને હવે તે પુરાવાની મજબુત મોટી સાકળમાં માત્ર એકજ કળી જોડવાની બાકી છે જે પ્લાઉસન નામની એક ઓરત પાસેથી જરૂર મળી શકે એવુંછે. તે ઓરત પેલા મારા મિત્રના સસરાનો તમામ ભરમ જાણે છે. યકીન છે કે

તેણી વેન્તનોર ખાતે કઇ ઓરતની લાસને ભુમીદા કરેલી તેનો પત્તો મેળવવા મને કામ લાગશે; અને તે શોધી કાઢવામાં હું કાંઇ બાકી રાખનાર નથી. તે કરતાં જો—"

"જો શું ?"

"જો તે ઓરત જેણીને નામોશીમાં ગીરફતાર થતી અટકાવવા હું ઇચ્છુંછું તેણી પોતાનું ચેતી લે તો હજી કાંઇ મોડું થયું નથી."

બાઇસાહેબે પોતાના ખભા ચઢાવ્યા અને પોતાનાં બ્લુ નેણમાંથી ધિક્કારનો ચમકારો છટકાવ્યો.

"છિ, છિ, છિ! હું તો એવું ધારૂંછું કે તેણી જો તમારાં બેહુંદાપણાના દરની પોતાની છાતી ઉપર અસર ચાલવા દે તો તેણીના જેવી મૂર્ખ અને નાદાન બીજી થોડીજ ઓરત હશે. તમારા મગઝમાં જે બેહુંદા ઠાલા વિચારો ઘર કરી બેઠા છે તે તદન હસી કાઢવા જોગ છે. તમારો મિત્ર કોઇ વિચિત્ર રીતે તમોથી બેમાલૂમ થયલો છે, યાને કે તે ગ્રહસ્થ તમને કાંઇ ખબર આપ્યા વગર ઇન્ગ્લૅન્દ છોડી ગયો છે. તેથી શું થયું? તમે પોતેજ કહો છો કે પોતાની ઓરતના મરણ બાદ તે તદન ફેરવાઇ ગયો હતો. તેનું ધ્યાન બરાબર ઠેકાણે ન હતું, છતાં શી નવાઇ કે તે સુધરેલી જીંદગીથી કંટાળી ઑસ્ટ્રેલીઆ તરફ પોતાના દહાડા ખતમ કરવા ગયો હોય? પણ તમારા મિત્રનાં ધૂમ થવા બાબેના આટલા ખોલાસાથી તમે સંતોષ પામેલા જણાતા નથી. તમે માત્ર એક ખ્યાલ ઉપર તમામ મરામત કરો છો કે તેનું મોત નીપજાવા કાવતરૂં રચાયલું છે. હેલન તાલ્બૉયઝ મરણ પામી છે. "ધી તાઇમ્સ" સમાચારમાં ખુલ્લું જાહેર થયલું છે કે તેણીએ સ્વર્ગવાસ કર્યો છે. તેણીનો પોતાનો બાપ તમને જણાવે છે કે તેણી મરણ પામી છે. વેન્તનોરના દેવલમાંના ચોક મધેની ઘોર ઉપરનો પથર નોંધ આપે છે કે તેણી મરણ પામી છે. શા આધારે અને શી સતાથી તમે મારી આગળ આવો છો અને મને તમારા મિત્રનાં મરણ બાબે તોબા પાડો છો? શા આધારે તમે કેહેવાની હિમ્મત ચલાવો છો કે તેની બાયડી જીવતી છે?"

"વખત અને જગાની ગવાહીના આધારે. દસ્કતની ગવાહીના આધારે. જ્યારે હેલન તાલ્બૉયઝ ઉઇલ્દરન્સી ખાતે પોતાનાં બાપીકા ઘરથી જતી રહી ત્યારે એક પત્ર તેણી પોતાની પાછળ મુકી ગઇ હતી, જેમાં તેણીએ એવું જાહેર કર્યું છે કે તેણી પોતાની જુની જીંદગીથી કંટાળી ગઇ હતી, અને તેથી તેણી નવાં ઘર તથા નવાં નશીબના શોધમાં જતી હતી. તે પત્ર મારા કબજામાં છે."

"ઠીક!"

"હેલન તાલ્બૉયઝના અક્ષર કોણના અક્ષરને ઉબેહુબ મલતા આવે છે તે હું તમને કહું?"

"બે ઓરતના અક્ષરનું મલતાપણું આજકાલ કાંઇ અસાધારન વાત નથી. હું તમને કહો તો એવા કુડીબંધ દાખલા આપું."

"પણ આ મારી બાબદમાંના દસ્કત કાંઇ જેવા તેવા નથી, તે દસ્કત તો કાંઇ સેંકડોમાંથી પોતાની ખાસ ઢબ ઉપરથી ઓલખાઇ આવે."

"ત્યારે તો એ એક નવાઇ જેવો સંજોગ ગણાય. ગમે તે કહો પણ તે સંજોગજ ગણાય. તમે કાંઇ એટલા કમઅક્કલ નહિ હશો કે હેલન તાલ્બૉયઝના અક્ષર કોઇ બીજા પુરૂષના અક્ષરને મલતા આવે છે તે ઉપરથી તેણી મરણ પામવી ન જોઇએ એવું કહેવાની હિમ્મત કરી શકો."

"પણ એવા એવા સંજોગ કાંઇ હારબંધ મલી આવે તો પછી કેમ?" રૉબર્ત બોલ્યો. "હેલન તાલ્બૉયઝે પોતાના બાપનું ઘર છોડયું તે તેણીના પોતાના હાથ દસ્કત મુજબ એટલાજ સબબથી કે પોતે આગળી જીંદગીથી કંટાળી ગઇ હતી તેથી બીજી નવી જીંદગી શરૂ કરવાને તેણી ઇચ્છતી હતી. એ ઉપરથી શું સાર નીપજે છે તે તમે સમજો છો?"

બાઇ સાહેબે પોતાના ખભા ચઢાવ્યા.

"મને મુદ્દલ સમજ પડતી નથી," તેણી બોલી; "અને હવે અરધો કલાક થયો અતરે આ ભય ભરેલી જગામાં તમે મને રોકી મુકી છે તેથી હું તમને અરજ કરૂં છું કે મને જવા દો અને બપોરનાં જમણ માટે મને પોષાક બદલવા દો."

"નહિ બાઇ સાહેબ," રૉબર્ત પાછો બોલ્યો. "તમે જાણો છો કે લોકો નવી જીંદગી શરૂ કરવાનાં થાય છે ત્યારે તેઓ શું કરે છે તે તમને ખબર છે? તેઓ પોતાનાં નામ ફેરવી નાખે છે, બાઇ સાહેબ, હેલન તાલ્બૉયઝ પોતાનાં ફરઝંદને તજી જતી રહી—તેણી ઉઇલ્દરન્સી તરફથી નીકળી ગઇ ત્યારે એવા વિચાર તેણીએ રાખેલો સાબેત થયો છે કે પોતે ઓળખાય નહિ તેમ કરવું. હેલન તાલ્બૉયઝ તરીકે તેણી ઇ૦ સ૦ ૧૮૫૪ના ઑગસ્ત માસની તા૦ ૧૬ મીએ બેમાલૂમ થઇ ગઇ, અને બીજે દને ઇયાને તા૦ ૧૭ મી ઑગસ્તે તેણી લ્યુસી ગ્રૅહમ નામની એક નિરાશ્રીત છોકરી તરીકે જાહેર થઇ. એ નવી ઢબે તેણીએ એક ઘરમાં વગર પગારે ચાકરી કરવાને માથે લીધું જેમ કરવાને લીધે ત્યાં તેણીનાં નામ

નિશાણુ બાબે કાંઇ તેણીને પ્રશ્નો પુછવામાં આવ્યા નહિ અને ગુપચુપ ઉતારો મળ્યો."

"તમે ઘેલા બન્યા છો, મી૦ ઑદલી," બાઇ સાહેબ બોલ્યાં. "તમને દિવાનું લાગું છે. મારો ધણી મને તમારી આ તોચ્છડાઇથી બચાવી લેશે. વાત તો ઠીક કાઢી છે—હેલન તાલ્બૉયઝ અમુક દહાડે પોતા બાપના ઘરથી નીકળી અને હું તેને બીજે દહાડે મારી શેઠાણીને ઘર ચાકરી રહી તે ઉપરથી મોટો પુરાવો મળી ગયો."

"એટલી એક બાબદ ઉપરથી તો કાંઇ દમ જેવું નહિ; પણ બીજી ગવાહીની મદદથી—"

"બીજી કઇ?"

"એક પેટી જે માંસીસ વિનસેન્તની નિશાળે હેલન મુકી ગઇછે તેની ઉપર બે તીકીટ એકેકની ઉપર ચોંતાડેલી હતી જેમાં એક ઉપરની તીકીટમાં મીસ ગ્રૅહંમ કરી લખેલું હતું અને તેની હેઠળની બીજીમાં મીસીસ જ્યૉર્જ તાલ્બૉયઝ હતું. તે બન્ને તીકીટો મારી પાસ મોજુદ છે જે વધુ પુરાવા તરીકે કામ લાગે એવી છે."

બાઈ સાહેબથી ચું કે ચાં કરી શકાયું નહિ. રૉબર્ત અંધારામાં તેણીનો ચેહેરો જોઇ શક્યો નહિ. જે કાંઇ તેને જણાયું તે એટલુંજ કે તેણીની ઢબકતી છાતી ઉપર તેણીએ ધ્રુજતા પોતાના નાનકડા હાથ દાબ્યહતા, અને કે તેના છેલ્લા બોલો તેણીની ઉપર મજબુત કારી જખમની માફક અસર કરી રહ્યા હતા.

રૉબર્ત પણ તેણીની બાજુએ ગુપચુપ ફેરા કીધો, અને પછી કેટાલીક વારે બોલ્યો, "તે બન્ને તીકીટો મારા કબજામાં છે, બાઈ સાહેબ. તે બન્ને મેં તમારી પેટી ઉપરથી મીસીસ વિનસેન્ત અને મીસ ટૉન્કસની હજુરમાં કાઢી લીધી છે. હવે એની વિરૂધ તમારે શું કહેવું છે? તમે એમ સમજાવા માંગો છો કે તમે લ્યુસી ગ્રૅહંમ છો અને તમને હેલન તાલ્બૉયઝ સાથ કાંઇ તાલુકો નથી, ત્યારે તમે એટલું જણાવશો કે તમે ફેસિન્તવીલામાં પેહેલો દેખાવ દીધો તે પેહેલાં તમે કયાં રેહેતાં હતાં? એટલી બાબદ તો તમારાં સગાં વહાલાં, દરદોસ્તદાર, અને ઓળખ પાલખની જુબાની ઉપરથી તમે કહી શકશો!"

"અલબતાં, જ્યારે મને કોર્તનાં પાંજરામાં ઉભી કરશે ત્યારે તમારાં આરોપોનું ખોટારૂં હું તુર્ત સિદ્ધ કરી આપીશ. હાલ તો હું તેમ ઉભી નથી, મી૦ ઑદલી, અને તેથી તમારી મૂર્ખાઇની હું હાસી કરૂં છું. હું

તમને ખરૂં કહું છું કે તમારૂં ધ્યાન ઠેકાણે નથી અને તેથી તમને કોઇ દિવાનાશાળામાં પૂરી મુકાવવા જોઇએ."

રૉબર્ત ઑદલી આ તેણીના સખુન સાંભળતાં ચોંકયો. તે મનસે બોલ્યો, "એક પાપ છુપાવાને કદાચ તેણી બીજું પાપ કરે એમાં કાંઇ શક નથી. કદાચ તેણી મારા કાકાને મારા માટે ઉંધું ચટું સમજાવી મને કોઇ દિવાનાશાળામાં પૂરી મુકાવવામાં ફતેહ પણ પામે."

રૉબર્ત ઑદલી કાંઇ હીચકારો ન હતો; તોપણ તેની છાતી આ વખતે ઢબકયા વના રહી નહિ. તે પોતાનાં મનસે બોલ્યો, "અરે, હું કેવો હિચકારો બન્યો છું કે મારો પોતાનો અને મારી પોતાની ધારતીનો હું વિચાર કરૂં છું! જેમ અધિકાધિક આ મક્કારે વિશે જાણું છું તેમ અધિકાધિક તેણી વિશે મને ભય લાગે છે કે રખેને બીજાઓને તે પોતાનાં ફાંદામાં ગીરફતાર કરી નાખે."

તેણે અંધારામાં પોતાની આસપાસ નજર ફેંકી. એકાંત બાગ કબ્રસ્થાન માનીન્દ કદરબિહામણો લાગતો હતો. તેમાં ફર્યા એટલે તું કેહે ગોયા જીવતાઓની દુન્યાથી તમે ગેબ થઇ ગયા એવો હતો.

"જે દિવસે જ્યૉર્જ તાલ્બૉયઝનું ગેબ થવું બન્યું તે દિવસે આજ બાગમાં કોઇ ઠેકાણે બાઇ સાહેબનું તે સાથ મળવું થયું હતું," રૉબર્ત મનમાં બોલ્યો. "મને અજાયબી લાગે છે કે કઇ જગા ઉપર તેણી તેને લઇ ગઇ હશે, અને કયાં તેણે તેણીને પોતાની બેઇમાની માટે ઠપકો દીધો હશે!"

આ વેળાએ બાઇ સાહેબ એક ઝાડને અઢેલીને રૉબર્તની સાંમે તેને ઠાવકી રીતે તપાસતી અને ખુબ વિચાર કરતી ઉભેલી હતી.

"ત્યારે તમે ચેટતાં નથી, બાઇ સાહેબ? તમે નાહક હુજ્જત કરો છો અને અહિંથી નીસરી જવાને જક્કી બની ના પાડો છો. તમે અહિજ રેહેવાનું અને મારી અવજ્ઞા કરવાનું પસંદ કરો છો કે?"

"બેશક," બાઇ સાહેબ છાતી ઠોકતાં ઑદલી તરફ ડોળા કકડાવતાં બોલ્યાં. "અગર મારા ધણીનો ભત્રીજો ધેલો બને તેમાં મારો તે શો અન્યાય હોય."

"ઠીક ત્યારે, બાઇ સાહેબ આજ સાંજરે જે નાના લોખંડના દરવાજે આપણે આવ્યાં તેજ દરવાજેથી મારો મિત્ર અતરે દાખલ થતો જણાયો હતો. તે છેલો તમારે વિશે પુછતો સંભળાયો હતો. આ બાગમાં દાખલ થનો તે જણાયો હતો; પણ તે અહિંથી બહાર જતો જણાયો નથી. હું યકીનથી માનુંછું કે તે આ બાગમાંથી બહાર જવા પામ્યોજ

નથી; વાસ્તે હું મજબુત ગુમાન લઇ જાઉં છું કે તે આ બાગની હદ-માંજ પોતાના મોતના ફિરેસ્તાને સરણ થયો છે, અને કે તેનું પાક રવાન આ બાગનાં એકાદાં નવરા ખુણા ખંટોલામાં છુપાવેલું પડયું છે. હું એવી જોસ્તે જુઇ અતરે ચલાવીશ કે જેથી પેલું ઘર જમીનદોસ્ત થશે અને આ બાગો માહેલાં દરેક ઝાડની બુનબેખ કઢાવીશ; અને કોઇબી રવેશે મારા મિત્રને દાટેલી જગાનો પત્તો મેળવીશ."

લ્યુસી ચૅહેમે આ વાત સાંભળી પોતાનાં ભવાં ચઢાવ્યાં, અને રૉબર્તને આ મુજબ કહ્યું, "પણ તેમ કરવાને તું જીવતો ક્યાં રહીશ. તુ તલ્લાશ કરે તે પેહેલાં હું તને ઠાર કરીશ. તું મને એટલી બેજાર શા માટે કરે છે? તું મને મારા માર્ગે રેહેવા કાં નહિ દેતો? મેં તારૂં તે શું ખોટું કર્યું છે. કે તું મારો જમ થઇ લાગી મારો દુમ્બાલો છોડતો નથી, અને કૂતરાની માફક મારાં પગળાં સુંગે છે, તથા મારા મો ચાળાનાં લક્ષણ તપાસતો રહે છે? શું તું મને ઘેલી કરી નાખવાનો ઇરાદો રાખે છે કે? પણ તું જાણે છે કે એક દિવાની ઓરત સાથ કુસ્તીની કમ્મર કસવી કેવું કંટાળાનું કઠણ કામ કહેવાય છે? પણ નહિ, તું તે સમજતો હોય એવું જણાતું નથી, નહિતો કે હરગેઝ થઇ તું આ કામ કરે નહિ."

તેણી એટલું કહી અટકી અને પોતાના પગનાં આંગળાં ઉપર ટીંગાઇ જે દેખાવથી રૉબર્તને તેણીનો છાકટો બાપ યાદ આવ્યો.

"જાઓ, મી૦ ઑદલી," તેણી બોલી, "તમે ઘેલા બન્યા છો. હું તમને ખાતરીથી કહું છું કે તમને દિવાનું લાગું છે જેથી જે તે વિચારો છો, અને ભાંડો છો."

"હું જાઉં છું, બાઇ સાહેબ મારી ઘણી મરજી છે કે તમારા કંગાલ્યતપણા ઉપર રેહેમ કરૂં અને તમારા તમામ ગુનાહના અખાડા કરૂં પણ તમે મારી દયાનો લાભ લેવાને સાફ ના પાડો છો. હું જીવતા ઉપર દયા કરવાને ઇચ્છું છું. હવે પછી મરનાર તરફની મારી ફરજ માત્ર હૈડે ધરીશ."

તે તહિંથી બાગ માહેલા એકાંત કુવાની બાજુમાંથી ચાલ્યો જ્યારે બાઇ સાહેબ તેની પુકે પેલા લોખંડના નાના દરવાજા તરફ ચાલી, એટલામાં મી૦ ઑદલીને ઍલીશીઆ સાથ મેલાપ થયો.

"તમે ક્યાં રખડતા હતા, રૉબર્ત," ઍલીશીઆ બોલી, "પપાજી હેઠળ જમવા આવ્યા છે અને તમારી રાહ દેખે છે? ચાલો જલદી તેઓ તમને જોઇને ખુશી થશે."

તે જુવાન શખસ પોતાની પીત્રાઇનો સાદ સાંભળતાં ચોંકયો અને

મનસે બોલ્યો, "રે ખોદા! શું આ બન્ને ઓરતો એકજ મતીની હશે? શું આ ભોલી, સખી દિલની છોકરી, જેણી પોતાની નિર્દોષ તબેહની કોઇ પણ લાગણી દાબી શક્તી નથી તેણી પેલી કંગાળ મક્કારેના જેવાંજ લોહી અને માસની બનેલી હશે?"

તેણે પોતાની પીત્રાઇ તરફથી બાઇ સાહેબ જેણી પેલા લોખંડના નાના દરવાજા આગળ મી૦ ઑદલીને ખસીને તેણીને રસ્તો આપવાની રાહ જોતી ઉભી હતી તેણીની તરફ નજર ફેરવી.

"ઍલીશીઆ," બાઇ સાહેબ બોલી, "ખોદા માલૂમ તારા પિત્રાઇને શું થયું છે? તે એટલો તો પોતાથી બેખબર અને હાવરો બાવરો બન્યો છે કે મને કાંઇ તેની સમજ પડતી નથી."

"ખરી વાત," ઍલીશીઆ બોલી, "અને તમે જે લાંબો વખત એની સાથ ઘુસઘુસ વાતોમાં ગુજાર્યો છે તે ઉપરથી હું ધારૂં છું કે તમે એને સમજાવવામાં કાંઇ બાકી રાખ્યું નહિ હશે!"

"તે તો ખરૂંજ તો," રૉબર્ત થંડે પેટે બોલ્યો. "બાઇ સાહેબે અને મેં અકેકની અછી રીતે પીછાણ લીધી છે; પણ હવે મોડું થાય છે તેથી સાહેબજી, બાઇઓ. આજ રાત્રે માઉન્ત સ્તૅન્નીન્ગમાં જઇ સુવાનો છું કારણ મને ત્યાં કાંઇ કામ છે તેથી હું કાલે અતરે આવી મારા કાકાને મળીશ."

"પણ તું પપાજીને મળ્યા વગર તો જશે નહિ."

"હા, મારી પ્યારી," રૉબર્ત બોલ્યો, "એક નાપસંદ ભારી કામ જે મારે માથે આવી પડયું છે તેથી મારાં મનને કરાર રહ્યો નથી માટે કાકાને મળ્યા વગર મારે જવું છે; સાહેબજી, ઍલીશીઆ! હું આવતી કાલે અતરે આવીશ નહિ તો લખીશ."

તેણે પોતાની પિત્રાઇનો હાથ દાબ્યો, બાઇ સાહેબને નમ્યો, અને બહાર નીકળી ચાલ્યો.

બાઇ સાહેબ અને ઍલીશીઆ પોતાની નજર પુગી ત્યાંસુધી તેને જોયા કરતાં ઉભાં.

"તોબાહ ખોદા! મારા પિત્રાઇને શું થયું હશે! તે આ રીતે જે વારંવાર રખડ રઝડ કરતો ધકેલામાં પડયો છે તેનો શો અર્થ હશે!" ઍલીશીઆ બોલી. "કાંઇ નાપસંદ કામ, અને તેથી તેનાં મનનો કરાર લુટાયો છે, વાહવા! વાતતો ઠીક લાવ્યો છે!"

"વારૂં, ઍલીશીઆ," બાઇ સાહેબે ઘણીજ ગંભીરાઇથી પુછયું, "તને તારા પિત્રાઇની ચાલચલણની પુરતી અજમાયશ છે કે?"

"તેની ચાલચલણની અજમાયશ! નહિ, બાઇ સાહેબ. તે હું શા માટે મેળવું?" ઍલીશીઆએ જવાબ દીધો, "તેની વર્ત્તણુકની ખાતરી મેળવી લેવામાં શું મોટું કામ છે. તે તો કોઈપણ સેહેજ સમજી લેશે કે તે આળશુ અને એકળપેતો આદમી છે કે જે પોતાનાં સુખ સગવડ શિવાય બીજું કાંઇ સમજતો નથી."

"પણ તેનું ધ્યાન ચડેલાં જેવું તમને કોઇ દિવસ પણ લાગ્યું નથી?"

"ચડેલાં જેવું!" ઍલીશીઆ ઓઠ ફફડાવતી અને ખભા ચઢાવતી બોલી. "ખરેજ, આવા લોકો માટે હમ્મેશ એવાં બહાણાં ઘણા ખરાં કરવામાં આવે છે. હું ધારૂં છું કે બાબને તેવી અસર છે."

"પણ કોઇ દિવસ તમે મને એના માબાપ વિશે કાંઇ કહ્યું નથી," બાઇ સાહેબ જાણે કાંઇ વિચાર કરતાં હોય તેમ બોલ્યાં. "તમને તેઓ સાંભરે છે?"

"મેં એનાં માને કદી દીઠાં ન હતાં. તે મારાં કાકી જ્યારે મારો બાબ પાંચ વર્ષનો હતો ત્યારે સ્વર્ગવાસ થયાં હતાં."

"પણ તેઓ રૉબર્તની માફક જરા ચડેલી હશે?"

"ના; મારાં બેહેસતન કાકી ઘણાં સમજુ બાઇ હતાં, પણ તમે જાણો છો કે તેઓ મારા જન્મની પૂર્વે મરણ પામ્યાં જેથી તેઓ વિશે હું કાંઇ ઝાઝું જાણતી નથી."

"વારૂં તમારા કાકાની તો તમને કાંઇ યાદ હશે?"

"મારા કાકા રૉબર્ત?" ઍલીશીઆ બોલી "અરે હા, તેઓ વિશે મને ખુબ સાંભરે છે."

"શું તેનું પણ ધ્યાન ઠેકાણે ન હતું?"

"હા, હું ધારૂં છું કે તેમનાજ જેવાં લક્ષણ કાંઇ રૉબર્તનામાં જ-ણાય છે. મારા કાકા પણ રૉબર્તની માફક પોતાનાં લગતાં વળગતાં બાબે તેના જેટલા બેદરકાર રેહેતા હતા."

"પણ તે આગડી ખસેલો હતો?"

"હા; જરા કાંઇ તેવી અસર હશે."

"અંહ, મને એવોજ વિચાર આવ્યો હતો. દિવાનાપણું કેટલીક વેળા વંશ પરમપરા ઉતરતું હોય છે. તમારો પિત્રાઇ છે તો જુવાન, ખુ-બરૂ, અને ભલાં દિલનો છે; પરંતુ, તેનાથી સાવધ રેહેવું એ દાનેશમંદીછે, કારણ તે ઘેલો છે!"

"ઘેલો! બાઇ સાહેબ ભ્રમાવશ થયલાં લાગો છો; અને તેમ ન હોય તો તમો મને ચોંકાવવાની મતલબ ધરાવો છો."

"હું તો માત્ર તમને હુશિયારીમાં રેહેવાને અને તેનાથી સંભાળ રાખવાને ચેતાવું છું. મી૦ ઑડલી તમે કહો છો તેમ જરા ચડેલો હોય પણ મારી સાથની તેની આજની વાત ઉપરથી તો મને લાગે છે કે એનું મગઝ ખસતું જાય છે. આજ રાત્રે હું સર મીચલને એ બાબે પુરતી અસરથી જણાવીશ."

"બાવાને એવું કહેશો!" ઍલીશીઆ અજબ થતી બોલી. "ખચીત, તમે એવું એવું બોલીને પપાજીના જીવને સંતાપ કરશો નહિ."

"ના રે હું તો માત્ર તેમને સાવધ રેહેવા જણાવીશ, મારી વહાલી ઍલીશીઆ."

"પણ તેઓ એ વાત માન્ય કરનાર નથી. ખચીત તેઓ તો તમને હસી કાઢશે."

"નહિ, ઍલીશીઆ, તેમને હું જે કાંઇ કહું છું તે તેઓ માને છે," બાઇ સાહેબ હસતા દેખાવે બોલ્યાં.

---

## પ્રકરણ ૩૧ મું.

### સામે થવાની તૈયારી.

બાઇ સાહેબ બાગમાંથી પુસ્તકખાણામાં ગયાં જ્યાં સઘડી આગળ સર મીચલ તેણીની રાહ જોતો વિચારમંદ બેઠેલો હતો. તેણીને માટે તે વિચાર કરતો હતો એટલામાં બારણું ઉઘડયું જ્યારે સર મીચલની નજર તેણીની ઉપર પડી.

"કાં, મારી લાડકી, હું કલાક થયો તારી રાહ જોતો બેઠો છું, અને તું ક્યાં ગઇ હતી તથા શું કર્યા કરતી હતી?"

બાઇ સાહેબ ઉજરડાંને બદલે અંધારામાં ઉભી અને શું જવાબ દેવો તેનો વિચાર કરતી રહી.

"હું કેમ્સફોર્ડ તરફ દુકાણોની ભેટ લેવા ગઇ હતી," બાઇ સાહેબે જવાબ દીધો.

"પણ ત્યાંથી પાછી ફર્યા પછી શું કરતી હતી? તમારી ગાડી આવી પહોંચવાનો અવાજ મેં સાંભળ્યો તેને કલાક થઇ ગયો તે ગાડી તમારીજ હતી કેની?"

"હા, વહાલા, મને ઘરે આવ્યાને કલાક વહી ગયો છે."

"અને તું આવી લારની શું કરતી હતી?" સરમીચલે આ સ-

વાલ ધમકીની ઢબમાં પુછયો. તેની બાયડીની હાજરી એ તે પોતાનું છીવતર સમજતો હતો.

"લ્યુસી, તું આટલો બધો વખત ક્યાં હતી, મને કહેની?"

"હું રૉબર્ત સાથ વાતમાં મશ્ગુળ હતી."

"રૉબર્ત!" બૅરોનેત બોલ્યો; "શું રૉબર્ત અહિં આવ્યો છે?"

"થોડીક વારની વાત ઉપર તે અહિં હતો પણ હાલમાં અહિં નથી. માઉન્ત સ્તૅન્નીન્ગત તરફ કામ છે એવું કહી તે અહિંથી જતો રહ્યો છે."

"માઉન્ત સ્તૅન્નીન્ગ તરફ તેને કામ છે? એને શું કામ હોય! ત્યાં તે આજની રાત સુવાનો હશે."

"ખરીવાત, મને પણ તે કાંઇ એવુંજ કહેતો હતો."

"હું ખરૂં કહું છું, તે છોકરો મને અડધો ઘેલો લાગે છે."

આ શબ્દોથી બાઇ સાહેબનાં મોહોડાં ઉપર ખુશાલી ઉત્પન થઇ જે અંધારાના સબબથી સર મીચલ જોઇ શકયો નહી.

"હું જેવી ઘર આવી, વહાલા," તેણી બોલી, "તેવીજ તમારી આગળ આવતી હતી; પણ રૉબર્તે મને અટકાવી. તે મારી સાથ કાંઇ વાત કરવાને બોહોંસ કરતો હતો."

"પણ મારી વહાલી," સર મીચલ બોલ્યો, "વાત શેની કરવાની હતી? રૉબર્ત તને શું કહેવા માંગતો હતો?"

બાઇ સાહેબે આ સવાલનો જવાબ આપ્યો નહિ. અણુકરા સાથ તેણીએ પોતાનું સુંદર મોઢું સરના ઘૂંટણ ઉપર મુકયું જે તેણે પોતાના મજબુત હાથે ઉપાડયું એટલે તેણીની આંખમાંથી આસુંના કતરા વેહેતા જણાયા.

"લ્યુસી, લ્યુસી, એ આ બધાંનો અર્થ શો? મારી લાડકી, મારી પ્યારી, આ રવેશે તને કેણે દિલગીર કરવાની હિમ્મત ચલાવી?"

બાઇ સાહેબે બોલવાની તજવીજ કરી પણ તેણીથી બરાબર બોલી શકાયું નહિ. તેણીના ગળાંમાંથી જૂઠા અને વખાણુ કરતા શબ્દો નીકળતા સેહેજ સંભળાયા જે તેના દુશ્મનના બાબમાં ખરૂં જોતાં ઘણાજ બુરા હતા. તેણી તાણી તોડી ડચકાં ખાતી કાંઇ સેહેજ સાજ બોલી સંભળાવતી; અને જરા ચાંપીને રડી કે જેમાં સ્ત્રી ચરિત્રનો મોટો અસરકારક ઘડો જણાતો હતો.

એવાં પરાક્રમ અને એવાં ચરિત્ર તેણી સાફ સમજતી હતી કે પોતાના શત્રુ સાથ લડવાને હથિયાર તરીકે તેણીને કામ લાગે એવું ન હતું. બાઇ સાહેબ કાંઇ કાચી ન હતી. તે બત્રીસ લક્ષણુની સાહેબ-

જાદી હતી. તેવા ઢોંગ તેણી દેખાડતી હતી તેમાં માત્ર સર મીચલનાં અંતઃકરણમાં દુખની લાગણી ઉશકેરવાનો ભેદ સમાયલો હતો. અને ખરેખર, તેમ બન્યું પણ; કારણ બીચારા મીચલ જેવા ભોલા અને દયાળુ ગ્રહસ્થનાં દિલમાં પોતાની બાયડીના સંતાપથી મોટું દુઃખ ઉત્પન થયું. તે સેતાબીથી પોતાની ખુરશી ઉપરથી ઉઠયો અને બોલ્યો "લ્યુસી, લ્યુસી, હું તને આગ્રહ કરૂંછું કે મને જલદી જણાવ કે કોણે તને આ રવેશે દિલગીરીમાં નાખી છે. ચાલ, બોલ મારી લાડકી, એ શું બન્યું છે તે મને સેતાબ જણાવ?"

એટલું પુછી તે ખુરશી ઉપર પાછો બેઠો અને પોતાના પગ આ-ગળ ધુંટણીએ બેઠેલી સ્ત્રી તરફ વળી જોવા લાગો જેમ કર્યાબાદ તેણીને દિલાસો આપવાને કાજે પોતાના દિલને ધૈર્ય આપી.

"મારી વહાલી, મને કહે કે એ શું છે?"

"હું શું કરૂં મેં પોતે નાદાની કરી. પણ તેણે મને એવી કરી મુકી."

"કોણે?"

"તમારા ભત્રીજા—મી૰ રૉબર્ત."

"રૉબર્ત!" બૅરોનેત અજબ થતો બોલ્યો. "લ્યુસી, એ તું શું બોલે છે?"

"મેં તમને કહ્યું તેમ રૉબર્ત મને અતિ બેહોસ કરી પછવાડે બાગમાં લઇ ગયો. તે કહે જે મારે તમને કાંઇ કહેવું છે, એટલે હું ગઇ, કારણ, મને શું ખબર કે તે એવી એવી ભયંકાર વાતો કરશે."

"શી ભયંકાર વાત, તે તો બોલ, લ્યુસી?"

બાઇ સાહેબ ધ્રુજ્યાં, અને ધ્રુજતાં આગલાંવડે તેણીના ખભાં ઉપર સર મીચલનો જે હાથ હતો તે ઝાલ્યો.

"તેણે તને શું કહ્યું, લ્યુસી?"

"રે મારા વહાલા, તે મારાથી કેમ કેહેવાય? હું જાણુંછું કે તેથી તમને સંતાપ લાગશે—યાતો તમે મારી હાસી કરશો. અને—"

"તારી હાસી કરૂં? નારે મારી ભોલી લ્યુસી?"

બાઇ સાહેબ લગાર ખાંમોશ રહ્યાં. તેણીએ પોતાની નજર સાં-મેની સઘડી તરફ રાખી મુકી હતી.

"વારૂં વહાલા, તમને રૉબર્ત વિશે કોઇ દિવસ એવો વિચાર ગયો છે કે તે જરા—"

"જરા શું, મારી લાડકી?"

"જરા મગજથી ખસેલો છે."

"મગજથી ખસેલો! મારી વહાલી, એ તું શું બોલે છે?"

"પણ તમે હમણાજ બોલ્યા કે તમે તેને અડધો દિવાનો સમજો છો."

"મેં એમ કહ્યું, મારી લાડકી? હોયખી, એતો એમ બોલાય પણ તેમાં કાંઇ અર્થ કે ખરૂં હોય નહિ. રૉબર્ટ કોઇ વેળા નાદાની કરે છે, પણ તેથી તેનું મગજ ઠેકાણે નથી એમ કહેવાય નહિ. હું તો એવું ધારૂં છું કે એ તો તારી ચપલબુદ્ધિનો કદી કદી ઉભરો નીકળી પડે છે."

"પણ દિવાનાપણું વંશ પરમપરા પણ હોય છેની? મી૰ ઑદલીનું ઘેલાપણું કદાચ ઓધે ઉતરેલું હશે!"

"બાપ તરફથી તો તેને મળેલું હોયજ નહિ. ઑદલી કુટુંબનું કોઇ પણ આદમી દિવાનાશાળામાં દાખલ થયું નથી."

"મા તરફથી પણ નહિ?" બાઇ સાહેબે પુછયું.

"મારી જાણમાં તો નહિજ,"

"લોકો ઘણાખરા એવી વાતો છુપાવતા રહેછે," આપણાં બાઇ સાહેબ ગંભીરાઇથી બોલ્યાં "કદાચ તમારી કુટુંબમાં દિવાનાપણું ફેલાયલું હશે."

"પણ, લ્યુસી, તેણે તને કહ્યું શું?"

"મારાથી તે કેમ કેહેવાય વહાલા! તે કેહેવાય એવું નથી. તમે જોવો છો કે તેણે મને અકરાત ગભરાતમાં નાખી છે. હું ધારૂં છું કે તેને એકલા રેહેવાની આદત લાબો વખત થયો પડેલી છે. કદાચ તે ઘણું વાંચતો હોય, યા શિગાર પણ અત્યંત લેતો હોય; તમને ખબર તો હશે કે ભેજાનો દુખારો ઘેલાપણું ઉપજ્ન કરે છે અને એ મોટા ડાકતરોના મતછે. ઘેલાપણું ચોકસ કારણોથી નીપજે છે અને ચોકસ કારણોથી રૂઝાય છે. તેના મિત્ર તાલ્બૉયઝના ઘુમ થવાથી એની એવી દશા થઇ છે. પોતાની એવી હાલત થયા પછી તે બીજાને પણ દિવાના કરવા માગે છે; વાસ્તે જો તમે એવું ઇચ્છતા હોય, મારા વહાલા, કે મને ઘેલાપણાની અસર ન થાય તો તેને મારાથી દુર કરો. તે આજે તો કાંઇ એમ કેહેવા લાગો તાલ્બૉયઝનું ખુન થયું છે અને કે તે પણ વલી આ જગામાં અને કે અતરેની તમામ જગા ઉઠળ પાઠળ કરાવી તથા ઘર તોડી પડાવી તેનો પત્તો કાઢશે નહિ ત્યાંસુધી તે કરાર પકડવાનો નહિ—"

"ઘર તોડી પાડવાનો!" બૅરોનેત બોલ્યો. "જ્યૉર્જ તાલ્બૉયઝ ઑદલી કોર્ત ખાતે માર્યો ગયો! શું રૉબર્ત આમ બોલ્યો, લ્યુસી?"

"તે એવું કાંઇ બોલ્યો ખરો—અને વળી તે એવું કે જેથી મને બિહિક ઉત્પંન થયા વગર રહી નહિ."

"ત્યારે તો તે દિવાનો હોવો જોઇએ," સર મીચલ ગંભીરાઇથી બોલ્યો. "તેં જે કાંઇ કહ્યું તે ઉપરથી હું ગભરાતમાં પડ્યોછું. આ તે ખરેખર બોલ્યો, લ્યુસી, કે તારા સમજવામાં કાંઇ ભુલ થઇ છે?" .

"ભુલ, ના લગારે નહિ, તમે જોયું નહિ કે જ્યારે હું પ્રથમ અહિ આવી ત્યારે મારો દેખાવ કેવો ગભરાયલો જણાતો હતો. એ જો એવું એવું બિહામણું બોલે નહિ તો મને બિહિક ક્યાંથી ઉત્પન થાય?"

બાઇ સાહેબે પોતાનાં કારણના ટેકામાં સૌથી મજબુત દલીલો ટાંકી દેખાડવાને બાકી રાખ્યું નહિ.

"ખચીત, મારી લાડકી, ખચીત," બૅરોનેતે જવાબ દીધો. "તે અભાગ્યા દુકતાનાં મગઝમાં એવી ભયંકર કલ્પણાની ધુઇ કેમ દાખલ થઇ હશે? આ મી૦ તાલ્બૉયઝ જે આપણુ સર્વેને તદન બીગાણો તેનું ઑદલી કોર્તમાં ખુન થાય! આજ રાત્રે હું માઉન્ત સ્તૅન્નીંગ તરફ જઇશ અને રૉબર્તને મલીશ. તે જ્યારથી કેવળ બાળક હતું ત્યારથી હું તેને ઓલખું છું, અને તેથી હું ઠગાવાનો નથી. જો કાંઇબી ખરેખરજ ખોટું હશે તો તે મારાથી છાણું રાખી શકનાર નથી."

બાઇ સાહેબે ખભા ચઢાવ્યા.

"પણ હાલમાં તમારાથી માઉન્ત સ્તૅન્નીન્ગ તરફ જવાય નહિ. તમને દાકતરની ખાસ મના છે કારણ કે હવા ખરાબ છે."

"ખરી વાત, લ્યુસી; મી૦ દૅાસનનું કહ્યું આપણે પાળવું જોઇએ. હું ધારૂં છું કે રૉબર્ત આવતી કાલે અહિં આવશે."

"હા, પ્યારા. હું ધારૂં છું કે તે આવવાને બોલ્યો હતો."

"ત્યારે તો આપણે કાળ થતાં સુધી ખોટી રેહેવું જોઇએ, મારી લાડકી. પણ તેનાં મનની હાલત બગડી છે એ હું હજી માનતો નથી."

"ત્યારે આ મી૦ તાલ્બૉયઝનું શ્વમારૂપી ચેટક એને કેમ ઉપ્તન થાય?"

સર મીચલે પોતાનું ડોકું ધુંણાવ્યું.

"લ્યુસી મને કાંઇ ખબર નથી. પણ જે શખસને મેં નાનપણથી સાથે રાખેલો અને જેને મેં મારા દીકરા તરીકે પાળેલો તે શખસના ખવાસ વગેરે વિશેની મને કેમ ખબર ન પડે? પણ મારી લાડકી, રૉબર્તની ઘેલી ગાંડી વાતમાં તારે એટલું બધું તે શું બિહિવાનું હતું?"

બાઇ સાહેબે દયા ઉપજાવે એવી રીતે એક નિશાસો નાખ્યો. તે બોલી, "અગર તમને એવો વિચાર આવે કે હું કાંઇપણ પરવા કર્યા વગર એવી એવી બેહુદી વાતોને તામોસ કરી શકું તો એવું જણાય છે

કે તમે મને મજબુત ધ્યાન ધરાવનાર સમજો છો; પણ હું સારીપેઠે સમજુ છું કે મી૦ રૉબર્તને હું મારો ચેહેરો હરગેઝ થઇ દેખાડયામાં ફરીથી લાવીશ નહિ."

"અને અલબત, મારી લાડકી, તેમ કરવાને તને પુરતો અખ્તીયાર છે."

"તમે હમણાજ બોલ્યા કે તમે તેને અહિં આવવા દેશો." બાઇ સાહેબ ધિમે સાદે બોલ્યા.

"પણ હું તેમ નહિ કરીશ, મારી લાડકી જો તેની હાજરી તને ના પસંદ હોય તો હું તાકીદ કરીશ કે તે અહિં પોતાનું કદમ આણે નહિ."

"મારા વહાલા, તમે કદાચ મને ધાટકી સમજતાં હશો; પણ માનજો કે મારો ચેહેરો દીઠા પછી તેનાં મગઝમાં અતિશય બિગાડો થયલો લાગે છે. મારે વિશે તેઘે કાંઇ કઢંગો વિચાર પકડયો છે."

"તારા વિશે, લ્યુસી!"

"હા, મારા પ્યારા. તે કોઇ કઢંગી રીતે મી૦ તાલ્બોયઝના ગુમ થવા સાથ મારો સંબંધ દેખાડતો જણાય છે."

"છિ, છિ! લ્યુસી. તું તેનાં કેહેવાનો અર્થ બરાબર સમજેલી નથી દેખાતી."

"નહિ, હું બરાબર સમજુછું."

"ત્યારે તો તે ખરેજ દિવાનો હોવો જોઇએ;" બૅરોનેત બોલ્યો. "હવે હું એટલું કરીશ કે એ શેહેરમાં જાય એટલે કોઇ માણસને તેના ઓરડામાં મોકલીશ અને તે સાથ વાત કરાવીશ. રે ખોદા! આ શો ભરમ ભરેલો ફેરફાર!"

"હું ધારૂં છું કે તમને બળાપો થાયછે, મારા પ્યારા."

"હા, મારી પ્રિયા, મને તમારી વાતથી ઘણોજ બળાપો ઉપજયો છે. પણ તમે તમારાં રાબેતાનાં ભોળાં દિલથી મને એ ભયંકાર કામની ખબર આપી એ ઘણું ઠીક કર્યું. મારી એક પુરી વહાલી, હું એ બાબે દરિયાફ્ત કરીશ અને જે ઉત્તમ જણાશે કર્યામાં લાવીશ."

એ સખુન સાંભળતાંજ લ્યુસી પોતાની ખુરશી ઉપરથી ઉઠી અને સર મીચલની છાતીસે પોતાના હોઠ દાબ્યા, અને બોલી, "રે વહાલા, તમે હમ્મેશ મારી તરફ કેવા નેક રેહોછો, તમને મારે વિશે કોઇ કાંઇ પણ સમજાવે પણ તે તમે માનશો નહિ, નહિ વારૂં, મારા લાડકા?"

"તમારે વિશે કોઇ મારા કાન ભણાવે, અને તે હું માનું! છિ, છિ! મારી પ્રિયા."

"કારણ આજે દુન્યામાં નિંદા કરનારા અને દિવાના લોકોનો તોટો નથી. વળી કેટલાક એવા પણ છે કે જેઓ મારી મોટાઇ જોઇ શકતા નથી; તેથી મને તોડી પાડવાની તક સાંધવા પાછળ ઘણાં ફાંફાં મારે છે; વાસ્તે મને બિહિક લાગે છે કે રખે તેઓ પોતાનાં ફાંફાં તમારી ઉપર અજમાવે."

"તેઓ તેમ કરવાની તસ્દીનો બચાવ કરે તો ઠીક કારણ તેમ કીધાથી તેઓ પોતે ધાસ્તી ભરી હાલતે આવી પોંહોંચશે," સર મીચલ બોલ્યો.

આ સખુન સાંભળતાં બાઇ સાહેબનો અત્યંત હર્ષ છાતીએ સમાયો નહિ. તેણી ખડખડ હસી, અને બોલી, "રે મારા પોતાના વહાલા, હું જાણું છું કે તમે મને ચાહોછો અને હવે મારે સેતાબી કરી જવું જોઇએ; સબબ, સાત ક્યારના વાગી ગયા, અને આજે મીસીસ મૉન્તફૉર્દને ઘરે જમવા જવાને મેં તેણીનું નોતરૂં કબુલ કર્યું હતું, પણ મી૰ ઑદલીએ મારી આવી ગતી કરી મુકી છે માટે ક્ષમા ઇચ્છવા તેણીની ઉપર એક રોકો મોકલીશ. હું ઘરમાં રહીશ, અને મારા વહાલા લાડકાની માવજત કરીશ. તમે બિછાણે જલદી પોહોરજો અને તમારી ભારી જતન રાખજો."

"વારૂં, મારી રક્ષણિત દેવી."

બાઇ સાહેબ ઓરડામાંથી પુસ્તકખાણામાં ગયાં જયાં કાંઇ ચીઠી લખ્યા પછી પોતાની ઢબકતી છાતી ઉપર હાથ મુકી બડબડ્યાં કે, "આહા, ચંડાળ ઑદલી, મને હાલ તો તારી ધાસ્તીમાં હમ્મેશ રેહેવું પડે છે; પણ તને થોડી સુદ્ધિ હશે કે એક વખત એવો આવશે કે જયારે તને મારા ડરથી ધ્રુજવું પડશે."

---

## પ્રકરણ ૩૨ મું.

### ફીબની અરજ.

હવે આ તરફ જે વેળાએ બાઇ સાહેબ પોતાના ભોળા ખાવીંદને પોતાનાં મક્કર અને ફરેબની જાળમાં ગીરફતાર કરતી હતી તે વેળાએ તેમની પડોસના ઓરડામાં ઍગ્નીશીઆ પોતાના પિતા વિશે તરેહવાર વિચારના વમળમાં ગોતાં ખાતી હતી. તેણી પોતાના મનસે બોલતી હતી કે બાઇ સાહેબનું ખીલતું હસતું, તેમજ તેણીના દિલ જીતનાર શબ્દો, ચકચકિત નેજારા, અને જાદુઇ અસરવાળા ચાળા, એ સર્વથી મારા પિત્તા ઉપર જાદુઇ અસર થઇ છે જેથી તે પોતાનાં એકપુરાં ફરઝંદ તરફ અત્યંત બેદરકારીથી જુવે છે.

"રે ખોદા, બૉબ શિવાય મારી ઉપર મયાની નજરથી જોનાર હવે કોઇ નથી રહ્યું; પણ તે તો કોઇ ઘણોજ બેદરકાર દેખાય છે, ત્યારે મારાં દિલનાં દર્દનો ઉભરો કોણની આગળ કાઢી શકું તે મને સુઝતું નથી. બૉબ જેવા બેકદરને કેહેવા કરતાં તો મારા સીઝર કૂતરા આગળ મારૂં દુ:ખ રડું તે ભલું કહેવાશે."

એ રવેશે તેણી અંદેશામાં ગીરફ્તાર બની હતી તે વેળાએ બાઇ સાહેબ પોતાના કેતાબખાણુંમો કાંઇ લખતાં રોકાયલાં હતાં. કાંઇ લખવાનું પુરૂ કર્યા પછી તેઓ પોતાના ઓરડામાં બેઠાં હતાં એટલામાં તેમના બારણા ઉપર કાંઇ ઠોકાનો અવાજ સંભળાયો જે સાંભળતાંજ બાઇ સાહેબ બોલ્યાં કે "અંદર આવ!"

બારણું ઉઘડયું અને તે તરફ નજર કરતાં આપણાં બાઇ સાહેબ જુવે શું કે ફીબ હાંફતી હાંફતી છેક મોડી રાત્રે માઉન્ત સ્તૅન્નોન્ગ તરફથી આવી હતી.

"માફ કરજો, બાઇ સાહેબ," ફીબ દાખલ થતાં બોલી, "હું તમારી પરવાનગી વગર તમારી નજદીક હાજર થઇ છું."

"ફિકર નહિ, ફીબ, તારી તોપી ઉતાર અને આવ બેસ મારી પાસ કારણ તું ઠાકેલી દેખાય છે."

"સર મીચલ સારીપેઠે તો હશે, બાઇ સાહેબ."

"હા, ફીબ, તેઓ હાલ સુતેલા છે; પણ તું પેલું બારણું બંધ કરી આવ."

ફીબ તેમ કરી બાઇ સાહેબ તરફ પાછી ફરી.

"રે મારી ફીબ!" બાઇ સાહેબ બોલ્યાં, "હું ઘણી દુ:ખી અને બેકરાર રહું છું. તને આજ રાત્રે અતરે જોઇ હું ઘણીજ ખુશી બની છું. કારણ, આ એકાંત જગામાં તું વગર હું તદન એકાંતવાસ રહું છું. હું ઘણી દુ:ખી, દુ:ખી, દુ:ખી રહું છું, ફીબ."

"પેલા—ભરમને લીધે?" કાનમાં ફીબે પુછયું.

તે સવાલ ઉપર બાઇ સાહેબે કાંઇ ધ્યાન આપ્યું હોય એવું દેખાયું નહિ. તેણીએ ફરિયાદ કરતા અવાજે બોલવાનું ચાલુ રાખ્યું. પોતાની દાસી જેવી આગળ પણ પોતાની છાતી ખુલ્લી કરવાને તે તત્પર રહી.

"રે મારી ફીબ, હું અત્યંત દુ:ખી રહું છું; પેલી વાતની યાદ મને કરાર પાંમવા દેતી નથી. વળી જે શખસને મેં કોઇ દિ કાંઇ પણ ઇજા કીધેલી નહિ તેનાથી હું ઘણી બેજાર થાવું છું; તે મારા નિર્દય શત્રુથી અત્યંત હેરાનગતી દેખું છું."

"તે કોણ વિશે તમે ઇસારો કરો છો તે હું સમજું છું."

"રે કાં નહિ; મારો ભરમ તે સર્વને જાણીતો થવા જોગ થયો છે. બેશક તને તે સારી પેઠે રોશન છે."

"તે શખસ એક ગ્રહસ્થ છે, નહિ વારૂં, બાઇ સાહેબ?"

"હા."

"એક ગ્રહસ્થ બે માસની વાત ઉપર કિલ્લાની ધર્મશાળામાં આવ્યો હતો, જે વેળાએ મેં તમને ચેતવણી આપી હતી કે—"

"હા, હા," બાઇ સાહેબ અધિરાઇથી બોલ્યાં.

"હું પણ એમજ ધારતી હતી. તેજ ગ્રહસ્થ આજ રાત્રે મારે સાં આવેલો છે, બાઇ સાહેબ."

બાઇ સાહેબ ચોંકીને પોતાની ખુરશી ઉપરથી ઉઠયાં. તેમનો દેખાવ ગોયા કાંઇ ખુન માટે શુર પર ચઢેલાના જેવો હતો, પણ તેની પાછી અફળાઇને હાય મારતી પોતાની ખુરશી ઉપર બેઠી.

"કિલ્લાની ધર્મશાળામાં તે આવ્યો છે? મને એટલું જાણવાનું હતું. તે તહિં તારા ભરથાર પાસેથી આપણો ભરમ મેળવવા ગયો હશે." એકાએક ચિરડાઇને, "રે મૂર્ખ, શું તું મારૂં સત્યાનાશ વાળવા માંગે છે, કે તે બે મરદોને ભેગા મુકી અતરે આવતી રહી?"

"મારી પોતાની રાજી ખુશીથી હું અહિં આવી નથી, બાઇ સાહેબ," તેણીએ જવાબ દીધો. "મને અહિં મોકલવામાં આવી છે."

"કોણે તને મોકલી?"

"ડ્યુકે, બાઇ સાહેબ. તમને ખબર નથી કે જ્યારે હું તેની મરજી વિરૂધ કાંઇ કર્યામાં લાવું છું ત્યારે તે મારી ઉપર અતિશય કફા થઇ જુલમ ગુજારે છે."

"તેણે તને શામાટે મોકલી છે?"

ધર્મશાળાવાલાની બાયડી આ સવાલનો જવાબ આપતાં અચકાઇ.

"ખરી વાત, બાઇ સાહેબ. હું આવવા માંગતી ન હતી. હું તો ડ્યુક સાથ મરાઇ કે આમ ઘડી ઘડી તમને તોબા પાડવામાં સફાઇ કહેવાય; પણ તે તો બસ બૂમ બરાડા મારી મારા આંગ ઉપર ધસી આવ્યો જેથી લાચારીએ મને આવવાની ફરજ પડી છે."

"વારૂં, પણ આવવાનો સબબ?"

"તમને રોશન છે, બાઇ સાહેબ, કે ડ્યુક એક જબરો ઉડાઉ માણસ છે. જ્યારે તે છાકટો બને છે કે પછી ધર્યો ધરાતો નથી. એ તો હું ન હોવું તો કોણ જાણે એતું શું થાય. મારી એટલી બધી કોશેસ છતાં

તે બરાબર આંકોશમાં રહી શકતો નથી. પેલી વખત દારૂવાલાના આંકડા માટે તમે મોટી રકમ આપી હતી તે તમને ખ્યાદ હશે."

"કાં નહિ, તે રકમનું મને કામ હતું તે છતાં મને આપવી પડી હતી."

"ખરી વાત; મને તે બરાબર સાંભરે છે. અમને મોટી મોટી રકમ મલ્યા છતાં તમારી આગળ ઘડી ઘડી આવીને માંગતાં મને મોટી શરમ પેદા થાય છે. પણ આજે તો મારા ઘરમાં બેલીફ આવીને બેઠો છે તેથી જો થોડા વખતમાં નાણા ભરાશે નહિ તો અમારૂં તમામ વેચાઇ જવાનું. એ નાણા ઘર ભાડાંને માટે છે. (રડીને) હું ખચીત આવતે નહિ; પણ શું કરૂં તેણે મને ફરજ પાડી છે."

"ઠીક, તને ફરજ પાડી છે; અને વળી જ્યારે તેની ફરીથી મરજી થશે ત્યારે ફરીથી તને મોકળશે. તેને તો ઘડી ઘડી જરૂર પડશે તેથી મને ઘડી ઘડી આવીને દમ કરશે જેથી તું અને તે જ્યાં સુધી હું જીવીશ ત્યાં સુધી મારાં પેન્શન ખાનારાં થઇ રેહેવાનાં. તમને એમાં શું મેહેનત બેસવાની છે; બસ જ્યારે જોઇએ ત્યારે આવીને દમ કરો અને મને જે લવાજમ મળે છે તે મારી પાસથી તમેજ લઇ લો."

"અરે બાઇસાહેબ, મારી ઉપર એટલાં કફા તેમજ ઘાટકી બનશો ના. તમે જાણો છો કે હું તમને બોજે થઇ પડવા માંગતી નથી."

"હું શું જાણું ? જે કાંઇ હું જાણું છું તે આ કે હું એક કંગાળ હાલતનો જીવડો છું."

એ સખુન સાંભળી ફીબ તેને દિલાસો આપવા લાગી જ્યારે બાઇ સાહેબ તેણીને અટકાવતી બોલી, "બસ, તારી જબાન બંધ કર, છોકરી, અને જો મારાથી બની શકતું હોય તો તે વિશે મને વિચાર કરવા દે."

"રૉબર્ત ઑાદલી તારા ધણી સાથ છે," બાઇ સાહેબ ધિમે સાદે બોલી. "તે બે મરદો એકઠા છે, અને ત્યાં બેલીફો આવેલા છે. બેશક તારો હેવાન રૂપી ધણી સરાબની બહારમાં હશે જેમાં કોઇની નહિ પણ મારી પુરી કમબખ્તી થશે; વાસ્તે હવે તકરારની વેળા બાકી રહી નથી. કોઇબી રીતે પૈસા તો આપવાજ જોઇએ."

"પણ અગર તમે આ વખત પૈસા આપો તો તેની સાથ નક્કી કરીને આપજો કે તે એ રવેશે ફરીથી માંગવા આવે નહિ."

"કાં ?"

"કારણ હું એની પાસે આ ઘર છોડાવા માંગું છું, અને તે એટ-લાજ માટે કે એના છાકટપણાથી ઘણી વખત નુકસાન બને છે જે સેહે-

જમાં બચી જાય છે. બે ત્રણ વેળા તો અમારી જગા નાની હોવાને લીધે ઘર સળગી જતું જરામાં બચી ગયું હતું અને એક વેળા તો એ પણ બળી જતો સેહેજ બચી ગયો."

"બળી જતે તો ઓછી પીડા, એક શત્રુ દુન્યામાંથી ઓછો થતે."

"પણ બાઇ સાહેબ, આ પત્ર હું તમને આપતાં ભુલી જાવું છું."

પત્ર આપે છે જે લઇ બાઇ સાહેબ નીચે મુજબ વાંચે છે.

"જેમ જાહેર છાપાઓમાં નોંધાયલું છે અને વેન્તનોરના દેવલનાં કમ્પાઉન્દમાંની કબર ઉપરના લેખમાં કોતરેલું જણાવેલું છે તેમ પોતાનાં ધારેલાં મોતના દિવસ પછી જો મીસીસ તાલ્બૉયઝ ખરેખર હૈયાત હોય અને આ નીચે સહી કરનાર જે સ્ત્રીની ઉપર શક લઇ જઈ આરોપ મુકે છે તેમ ત સ્ત્રી જો મીસીસ તાલ્બૉયઝ પોતે હોય તો તેણીની પીછાણ કાઢવાને કાંઈપણ મુશ્કેળ જેવું નથી. ઉઈલ્દરન્સી ખાતે રેહેનારી મીસીસ બાર્ક્મ્બ બેશક તેણીનું ઓળખાણ આપવા તૈયાર છે જેથી ખરૂં ખોટું સેહેલાઈથી જણાઈ આવે એવું છે.

લા૦ રૉબર્ત ઑાદલી."

"તા૦ ૩ જી માર્ચ, ૧૮૫૯
માઉન્તસ્તૅન્નીન્ગના કિલ્લાની ધર્મશાળા."

બાઇ સાહેબે ઉપલો પત્ર વાંચી પોતાના હાથમાં કચડી નાખ્યો અને સઘડીના દેવતામાં ફેંકી દીધો.

દાંત પીસીને બાઇ સાહેબ મનસે બોલ્યાં, "જો આ તકે તે ચંડાળ અતરે તારી સનમુખ હોત તો હું તેને જરૂર ઠાર કરત—ખચીત, તેનો જીવ પીસત."

તેણી દિવો ઉપાડી પડોસના ઓરડા તરફ ધસી ગઇ; જ્યાં તેણીનો જીવ ઉપર આવેલા જેવો દેખાવ જોવાને તેણીની પાસ કોઇ હતું નહિ.

---

## પ્રકરણ ૩૩ મું.

### આકાશ તરફ રાતો ઉજાસ.

બાઇ સાહેબ પોતાની તોપી તથા ગરમ જભો પેહેરી જે ઓરડામાં ફીબ સઘડી આગળ બેઠી હતી ત્યાં પાછી ફરી.

"બાઇ સાહેબ," ફીબ બોલી, "હું ધારૂં છું કે આજ રાત્રે બહાર જવાની તમે હિમ્મત કરશો નહિ."

"હા, હું પોતે માઉન્ત સ્તૅન્નીન્ગ તરફ આવીશ," બાઇ સાહેબ બોલ્યાં, "અને બેલીફને હાથોહાથ પૈસા ભરી તેને રૂખસદ કરીશ."

"પણ બાઇ સાહેબ, વખત શું થયો છે તે તમે ભુલી જાવો છો; આવા મોડા વખતે તમારાથી કાંઇ બહાર જવાય!"

બાઇ સાહેએ કાંઇ જવાબ દીધો નહિ. તેણી પોતાનાં મનસે બોલી, "તબેલાનાં બારણા તો હમ્મેશ બંધ રહે છે, અને ઘોડાવાળાઓ તો ઊંઘી ગયા હશે, જેમને ઉઠાડતાં અલબતાં મોટી હોહા થઇ જાય, તોપણ એકને આહેસ્તે રહી ઉઠાડવામાં કાંઇ અડચણ જેવું નહિ બને."

"સાંભળ, શીબ," બાઇ સાહેબ બોલ્યાં, "હું આજે કિલ્લાની ધર્મ-શાળા તરફ આવું છું; પછી મોડું કે સકારૂં હોય તેનો કાંઇ મુઝાકો નથી; મેં તો કોઇબી રવેશે ત્યાં જવાનો નિશ્ચય કર્યો છે, અને તેમ હું જવા-નીજ, કારણ મારી ફરજ છે કે મારી વિશ્વાસુ દાસીને તેણીનાં સંકટના વખતમાં મારે સહાય થયું."

"તે ખરૂં;" શીબ બોલી, "પણ બાર વાગવા આવ્યા છેની."

બાઇ સાહેબે શીબને હરકત કરતાં જોઇ ભવાં ચઢાવ્યાં.

"આ માણસને પૈસા આપવા માટે તારાં ઘર તરફ હું આવું છું તે વાતની કોઇને ખબર પડે તો તેનો જવાબ આપવાને હું તૈયાર છું; તોપણ હું ઇચ્છું છું કે આ વાત છુપી રાખવી. જેમ હું તને કહું છું તેમ જો તું કરે તો અલબતાં આપણાં આ કામની કોઇને ખબર પડે નહિ."

"બાઇ સાહેબનો જે હુકમ હશે તે મુજબ કરવાને હું તત્પર છુ," શીબે જવાબ દીધો.

"ત્યારે તું હાલ તો મને સલામ કરી બહાર જા અને જ્યારે મારી દાસી ઓરડામાં આવે ત્યારે તેણી તને ઘર બહાર પોતે મુકી આવશે. તું કમ્પાઉન્ડના મોટા મેહેરાબ આગળ મારે માટે ખોટી રેહેજે, હું તને અડધા કલાકમાં આવી મળીશ. માણસોને સુવા જવાનીજ હું રાહ જો-ઇશ; પણ કોઇબી રવેશે હું આવીશ ખરી."

બાઇ સાહેબે ઘંટડી વગાડી જ્યારે તેની દાસી અંદર આવી.

"આટલું બધું મોડું થયું છે એ વાતની મને ખબર રહી નહિ, માર્તીન, તું તારે બિછાણે જા મને કાંઇ કામ નથી."

"ઠીક, બાઇ સાહેબ," માર્તીને જવાબ દીધો, "પણ મીસીસ માર્કસને ઘર બહાર મુકવા જવાનું છે ની."

"ખરી વાત, શીબને બહાર રસ્તો દેખાડ. હું ધારૂં છું કે બીજાં તમામ માણુસો તો ઉંઘી ગયાં હશે, નહિ વારૂં ?"

"હા, બાઇ સાહેબ."

ઘડિયાળ તરફ નજર કરતાં બાઇ સાહેબ હસ્યાં.

શીબને, "શીબ આપણે તાહેલું કરતાં ઘણો વખત લીધો છે,

વાસ્તે હાલતો જા, અને તારા ધણીને કેહેજે કે તને ભાડું આપવા જોઇતાં નાણાં મળશે."

"હું તમારો ઉપકાર માનુંછું, બાઇ સાહેબ." રીબ ઓરડામાંથી બહાર નીકળતાં બોલી.

બાઇ સાહેબે બારણાં આગળ આવી તેમના જતાં પગળાંના અવાજ ઉપર કાન ધર્યો, અને જ્યારે તે સંભળાયો નહિ ત્યારે તે બોલી, "હવે મારે દસ મીનીત થોભવું અને પછી મારી ભયંકાર મુસાફરીએ નીકળવું."

બરાબર કલાક પોણાબારનો વખત થયો જ્યારે બાઇ સાહેબ પોતાના હાથમાં ફાનસ લઇ બહાર નીકળ્યાં. ઓરડાઓ પસાર કરી જતાં તેણીનાં પગલાં એટલી સંભાળથી બેમાલુમ રીતે પડતાં હતાં કે તું કેહે ગોયા જમીન ઉપર કોઇ રોનકદાર જંગલી પ્રાણી હલકે પગલે ત્યાંથી ચાલી જતું હતું. પુસ્તકવાળા ઓરડાનું એક બારણું ઉઘાડી તે રસ્તે તેણી બહાર નીકળી. બહારના મોટા દરવાજાઓ સંભાળથી સાચવેલા હતા તો-પણ એક નાનો જેવો માર્ગ માત્ર એક પાત્યાંની બારીથી ઢંકાયલો હતો જે ઉપર નીચે સેરવાઇ શકતો હતો. તેણીએ બતી તે બારી આગળ મુકી જે જોર પવનના સપાટા ઉપર તૂર્ત બુજાઇ ગઇ.

"બતી બુજવાઇ ગઇ, ફીકર નહિ," તેણી બોલી, "હું પાછી ફરીશ ત્યારે આ જગા ઉપરથી હું એ સેહલાઇથી પાછી ઉંચકીશ."

તેણીએ પેલી બારી સેરવી અને બહાર પગ મુક્યા.

"મને હાલમાં એવું લાગેછે કે હું નાસી જાવુંછું," બાઇ સાહેબ બોલ્યાં. "મને લાગે છે કે હું નાસી જાવું છું તે મોતને આધીન થવા. રે જીવ, ત્યારે શું પેલા માણસની સલાહ પ્રમાણે ચાલી આ મોટાં ઘરની સાહેબજાદીપણું છોડી દઉં? કદાચ તેમ કીધાથી ફાયદોબી થાય અને પેલા માણસની હમ્મેશની બિકમાંથી છટકી જવાશે. જો હું નાશી જઇ જેમ મારા તાલ્બૉયઝે કીધું તેમ ગેબ થઇ જાવું—અરે પણ નાશી તે ક્યાં જાવું—અને મારૂં તે શું કરૂં? શું મારી પાસ કાંઇ પૈસો ટકો છે? મારાં ઝવેરાત તો ભાગ્યે રૂ૫૦૦૦) ઉપજે એવાં છે; પણ ત્યારે હું કરૂં તે શું? શું જેમ રૉબર્ત કહે છે તેમ પાછી હું મારી આગળી હાલતે જઇ રહું, અને જેવી કંગાળ હાલતે મારી માવતર ગુજરી તેવી હાલતે હું દુઃખ જોઇ મોતને તાબે થાવું?"

બાઇ સાહેબ ઉપલા સવાલોના જવાબ માટે વિચારમંદ રીતે હાથ જોડી નીચું મુડું કરી લગાર ઉભાં; પણ પછી પાછાં સુરમાં આવી બોલ્યાં, "નહિ, મી૦ ઑદલી, નહિ; હું પાછી જનાર નથી—હું પાછી જનાર

નથી. અગર આપણુ વચ્ચેની લઢાઇમાં મારૂં મોત કાં નહિ નીપજે તોએ હું બાથ છોડનાર નથી."

એવા વિવિધ હેબતનાક વિચાર કર્યા પછી આપણાં બાઇ સાહેબ આગળ ચાલ્યાં અને ફીબ માર્કને જઇ મળ્યાં એટલે બરાબર કલાક બારનો ટકોરો ઠોકાયો.

"કેમ ફીબ," તેણીએ પુછ્યું, "અતરેથી માઉન્ત સ્તૅન્નીન્ગ ત્રણ માઇલ દુર છે, નહિ વારૂં?

"હા, બાઇ સાહેબ."

"ત્યારે આપણે એક કલાકમાં ત્યાં ચાલતાં જઇ પુગીશું? તારો પેલો રંગીલો ધણી જાગતો તારી રાહ જોતો બેઠો હશે," તેણી ધસીને ચાલતાં બોલી.

"અલબતાં, બાઇસાહેબ, તેને ઉંઘ પણ નહિ આવી હશે. તે પેલા સાથ પીતો બેઠો હશે."

"પેલો! પેલો કોણ?"

"પેલો, જેણે મારા વરને પકડેલો છે તે."

"હં, ખચીત," બાઇ સાહેબ બેદરકારીથી બોલ્યાં.

બંધે ઓરતો કેટલાંક ખેતરો ઓલંગી મોટા રસ્તાપર જઇ લાગી. માઉન્ત સ્તૅન્નીન્ગ તરફ જવાનો રસ્તો ઘણો પહાડી હતો પણ બાઇ સાહેબ તો જીવ ઉપર આવેલાં તેથી પૂર જોશ અને સુરમાં આવી ચાલતાં હતાં. તેણીને ચાલતાં જોઇ તું કેહે ગોયા પાણીનો રેલો કોઇ સપાટ નહિ પણ ઢેલાવદાર જગા ઉપરથી પોતાનો રસ્તો લેતો હતો. જ્યાં સુધી બાઇ સાહેબ પહાડને મહાલે જઇ પુગી નહિ ત્યાં સુધી તેણી પોતાના સાથી સાથ એક પણ અધિક શબ્દ બોલી નહિ. પહાડ ઉપરના દિવા માહેલા એકના ઉજાસે ફીબ માર્ક દારૂની અસરતળે ઝુંકતો અને પોતાની ઓરતની રાહ જોતો બેઠો હતો.

"તે હજી સુવા ગયો નથી, ફીબ," બાઇ સાહેબે ઉલટથી પુછ્યું. "પણ ધર્મશાળામાં બીજી બતી બળતી દેખાતી નથી. હું ધારૂં છું કે મી૰ ઑદલી પોતાને બિછાણે જઇ ઉંઘી ગયો હશે?"

"હા, બાઇ સાહેબ, હું પણ એવુંજ ધારૂં છું."

"પણ તારી ખાતરી છે કે આજ રાત્રે તે તારાં મુકામ ઉપર રહેલો છે?" બાઇ સાહેબે પુછ્યું.

"અરે હા, બાઇ સાહેબ. હું બહાર નીકળી તે પેહેલાં તેને માટે ઓરડો તૈયાર કરવાને હું મારા માણુસને મદદ લાગી હતી."

પહાડને મહાલે પવનના સપાટા અત્યંત જોશ લાગતા હતા, અને થંડી તેમજ ગાજવીજ તો કહે મારૂં કામ. આખી ધર્મશાળા છેક પાયામાંથી ધ્રુજતી હતી.

જે શખસના હાથમાં મી૦ માર્કસ કેદ પકડાયલો હતો તેની સાથેજ દારૂની બાટલી નહિ પણ બાટલાની મજાહ માલવાને બેઠા પેહેલાં ઘરનો દરવાજો સાચવવાની પણ તેણે તસદી લીધી ન હતી. તે દરવાજો તો પવનના સપાટા ઉપર ગોયા તોપોનો અવાજ કરતો હતો.

ફીબ ઘરમાં પેઠી, અને તેણીની પુઠે બાઇ સાહેબ. દારૂખાણાનું બારણું અળગું હતું જેમાંથી બાઇ સાહેબને માર્કનો દારૂની બહારનો અવાજ બરાબર દરવાજામાં પેસતાંજ સંભળાયો.

"તમે અહિં આવ્યા છો તે હું તેને કહીશ, બાઇ સાહેબ," ફીબે તેણીના કાનમાં કહ્યું. "હું જાણું છું કે તે છાકટો થયો હશે, તેથી જો તે કઢંગુ બોલે તો તેનું કાંઇ અપમાન લેશો ના. મારી તો તમને અહિં લાવવાની પેહેલેથી મરજી ન હતી."

"વારૂં, વારૂં," બાઇ સાહેબ બોલ્યાં, "તે હું સમજું છું. તેની તોચ્છડાઇની મને શી દરકાર છે? મરને ગમેતે તે બોલે."

ફીબમાર્ક ઓરડાનું બારણું ઉઘાડી લ્યુક આગળ ગઇ જ્યારે બાઇ સાહેબ દારૂનાં દુકાણવાલી જગામાં રહ્યાં. લ્યુક તો બીચારો તમામ રોશન થયલો એક હાથમાં જીન-પાણીનું ગલાસ અને બીજા હાથે સઘડીમાં સલીઓ ખોસી આતશ ઉશકેરતો ભોંય ઉપર પગ લાંબા કરી બેઠેલો હતો. તેણીને જોતાંજ સલીઓ મુકી દઇ જેમ તેમ કરી તેણીની આગળ જવાની કોશેસ તેણે ચલાવી.

"ઓ મારી મદમ, તું આખરે રાતો રાત પાછી ફરેલી ખરી," લ્યુક ભાગા તુટા અવાજે બોલ્યો. તેના હોઠ દારૂમાં તરબોર અને દોળા તો ઝાંખા અને પાણીથી ભરેલા હતા, હાથનું ઠેકાણું નહિ, અને પગ લપ્પા લેતા હતા. બોલવાની તો મુદ્દલ જાત નહિ, પેટ તો ગોયા ઉરણનું એક ફર બની રહ્યું હતું. સુદ્ધિ હાલતમાં તો હેવાન કરતાં લગાર ચઢતો નહિ, પણ ધનજી ભીમાના અખ્તીયારમાં તો હેવાન્યતમાંથી પણ ગયલો.

"ધાર્યા કરતાં મને વધુ વખત લાગ્યોછે, લ્યુક," ફીબ ઘણી મમતાભરી રીતે બોલી "પણ હું બાઇ સાહેબને મળીછું, અને તેઓ તો બીચારાં ઘણા કૃપાળુ છે. તેઓ આપણે માટે સઘળુ ચુકવી આપશે."

"કૃપાળુ શેની," લ્યુક બોલ્યો, "તેણી આપણા આભારતર તલે ન હોત તો કૃપાળુ શેની થાત, હઉએ."

એ સખુન સાંભળી પેલો બેલીફ જેના હસ્તકમાં લ્યુક હતો તે પોતાની લડડતી છાકટ હાલતમાં ટગોટગ તેની તરફ જોવા લાગો. તેનાથી તટાર ઉભું રહેવાતું ન હતું માટે બારીના ઉંબર ઉપર પોતાની બગળ ટેકવી રહ્યો હતો.

"લ્યુક, બાઇ સાહેબ પોતે આપણું કરજ ચુકાવવાને અતરે આવ્યાં છે,"

"બાઇ સાહેબ પોતે ઇફ્રા આવેલી."

"હા, લ્યુક," બાઇ સાહેબ બોલ્યાં, "હું પોતે આ માણસને પૈસા ભરી તેને પોતાને કામે મોકલવા માટે આવી છું."

"પણ તમે ફીબને કાં નહિ એટલાં નાણાં હોંપેલાં," લ્યુક માર્કસ બોલ્યો. "અમારે તહિં ખુબહુરત ઠાઠમાઠવાલા લોકો આવે અને અમારી દરેક બાબદમાં માથું ઘાલે તે અમને પરવડે નહિ જો, હઉવે, હાફ કહુંસ."

"લ્યુક, લ્યુક," ફીબ તેને વારતાં બોલી, "બાઇ સાહેબ આપણી ઉપર જ્યારે આટલી બધી મેહેરબાની કરે છે ને!

"જાહાનમમાં લાખ એની મેહેરબાનીને!" લ્યુક બોલ્યો; "મને તેણીની મેહેરબાની નથી જોઇતી. મને તો પૈહા જોઇએ; અને તેબી વગર ઉપકારે આપણે માટે તેણી જે કાંઇ કરે સે તે માત્ર આપણાં તેણીની ઉપરનાં ઉપકારના અવેજ માટે કરે સે, હઉવે, બાકી કાંઇ અમથી નહિ આપતી."

"બસ કર," તેણી બોલી, "છેક મધ્ય રાતને સુમારે હું અતરે તારા ગેરસલુકાઇના સખુન સાંભળવા આવી નથી. આ કરજ કેટલું છે?"

"માત્ર એકસો ચાલીશ રૂપ્યા."

બાઇ સાહેબે આ રકમ તૂર્ત ચુકવી આપી, અને પેલા છાકટા બેલીફ પાસેથી પોંહોંચ લખાવી લીધી. તેણી ઓરડામાંથી બહાર નીકળી.

"તમારાથી એકલાં ઘર જવાય નહિં, બાઇ સાહેબ," ફીબ બોલી. "મને તમારી સાથ આવવા દો."

"હા, હા, તું મારી સાથ ઘર આવ."

તે બન્ને ઓરતો ઓરડાની બહાર નીકળી; પણ ફીબ બાઇ સાહેબનો ચેહેરો જોતી અચરતીમાં પડી કે તેણી કામ પુરૂ કર્યા પછી ઘર તરફ ઉતાવળી પાછી ફર્યાને બદલે પોંહોચખાણાનાં બારણાંને અઢલીને ખાલી નજર ખેંચતી ઉભેલી હતી, જેથી ફીબ માર્ક બીહધી કે તેણીની બાઇ સાહેબ પોતાનાં સંકટથી દિવાની બની હતી.

દારૂખાણામાંની નાની ઘડિયાળમાં કલાક એકનો ટકોરો વાગ્યો જ્યારે બાઇ ખાલી વિચારમાં તહિં સ્તબ્ધ હાલતે ઉભી હતી.

"મને બેભાની થતી હોય એવું લાગે છે," બાઇ સાહેબ બોલી, "પાણી ક્યાં મુકેલું છે, રીબ?"

"બંબો તો ન્હાવાની ઓરડીમાં છે, હું જઇને તમારા માટે એક પાણીનું ગ્લાસ આણું."

"ના, ના, ના," રીબને દોડતી અટકાવી બાઇ સાહેબ બોલી, "બેશુદ્ધિમાં આવતી મને અટકાવવા મારે પાણીનાં વાસણમાં માથું બોરવું જોઇએ. મી૦ ઑદલી કયા ઓરડામાં સુતેલો છે?"

તેણીના આ સવાલમાં કાંઇ એવું કઢંગું અને કવખતનું તેમજ બીન જરૂરનું હતું કે માર્કે તેણીની તરફ તગોતગ જોયા કીધું.

"ત્રીજા નમ્બરનો ઓરડો મેં તે માટે આરાસ્તા કર્યો હતો; તે અમારા ઓરડાની પડોસમાંજ છે," રીબે જવાબ દીધો.

"મને એક મીનબતી સળગાવી આપ," બાઇ સાહેબ બોલ્યાં; "હું તારા ઓરડામાં જઇશ અને મારાં માથાં ઉપર પાણી રેડ્યામાં લાવીશ. તું અહિંજ રેહેજે, અને તપાસજે કે પેલો તારો હેવાન સરખો માતી મારી પુઠે આવે નહિ."

પેહેલાં જે વેળાએ ફીબને દુકાન મંડાવી આપ્યું હતું તે વેળા બાઇ સાહેબ એ જગાના તમામ ઓરડા વગેરે જોઇ ચુકી હતી તેથી આ વે-ળાએ તેણીને ત્રીજા નમ્બરનો ઓરડો ઢુંડી કાઢતાં વિલંબ લાગ્યો નહિ. બારણાની કળમાં ચાવી હતી જેના ફરતી વેળાના ખડખડાતથી માંહેનાં કોઇ માણસે કાંઇ પુછ્યું નહિ, જેથી તે ઓરડો ખાલી જેવો જણાયો.

તેણી ઓરડામાં દાખલ થઇ, હાથ માંહેલી મીનબતી દ્રેસીન્ગ તેબલ ઉપર મુકવામાં લાવી; માથેની તોપી ઝટ દઇને પછવાડે ખભાં ઉપર સેરવી દઇ ન્હાવાની ઓરડીમાં દાખલ થઇ જ્યાંનાં તબમાં તે-ણીએ માથાંના વાળ ભીંજવ્યા અને પછી લુછી નાખતાં જ્યારે તેણી પાછી હેઠળ ઉતરી ત્યારે દશ કરતાં વધારે મીનીતનો વખત થયો હતો.

"મીનબતી, બાઇ સાહેબ?" રીએ પુછ્યું.

"તે તો બુજવાઇ ગઇ," બાઇ સાહેબે જવાબ દીધો.

"પણ તે તદન હોળવાઇ ગયલી હશે."

"હા, તદન; તું મને એવા સવાલ કરી કંટાળો શા માટે આપે છે? ચાલ એક વાગી ગયો છે."

તેણી પેલી છોકરીનો હાથ પકડી બહાર નીકળી. ડુંગર ઉતરયા પછી ઠાકને માટે બન્ને લગાર ઉભાં જ્યારે ફીબે પાછળ નજર ફેરવી જોયું તો દુરથી અંધારામાં કાંઇ ચકચકિત ઉજાશ જણાયો.

"બાઇ સાહેબ! રે બાઇ સાહેબ!" તેણી ચીશ પાડી બોલી, "તમને જણાય છે કે?"

"હા, છોકરી, હું જોવું છું; શું થયું છે?"

"આગ!–આગ લાગી છે, બાઇ સાહેબ."

"હા, ઓ:રે! એ તો આગ છે. પણ તે ઘણું કરીને બ્રેન્તઉદ ગામ તરફ લાગેછે. ચાલ, હું તો જાવુંછું, ફીબ; એમાં આપણને શું?"

"ખચીત, ખચીત, બાઇ સાહેબ, એ તો બ્રેન્તઉદ કરતાં નજદીકમાં દેખાયછે—ઘણીજ નજદીક; અને માઉન્ત સ્તૅન્નીન્ગમાં છે."

બાઇ સાહેબે જવાબ દીધો નહિ. તેણી પાછી થંડીથી ધ્રુજતી હતી.

"આ આગ માઉન્ત સ્તૅન્નીન્ગમાં લાગીછે, બાઇ સાહેબ!" ફીબ માર્કે રડતી બોલી. "એ તો કીલ્લો સળગેલો છે—હા તેમજ છે. આજે મને એ વિશે દીલમાં ખતરો લાગતો હતો. હું કાંઇ જગાને રડતી નથી; મને અફસોસ માત્ર ત્યાં વસ્તા કિમ્મતી જીવોની લાગેછે. ત્યાં એક તો મારો લ્યુક છે અને તે એટલો છાકટો છે કે તે ઉઠી શકે એવું નથી. બીજો ભર ઉંઘમાં પડેલો મી૦ ઑદલી—"

ઑદલી શબ્દ ઝબાન ઉપર નીકળતાં ફીબ અચકીને બાઇ સાહેબ આગળ હાથ જોડી કાકલુદીથી કાંઇ પુછતી ઘૂંટણ ઉપર પડી.

"રે, મારા ખોદા!" તેણી બોલી. "કહો કે તે ખરો નથી, બાઇ સાહેબ; કહો કે તે ખોટો છે. ઘણો ભયંકાર, ભારી ભયંકાર, અત્યંત ભયંકાર!"

"શું ઘણો ભયંકાર?"

"મારાં મનમાં જે વિચાર ઉત્પન થયો છે તે; જે ભય ભરેલો વિચાર મારાં મનમાં આવ્યો છે તે."

"તું શું કેહેવા માગે છે, છોકરી?" બાઇ સાહેબ બોલ્યાં.

"હું ખોટું સમજતી હોવું તો ખોદા મને માફ કરજો!" ઘૂંટણ ઉપર બેઠેલી ઓરત હાંફતી બોલી. "અને ખોદા કરેને તે ખરૂંજ ઠરે. રે બાઇ સાહેબ, તમે આજ કિલ્લા તરફ શા માટે આવ્યાં? અરે બાઇ સાહેબ, મારો આગ્રહ છતાં તમે આવવાને કેટલી જીદ કીધી. ઓ બાઇ સાહેબ, તમે મારા લ્યુક અને મી૦ ઑદલીનાં કટતા શત્રુ છતાં તથા તે બન્ને એકજ છાપરાં તળે છે એવું જાણ્યા પછી સ્તૅન્નીન્ગ તરફ

આવવાની તમે કેટલી ઇન્તેજારી બતલાવી! ખોદા કરે ને હું તમને ખોટી સન્તાપતી હોવું; કારણ કે ખોદા સાહેદ છે હું પક્કું સમજું છું કે મારાં ઘરને. આગ સળગાવવાના હેતુથીજ તમે ત્યાં આવ્યાં હતાં. ખોદા કરે ને હું ખોટી પડું! રે બાઇ સાહેબ, બોલો કે હું ખોટી છું."

"તું ઘેલી થઇ છે એ શિવાય હું બીજું શું બોલું?" બાઇ સાહેબ બોલ્યાં. "ઉઠ, મૂર્ખ, નાદાન, ઘેલી, બિહીકણ! તારો ધણી એટલો શું કિમ્મતી પડ્યો કે તેના માટે તું આટલી બધી કાકલુદી કરે છે. રૉબર્ત ઑદલી ધાસ્તીમાં હોય તો તારૂં શું? તું કેમ જાણે છે કે આ આગ માઉન્ત સ્તૅન્નીન્ગ તરફજ લાગેલી છે. કાં આગ તારીજ જગા ઉપર લાગે અને બ્રેન્તઉદ કે રૉમ્ફૉર્દ તરફ નહિ–તે લન્દનની પૂર્વે તરફ કાં નહિ હોય. ઉઠ, દેવાની, પાછી ફર, અને તારા સગાંવહાલાંને બચાવા, ઉઠ, જા, મારી આગળથી. મને તારૂં કાંઇ કામ નથી!"

"રે બાઇ સાહેબ, મને ક્ષમા કરો!" ફીબ ડચકાં ખાતી રહી "તમે મને એટલી બાબદમાં ખોટી પાડો કે હું તમને નાહક સન્તાપું છું, એટલે બસ."

"જા પાછી ફર, અને તારી મેલેજ તે તું સમજી લે, મને તારૂં કાંઇ કામ નથી."

બાઇ સાહેબ ત્યાંથી ધસારાબંધ ચાલી પોતાના ઘરમાં ભરાઇ જ્યારે બીચારી ફીબ ઘૂંટણ ઉપર પડેલીજ રહી.

---

## પ્રકરણ ૩૪ મું.

### ખબરનો લાવનાર.

બાઇ સાહેબ બીજી સવારમાં પોતાના ડ્રેસિન્ગ રૂમમાંથી ઘણાં મોડાં બહાર નીકળ્યાં. ઝડાવદાર ઝરરીન અને મખમલના પોષાકનો તો ઠાઠમાઠ ઠીક રોબ મારતો હતો; પણ તે છતાં તેણીનો ચેહેરો તદન ફિક્કો મારી ગયલો હતો; અને તેણીના એવા દેખાવ વિશે પુછવામાં આવ્યું ત્યારે તેણીએ એવું બહાણું કાઢયું કે તેણી મોડી રાત સુધી વાંચતી બેઠી હતી તેના સબબથી તેવી હાલત તેણીની થઇ હતી.

તેબલ ઉપર નાસ્તો લેવા તેણી સર મીચલ અને ઍલીશીઆ સાથ બેઠી જ્યાં તેણીના વિચાર ભયંકાર ખબર આવી પહોંચવા ઉપર લાગેલા હતા, જ્યારે સર મીચલ બીજી વાતોમાં સર હૅરી વિશે એવું બોલ્યો કે તે પોતાનો બગીચો અને મેહેલ તજી યુરોપ તરફ પ્રવાશ કરવા નીકળ્યો હતો.

એ ખબર સાંભળતાંજ ઍલીશીઆ બોલી, "ખરેજ, તેણે મને પણ એવું કાંઇ કહ્યું હતું કે જો તેની મરજી પ્રમાણે કાંઇ ન બનશે તો તે યુરોપમાં ભટકી વખત કાઢશે. કેવો ભલો ગ્રહસ્થ! તે મને ગમતો, ભલાં દિલનો, અને પેલા બેદરકાર, પગે સાવરણી બાંધેલા, થંડાં માતલાં મી૰ રૉબર્ત ઑદલી કરતાં વીશ દરજ્જે સરસ."

"ઍલીશીઆ," સર મીચલ બોલ્યો "તું બૉબ વિશે એવું કહીશ ના; તે મને મારા દીકરા જેવો વહાલો છે; તે ભલો છે, અને તેના લીધે હું આજ કેટલુંક થયું ઘણો બેકરાર રહું છું. મારી ઑદલીએ મને તે વિશે ઘણો ગભરાતમાં નાખ્યો છે. તેણી એવું સમજે છે કે—"

"ના, ના," બાઇ સાહેબ વચ્ચે બોલ્યાં, "એટલા ઉપરથીજ ઉતાવલા બની કોઇ બાબે વિચાર બાંધવો ઠીક કહેવાય નહિ. મારા વિચાર ઍલીશીઆ સમજે છે."

"હા," ઍલીશીઆ બોલી, "રૉબર્ત વિશે બાઇ સાહેબ એવું સમજે છે કે તે બેધ્યાન બનતો જાય છે; પણ હું કહુંછું કે તેમ નથી. હા, તે તોફાન કરતો જાય છે અને અસ્વચ્છ મનનો થતો હોય તેમાં નવાઇ જેવું નથી; પણ ઘેલાપણાનું તો નામ નહિ, તે એવો બાહોશ છે કે આપણ જેવાંને ઘેલાં કરી મૂકે."

ઍલીશીઆ બૉબ ને ચાહે કે ન ચાહે તેણી તે ઉપરની પોતાની મોહોબત જાહેર કરે યા નહિ કરે; પણ આટલું તો ખરૂં કે બૉબ એક વખત તેણી વિશે આ પ્રમાણે વમાસ્તો હતો :—

"ગરીબ નાની છોડી, તેણી મને ચાહેછે એમાં કેવી તે ભલી દેખાયછે. અને તેણીની મોહોબત માટે મારે તેણીની તરફ બેઈમાની કરવી નહિ જોઇએ. કેટલા કેટલા લોકો તેણીને મેલવવાને માટે તડપેછે. પેલો સર હૅરી તો નાપસંદ થઇ નિરાશ બન્યોછે. મારૂં યકીન તોડી બેઇમાન બનું તો તેના બદલામાં તે બીચારો મને પોતાની અડધી મિલ્કત; મને આપવાને તત્પર છે. ત્યારે હું તેણીને કાં ચાહાતો નથી? એમ કેમ કે જ્યારે હું પોતે સારી પેઠે સમજુંછું કે તેણી ખુબશુરત, પાકદામાન, ભલા ખવાસની, અને સચ્ચાઇને ચાહાનારી ગુલનાર છે તે છતાં હું તેણીને ચાહાતો નથી! તેણીની છબી મને ઘડી ઘડી યાદ આવતી નથી. શ્વપ્નામાં તો કોઇ વેળા મેં તેણીને દીઠી નથી. ના મારી મોહોબત તેણીની ઉપર મૂળે દોડતી નથી; હું તેણીની ઉપર આશક પડી શકીશ પણ નહિ."

પોતાની બેઇમાની માટે તે ઘણો બખાર્યો; અને તેણીની ઉપર મોહોબત દોડાવવાની તરફેણમાં મનમાં છક્કર કરવા લાગો; પણ જેમ જેમ તેણી વિશે વિચાર કરે તેમ તેમ કલેરા તાલ્બૉયઝનું રૂપ તેની છાટીમાં પોતાની અસર ચલાવે.

નાસ્તો લીધા બાદ સર મીચલ પુસ્તકખાણામાં જઇ બેઠો. ઍલીશીઆ પોતાના ઓરડામાં નૉવેલ વાંચતી ભરાઇ બેઠી, જ્યારે બાઇ સાહેબ આણીગમ પેલીગમ રખડતાં ફર્યાં. તેણી દવાખાણાવાલા ઓરડામાં ગઇ જ્યાં ઘણાએક શિશા ઉપરની તિકિતો વાંચતાં ઝેર–અફીમવાલી એક શિશી તેણીને હાથ લાગી. તે બાટલી હાથમાં લઇ તેણીએ આમ તેમ ફેરવી તપાસી, બુચ ઉઘાડયો, અને સુંઘવામાં પણ લાવી; પણ તૂર્ત દિલ કમકમાવી મુકી છાંડી.

"હું તે કરવા માગું તો મારાથી બને એવું છે!" તેણી બડબડી. "પણ હવે શા માટે?"

પોતાની મુડી વાલતી તેણી માઉન્ત સ્તૅન્નીન્ગ તરફની બારી આગળ ગઇ. ત્યાં નજર કરતાં ઘડિયાલમાંનો કાંટો એક અને બેના આંકડાની વચ્ચે હતો.

"વખતબી કેવો ધીમો જાય છે! કેવો ધીમો!" તેણીએ વમાસ્યું. "આજ રીતે મારી જીંદગીનો અંત આવશે કેમ? દરેક પલ કલાકની માફક લાંબી?"

તેણી કમ્પાઉન્દમાંના તે તરફના દરવાજા તરફ નજર કરતી ઉભી પણ કોઇ તેમાં દાખલ થતું જણાયું નહિ.

માઉન્તસ્તૅન્નીન્ગની યાદથી તેણી ઘણી બેચેન બની હતી. તેણીની દાસી તેણીને જમવા બોલાવા આવી પણ તેણીને પાછી વારી કહ્યું કે તેણીનું માથું દુખે છે અને કે તેણીએ કલાક પાંચને અમલે તેણીને પોષાક બદલાવવા આવવું.

તેણીનો જીવ ઠેકાણે ન હતો. દર પળે સ્તૅન્નીન્ગ તરફના પેગામ લાવનારના આવી પહોંચવાની રાહ જોતી હતી. તેણી ઍલીશીઆ સાથ બાગમાં ફરવા નીકળી અને જ્યારે ઘણું મોડું અને કલાક ૬ નો અમલ થયો ત્યારે ઍલીશીઆ ઘરમાં ગઇ; પણ બાઇ સાહેબ વિચારમાંજ ફર્યા કીધી. "હજી કોઇ આવ્યું તો નથી, ઠીક." પણ કેટલીક વારે તેણીએ કાંઇ અવાજ સાંભળ્યો.

"બાઇ સાહેબ!"

બોલનાર રૉબર્ત ઑદલી હતો. તે તેજ રૉબર્ત કે જેને તેના સુવાના ઓરડામાં ૧૭ કલાકની વાત ઉપર દબલ તાલાં મારી બંધ કર્યો હતો.

તેને જોતાંજ બાઇ સાહેબ સ્તબ્ધ થઇ ઉભી.

"કેમ, તમને શું થયું છે, બાઇ સાહેબ?', રૉબર્તે પુછ્યું. "ઉઠો હું તમને ઘરમાં લઇ જાવું."

તેણે તેણીને ઉઠાડી; તેણીનો હાથ મજબુત પકડયો, અને ચકચકીત દિપકોથી દીપતા ઓરડામાં લઇ જઇ મુકી. તેણી એટલીતો અતિશય ધ્રુજતી હતી કે જે મુજબ કોઇને પણ ધ્રુજતાં તેણે દીઠું ન હતું.

---

## પ્રકરણ ૩૫ મું.

### બાઇ સાહેબના ઇકરાર.

ઓરડામાં પોતાની આજુબાજુ નજર ફેંકીને કોઇ ત્રીજું છે નહિ એવી ખાતરી કર્યા પછી રૉબર્ત બોલ્યો, "બાઇ સાહેબ, અહિં એવો કોઇ ઓરડો છે કે જ્યાં હું તમારી સાથ એકલો વાત કરી શકું?"

જવાબમાં તેણીએ માત્ર પોતાનું ડોકું હુંણાવ્યું અને પુસ્તકખાણાનું બારણું જે વાંકુ રહેલું હતું તે તેણીએ ઉઘાડયું. સર મીચલ પોતાનો પોષાક કરવા ગયલો હતો જેથી તે ઓરડો તદન ખાલી હતો, અને તેમાં એક દિવો ઝાંખો બળતો હતો.

તેમાં બાઇ સાહેબ દાખલ થયાં અને તેણીની પછવાડે રૉબર્ત ગયો જેણે ઓરડાનું બારણું મજબુત બંધ કર્યું.

"બાઇ સાહેબ," રૉબર્ત બોલ્યો, "મેં તમને ગઇ રાત્રે ખુલ્લા શબ્દોમાં કહ્યું હતું, પણ તમે મારૂં સાંભળવાને ના પાડી. આજ રાત્રે હું હજી વધારે ખુલ્લી રીતે કહેવા માંગું છું; જેથી તમારે હવે મારૂં કહેવું ધ્યાન ઉપર લેવું."

બાઇ સાહેબે પોતાના હાથે મોઢું ઢાંક્યું અને એક હાય મારી.

"ગઇ રાત્રે, બાઇ સાહેબ, માઉન્તસ્ટૅન્નીન્ગ ખાતે એક આગ લાગી હતી. કિલ્લાનું પહોંચખાણું, જે ઘરમાં હું સુતો હતો તે બળીને ભસ્મ થઇ ગયું; પણ તેમાં હું બળી જતો શી રવેશે બચી ગયો તે તમે જાણો છો?"

"નહિ."

"ઇશ્વરની નગેબાનીથી હું ઘણીજ સાદી રીતે બચી ગયો છું. જે ઓરડો મારા માટે તૈયાર કરેલો હતો તેમાં હું સુતો ન હતો. તેમાં સરદી અને થંડી પુષ્કળ હતી. એક દિવો સળગાવા જતાં ચીમનીમાંથી કાંઇ

ઘણોજ ખરાબ વાસ નીકળ્યો જેથી ત્યાંનાં એક માણસને મારા વાસ્તે ભોંયતળીયે જે ઓરડામાં હું સાંજરે બેઠો હતો ત્યાં બિછાણું કરવા મેં કહ્યું હતું.

બાઇ સાહેબનો દેખાવ તપાસવા માટે તે લગાર થોભ્યો, જેણીએ તેના સખુન સાંભળતાં પોતાનું ડોકું વધારે નીચું કીધું.

"તે પોંહોંચખાણાનો નાશ કોણના હાથથી થયો તે તમને કહું, બાઇ સાહેબ?"

જવાબ કાંઇ મળ્યો નહિ.

"કહું, બાઇ સાહેબ?"

હજી ચુપકીદી.

"બાઇ સાહેબ," રૉબર્ટ બોલ્યો, "તમે આગ લગાડી હતી. તમારા પોતાનાજ હાથથી મોટી નુકશાંની નીપજી છે. તમેજ મુજ જેવા એક પોતાના દુશ્મન અને તમને ઉંધાડાં પાડનારનો નાશ કરવા તે જબરદસ્ત આગ લગાડી હતી. બીજાં માણસોનો સાથે લાગ્યો જીવ જાય તેમાં તમને શું લાગવાનું હતું? કોઇબી રવેશે તમારે તો મારૂં કાટલું કાઢવું હતું. હવે તમારી ઉપર દયા કરવાનો દિવસ વહી ગયો છે. હવે તમારે વાસ્તે દયા શું તે હું સમજતો નથી. માત્ર એટલુંજ કરી શકું છું કે સર મીચલ જેવા ઉદાર દિલના અને ઊંચા કુલના ગ્રહસ્થ ઉપર નામોશી ઉતરે નહિ તે ખાતર તમને હું ઉંધાડાં પાડીશ નહિ; પણ જો કોઇ બંધ બારણે તમારો ફેસલો ચલાવી શકે એવી દરબાર હોત તો જરૂર તમને હું ત્યાં ઘસડી તમારી ઉપર પુરતા આરોપ મુકત."

આ ઇસારો કરતાં તેનો સાદ નરમ પડી ગયો, અને પળભર તેનાથી કાંઇ બોલી શકાયું નહિ, પણ પાછો સુદ્ધિમાં આવી તેણે બોલવાનું ચાલુ કીધું—

"ગઇ રાતની આગમાં કોઇના જીવને હાણી પુગી નથી. હું મારૂં મન સ્વસ્થ ન હોવાને લીધે કાચી ઉંઘમાં હતો. મારા વિચાર આ ઘર ઉપર જે કોપ ઉતરવાનો છે તે ઉપર રોકાયલા હતા. આગનો ઇસારો પ્રથમ મનેજ જણાયો અને મેંજ સઘળાંને ચેતવ્યાં. ભારી મેહેનતે મેંજ પેલા છોકટા લ્યુકને બચાવી કાઢયો જે જોખમ ભરેલી હાલતે તેની માવતરના ઘરમાં પડેલો છે. તે અને તેની ઓરત તરફથી મને ખબર પડી કે છેક મધ્ય રાત્રે કિલ્લા તરફ કોણ આવ્યું હતું. મને જોતાંજ તે સ્ત્રી બહાવરી પડી ગઇ અને તેણીથી મેં ગઇ રાતની તમામ હકીકત જાણી લીધી. ખોદા જાણે તેણીની પાસ તમારા બીજા ભરમ તે શું હશે? તે ભરમ જો હું ચાહત તો સેહેલાઇથી તે પાસથી કઢાવી શકત; પણ મારે તેવું આડકતરૂં કામ કરવું નથી. મેં સોગંદ લીધા છે કે જ્યૉર્જ તાલ્બૉયઝના ખુનીને અદાલતની દેવડીએ ચઢાવવું; અને

તે સોગંદ હું પાળીશ. મારો મિત્ર તમારાંજ કૌતુકથી મોત પામ્યો છે. પેહેલાં તો સેંકડે એક તકો મને શક હતો કે એક ખુબસુરત અને જુવાન ઓરત એવું કર્પીણુ કામ શી રવેશે કરી શકે; પણ ગઇ રાતનાં તમારાં કામથી મારી ખાતરી થઇ કે કોઇબી કામ ચાહે એટલું બુરૂં હોય તોપણ તે કરવું તમારાં હાથની બહાર નથી. હું તમને એક ઓરત તરીકે ગણનાર નથી; પણ સેતાનનો બીજો અવતાર તમને સમજીશ. તમે હવે આ પવિત્ર મુકામને તમારાં પગળાંથી બીજો વખત અભડાવશો નહિ. તમારે માટે જે કાંઈ કરવાનું હવે બાકી છે તે આ કે તમે કોણ છો તે બાબે જે ગ્રહસ્થને આટલો લાંબો વખત સુધી તમે ઠગયા છે તેમની હજુરમાં તમારે સઘળો ઇકરાર કરવો; અને જે દયા અમો તમને દેખાડીયે તેને તાબે થવું; અગર તેમ નહિ કરશો તો હું તમામ એવા સાક્ષીઓ ભેગા મેળવીશ કે જેઓ તમારી આગળી ઓળખ આપવાને તૈયાર છે; અને તેમ કરી તમને શિક્ષા કરાવીશ અને જો કે તેથી અમારાં કુટુંબને નામોશી લાગશે તોપણ તમને તમારા ઘટતા ફેજે પુગાડીશ."

પેલી ઓરત ઉઠી અને તેની સાંમે તટાર ઉભી. મોં ઉપરથી તેણીએ વાળ ખસાડયા હતા અને તેની આંખ ચકચકીત દીપતી હતી.

"બોલાવો સર મીચલને!" તેણી બોલી; "તેમને અહિં બોલાવો અને હું તમામ ચીજનો ઇકરાર કરીશ. હું કશાંની દરકાર કરતી નથી? ખોદા જાણે છે કે મારા બચાવ અર્થે તમો સાથ, મી○ ઑદલી, હું સારી રવેશે લઢીછું પણ આપણી લડતમાં અંતે તમે ફાવ્યા છો; અને એ તમારી ફતેહ મોટી છે, નહિ વારૂં? એક નેક કામ માટે તમોએ દાનેશમંદી સાથ તમારી નેક મન શક્તિનો ઉપયોગ કર્યો છે. એક દિવાની ઓરત ઉપર તમે જીત મેળવી છે!"

"દિવાની ઓરત!" ઑદલી બોલ્યો.

"હા, દિવાની; તમે કહો છો કે મેં જ્યૉર્જ તાલ્બૉયઝને મારી નાખ્યો છે; હા તે ખરી વાત છે; પણ તમે એમ બોલો કે મેં તેને નીચ રીતે અને દગાથી માર્યો છે તો તેમાં તમે જુઠું બોલો છો. મેં તેને ઠાર કર્યો કારણ કે હું **દિવાની** છું; કારણ કે મારાં મનની પ્રકૃતી દિવાનાંપણું અને મજબુતી વચ્ચે છે. મારી આ હાલત જ્યૉર્જ તાલ્બૉયઝે પોતે કરી મુકી છે. તેણે મને પુષ્કળ દમ ભરાવ્યો હતો તેથી મારૂં ધ્યાન ઠેકાણે રહ્યું નહિ; અને હું **ઘેલી બની!** વાસ્તે સર મીચલને અહિં જલદી બોલાવો. જો તેને એક વાત કહેવામાં આવે તો બીજી કાં નહિ તેને જણાવું? મારી જીંદગીનો **ભરમ** તેને સાંભળવા દો."

રૉબર્ટ ઑડલી પોતાના કાકાની શોધમાં ઓરડામાંથી બહાર નીકળ્યો. તે જઈફ કાકા ઉપર આફતનું વાદળ વરસાવા તે તેને શોધતો હતો; પણ તે જઇફને માટે પોતે અત્યંત દિલગીર છતાં "બાઇ સાહેબની જીંદગીનો ભરમ," એ શબ્દોથી તેને અચરતી ઉપજીઆ વના રહી નહિ. તેને આ વેળાએ હેલન તાલ્બૉયઝ ઉઇલ્દરન્સીથી નાશી જતી વખત જે પત્ર લખી ગઇ હતી તે માહેલા શબ્દો તેને યાદ આવ્યા. તે શબ્દો કાકલુતી ભરેલા હતા—"તમારે મને માફ કરવી કારણ જે કારણસર હું અહિંથી જાવું છું તે તમને સારી પેઠે રોશન છે, તમે મારી જીંદગીનો ભરમ જાણો છો."

તે સર મીચલને મોટાં દિવાનખાણામા મળ્યો. પુસ્તકવાલા ઓરડામાં તેને એકદમ ચલાવી લાવતાં તેણે ભુલ કીધી; કારણ જે નાખુશ ખબરથી તેનું જીગર ચાક થવાનું હતું તે માટે તેને જરા પણ ઇસારો તેણે આગમચથી આપ્યો ન હતો.

"બાઇ સાહેબ પોતાનાં પાપનું ઇકરાર કરવા માંગે છે, સાહેબ," રૉબર્ત બોલ્યો. "તેણી શું કહેવા માંગે છે તે તમારે સાંભળવું જોઇએ. ખોદા તમને તે સાંભળવા માટે ધૈર્ય બક્ષે."

"લ્યુસી, મારી લ્યુસી," સર મીચલ ઉતાવલો બોલ્યો, "બોલ, કે રૉબર્ત દિવાનો બન્યો છે. બોલ, એટલુંજ બોલ. નહિ તો હું એને મારી નાખીશ."

પણ બાઇ સાહેબ તેના પગ આગળ ધુંટણીએ પડી અને બોલી, "તેણે તમને કાંઇજ નહિ પણ સાચું કહ્યું છે; મેં તમને અહિં તેડાવ્યા છે. તમે મારી તરફ ઘણાજ મહેરબાન રહ્યા છો અને તે માટે હું તમારાં કારણસર અત્યંત દિલગીર થઇ શકું; પણ તેમ બને એવું નથી કારણ મને મારી કંગાળ્યત શિવાય બીજું કાંઇ લાગતું નથી. મેં તમને આગળ પણ કહ્યું હતું કે હું એકલપેટી છું અને તેથી બીજા માટે મને જરાએ લાગે નહિ. બીજાં માણસોનાં કંગાળ્યતપણા વિશે સાંભળતા હું તેમની હાંસી કરૂં છું કારણ તે કાંઇ મારાં સંકટ જેટલાં અત્યંત ગણાય નહિ."

પ્રથમ જ્યારે બાઇ સાહેબ ધુંટણીએ પડયાં ત્યારે સર મીચલ તેણીને ઉઠાડવા ગયો હતો; પણ જ્યારે તેણી બોલી ત્યારે તે નજદીકની ખુરશી ઉપર બેઠો અને કાણ ધરી તેણી શું કેહેવા માંગતી હતી તે સાંભળવા પડયો.

"એક કંગાળ જીવડો જે માત્ર નાશી જઇ દુન્યાના કોઇ એકાંત ભાગમાં જઇ રેહેવાની આશા રાખે તેવી હાલતે હું કેમ પુગી છું તે કેહેવા માટે મારે તમને મારૂં જીંદગી ચરિત્ર કહી સંભળાવવું જોઇએ. હું જાઝો વખત એહેવાલ સંભળાવવા પાછળ કાઢીશ નહિ. જ્યારે હું નાની

વયની હતી ત્યારે મને યાદ છે કે મારી માં ક્યાં હતી તે બાબે હું મારી દાસીને સવાલ કરતી હતી. તેણી મારા જેવા ચેહેરાની હતી એવું હું માત્ર બાળક હતી ત્યારનું કાંઈ સેહેજ યાદ છે; પણ તે ચેહેરો મારી નજરથી સેહેજ વારમાં ગેબ થઇ ગયો. બાળક તરીકે મારી જીંદગી સુખી હતી નહિ કારણ કે જે ઓરતના હવાલામાં મને સોંપી હતી તે મને નાપસંદ હતી. હું હંમેશ મારી મા વિશે તેણીને પુછતી, પણ દર વખત તેણી મને ઉડાવતી હતી. આખરે એક વખત આવ્યો જ્યારે મને ખબર પડી કે મારી મા કોઇ દિવાનાશાળામાં સવરતી હતી.

સતર વરસની થઇ ત્યાંસુધી મારા બાપે મને એક નિશાળે મુકી હતી; જ્યારબાદ બે માસ ગુજર્યા એટલે મારા દસ્તની માંગની કરનાર એક શખસ નીકળી આવ્યો, જેનું નામ મી૦ જ્યૉર્જ તાલ્બૉયઝ હતું."

તાલ્બૉયઝનું નામ સાંભળતાંજ સર મીચલ ચોંક્યો. તે આ તકે પેહેલીજ વેળા પોતાની ઓરતને ગુનાહગાર સમજ્યો.

"અમારૂં લગ્ન થોડા વખતમાં કરવામાં આવ્યું," બાઇ સાહેબે બોલવાનું પાછું ચાલુ કીધું. "અને હું તેને ઘણીજ ચાહાતી હતી. જ્યારે અમે યુરોપ તરફ ફરવા ગયાં ત્યારે અમે સૌથી સરસ રીતે ચાલતાં પોહોંચખાણાઓમાં ઉતરયાં અને જ્યાંસુધી અમારા પૈસા ટક્યા ત્યાંસુધી અમોએ મોજમજાહમાં અને એશઆરામમાં અમારો વખત ગુજાર્યો. એમ કરતાં જ્યારે પૈસા તમામ થઇ રહ્યા ત્યારે ઉઇલ્દરન્સી તરફ અમે પાછાં ફર્યાં. આગળ ચાલતાં અમારી હાલત ઘણી બતંગ આવી ગઇ ત્યારે મેં જ્યૉર્જને એવી સલ્લાહ આપી કે તેણે તેના બાપની ઉપર એક અરજી કરી તેની હાલત વિશે તેને વાકેફ કરવો; પણ તેણે તેમ કરવાને સાફ ના પાડી, જે ઉપરથી મેં તેને ઠપકો આપી કહ્યું કે તેણે પોતાની સાથ એક લાચાર છોકરીને દલદેસરી અને કંગાળ્યતમાં હોમાવવાની નીચ યુક્તી કરી હતી. મારા સખુન સાંભળતાં તે ઘણો ટપી ગયો અને ગુસ્સામાં આવી ઘેરમાંથી બહાર જતો રહેલો. એમ કરતાં જ્યારે બીજે દિવસે હું સવારમાં સકારે ઉઠી ત્યારે તેબલ તરફ નજર કરતાં હું જોઉં શું કે તે ઉપર એક ચીઠી લખેલી પડેલી હતી. તે ચીઠીમાં તેણે એ ખુલ્લું લખેલું હતું કે નશીબ અજમાવવાના ઇરાદાથી તે ઑસ્ટ્રેલ્યાના દુરના મુલકો તરફ જવાનો હતો અને કે જ્યાંસુધી તેનો દહાડો શુધરે ત્યાંસુધી તે કદી પણ મને દીઠામાં લાવશે નહિ.

આ રવેશે મારી ઉપર બદબખ્તી પુરી ઉતરેલી જોઇ મને તેની ઉપર ચિડ ચઢી અને એ રીતે મને લાચાર હાલતમાં એક છાકટા બાપના

આધાર ઉપર નાખી જવા માટે તેને તદન ધિક્કારી તેની ઉપર કિનો લેવાનો મેં ઠરાવ કીધો.

તાલ્બૉયઝ એ રવેશે મને લાચાર અને લાઇલાજ મુકી ગયો તેથી મને મેહેનત કરી મારૂં અને બાળકનું ગુજરાણ ચલાવાની ફરજ પડી.

એક દિવસ "ધી તાઇમ્સ" પત્રમાં મેં એક જાહેર ખબર વાંચી જેની રૂહે તે છપાવનાર મીસીસ વીનસેન્તની સ્કુળમાં હું મારૂં નામ બદલી નાખી ગઇ, જેણીએ હું કોણ હતી કોણ નહિ તે બાબે કાંઇ પણ મને પુછયા વગર મને કબૂલ રાખી. બાકીનું તો તમે જાણો છો. હું અત્રે આવી અને તમે મારી માંગણી કીધી, જે મારી એક પુરી ઉમેદને અનુસરતી હોવાથી મેં તૂર્ત કબૂલ કરી.

ત્રણ વર્ષ બીજાં ગુજર્યાં તોપણ મારા ધણીની કાંઇ ખબર મળી નહિ; જેથી મેં મનસે એવો દરિયાફ્ત કીધો કે અગર તાલ્બૉયઝ પાછો ફર્યો હોય તો તે કોઇબી રવેશે અને કોઇબી બદલાયલાં નામ છતાં મારી તલ્લાસ કરી મને શોધી કાઢયા વગર રેહે નહિ.

મેં તર્ક બાંધ્યો કે 'તાલ્બૉયઝ મરણ પામ્યો છે એવું સમજવાને મને પૂરતા સબબો છે, અને તેનો ઓળો મારી અને મારી આબાદી વચ્ચે આડો આવનાર નથી.' હું એવું સમજી, અને તમારી ઓરત થઇ, જ્યારે તમારી તરફ વફાદાર અને નેક રેહેવાનો ઠરાવ મેં મારા મનમાં પક્કો કર્યો

મારી સારી હાલતમાં ગરીબ લોકોની લાચારી ઉપર મને રેહેમ લાગતી જેથી હુ તેમને છુટથી મદદ કરતી હતી. મારા બાપ ઉપર મેં નનામે મોટી મોટી રકમો મોકળી હતી; પણ મારા બદલાયલાં નસીબની મેં તેને ખબર પડવા દીધી ન હતી.

એવી સારી હાલતમાં આવ્યા પછી માસ એકની અંદર મેં એસેક્ષનાં એક વર્તમાન પત્રમાં કોઇ તાલ્બૉયઝ નામના ફતેહમંદ સોનું શોધનારનાં ઑસ્ટ્રેલ્યા તરફથી પાછા ફરવા વિશે વાંચ્યું. તે સમાચાર વાંચતાંજ મારાં મનની હાલત બગડી, અને હું સાઉધમ્પતન તરફ મારા બાપ આગળ ગઇ. તમે જાણો છો કે આ ઉતાવળી મુસાફરી માટે મેં મીસીસ વીનસેન્તનું નામ કેવી રવેશે વાપર્યું હતું, અને મેં કેવી રવેશે ગોઠવણ કરી હતી કે ફીબ માર્ક શિવાય બીજા કોઇ સાથ મારે જવું નહિ. તેણીને હોતેલમાં બેસાડયા પછી હું મારા બાપ આગળ ગઇ. તેને મારા સઘળા જોખમથી વાકેફ કર્યામાં લાવી. તે મારાં કામથી જરા દિલગીર થયો નહિ; અને જો કે તે બીધો હતો તો પણ પોતાથી બનતી સઘળી રીતે તેણે મને મદદ કરવાને જણાવ્યું.

તેને જ્યૉર્જના હાથનો એક પત્ર ઉઇલ્દરન્સી જઇ આવેલો મળ્યો હતો. તે પત્ર જ્યૉર્જના ઉપડવાની થોડા દિવસ આગમચનો લખેલો હતો જે ઉપર અમારી યોજનાનો પાયો અમે રચ્યો.

અમારી યોજનાનાં પેહેલાં પગલાં તરીકે અમે એવું નક્કી કર્યું કે હું મરણ પાંમી છું એવું આરગસ વહાણના આવી પોંહોંચવાને દિવસે યા મોડેથી વર્તમાન પત્રો મારફતે આશકારા કરવું.

પણ આ ઠરાવ ઉપર અમે આવ્યાં પછી તે અમલમાં લાવવાને અમને મોટી અડચણો નડતી જણાઇ. મોતની ખબર આપતાં મૃત્યુ સ્થળ તેમજ વખત જણાવવા તો જોઇએ. હું મારા બાપ સાથ મસલત કરતી ચાહ પીવા તેબલ આગળ મારાં બાળક સાથ બેઠી હતી જ્યારે તેની આયા તેનું હાથ મોં ધોવા માટે તેને લઇ જવા આવી. મેં તેણીને થોભાવી તે બાળકની હાલત વિશે પુછ્યું. સેહેજસાજ વાતના દરમ્યાનમાં તેણી પોતે કેવી કંગાલ હાલતમાં હતી તે બાબે બોલવા લાગી. તે બોલી કે તેણીની દીકરી મારાંજ કદની બીમાર હતી અને કે દાકતરોએ તેણીની તદન આશા મુકી હતી. મેં તેણીને વાત કરવા દીધી અને તેણીની છોકરી કેટલાં વર્ષની હતી તે તેમજ તેણીનાં રૂપ અને કદ વિશે જાણી લીધું. તેણીનું નામ મીર્સીસ પ્લાઉસન હતું.

હવે જ્યૉર્જનાં વહાણને આવી પોંહોંચવાને માત્ર ૨૦) દિવસ બાકી હતા.

હું બીમાર છોકરીને જોવા ગઇ. તેણી ખુબરૂ અને નાજુક બદનની હતી. તેણીના રંગ રૂપનું વર્ણન બેદરકારીથી આપ્યું હોય તો મારાને મળતું આવે ખરૂં. તે છોકરી સાથ મને તેણીનું ભલું કરનાર ઓરત તરીકે ઓળખાવામાં આવી. તેણીની માને મોટી મોટી રકમ મળ્યાથી હું ચાહું તેમ કરવાને તેણી તૈયાર રેહેતી. છોકરી તો એટલી માદી હતી કે પોતાનાં દુઃખ શીવાય બીજું કાંઇ તેણી સમજતી ન હતી. મીસીસ પ્લાઉસન સાથ મારૂં ઓળખ થવા પછી બીજે દહાડે મારો બાપ વેન્તનોર તરફ ગયો અને પોતાની માંદી દીકરી અને તેણીનાં બચ્ચાં માટે તેણે એક ઓરડો ભાડે લીધો. બીજી સવારે બામદાદમાં તે મરતી છોકરી અને જ્યૉર્જીને લઇ ત્યાં જઇ રહ્યો. તે મરનારને પોતાની મા તરીકે બોલાવવાને જ્યૉર્જીને લલચાવતાં વિલંબ લાગો નહિ.

મરતી છોકરી માટે તૂર્ત વેન્તનોરનો હકીમ બોલાવવામાં આવ્યો જેણે મીસીસ તાલ્બૉયઝ તરીકે તેણીની દવા ચાલુ કીધી. તે મીસીસ તાલ્બૉયઝ જ્યૉર્જના આવી પોહોંચવાની એક દિવસ આગમચ મરણ પાંમી અને તે માટેની નોંધ દાકતરે સરકારમાં કરાવી. જ્યૉર્જનાં ત્યાં આવી

પોહોંચવા ઉપર તેણે નવી કબર બંધાવી અને તે ઉપર લેખ સાથનો સ્થંભ ઉભો કરાવ્યો."

આટલું સાંભળ્યા પછી સર મીચલ ઉઠયો અને રૉબર્ત તરફ જોઇ બોલ્યો, "કાંઇ આગળ કેહેવાનું હશે પણ તે મારાથી સાંભળી શકાય એમ નથી. રૉબર્ત, આ તમામ ભરમની તેં ખોલ કરી છે. આજે રાત્રે હું ઘેરની બહાર જાવું છું, હું હવે અહિ રેહેનાર નથી; માટે આ સ્ત્રી જેણીને મેં મારી ઓરત તરીકે ગણી છે તેણીનાં સઘળાં સુખ માટે બંદોબસ્ત કરવાનું કામ હું તને સોંપું છું."

સર મીચલ ઓરડામાંથી ધીમી ચાલે બહાર નીકળ્યો. તેણે જમીન ઉપર પડેલી ઓરત તરફ જોવાની મરજી કીધી નહિ. તેણે પોતાના ઓરડામાં જઇ ચાકરને પોતકોલ્યા તૈયાર કરવા કહ્યું.

---

## પ્રકરણ ૩૬ મું.

### તોફાન પછી શાંતી.

જ્યારે સર મીચલ પેલા કંગાળ જીવડાને રૉબર્ત આગળ મુકી ત્યાંથી પુસ્તકવાળા ઓરડા તરફ ચાલી ગયો ત્યારે રૉબર્ત ઑદલી પણ તેની પુઠે ગયો; પણ તે ઓરડાનું બારણું પકડી સર મીચલની પછવાડે અંદર જવું કે નહિ તેના વિચારમાં ઉભો હતો એટલામાં ઍલીશીઆની નજર તેની ઉપર પડી.

"કોણ! રૉબર્ત ઑદલી!" તેણી બોલી, "આજે તો તમે અમારી સાથ જમશો, નહિ વારૂં? જાવો ને બાવાને તેડી લાવોની જમવાનું તાઢું પડે છે. આઠનો સુમાર થવા આવ્યો છે જ્યારે આપણે હમ્મેશ સાડા છ વાગતે જમ્યે છિએ."

મી० ઑદલીએ પોતાની પીત્રાઇને કરડા દેખાવ સાથ જવાબ દીધો. તે બીચારીને તેણીની નજર આગળ બનતા બનાવોની કાંઇ ખબર ન હતી.

"તમારા બાવાને એક મોટી દિલગીરી ઉપજી છે," રૉબર્ત બોલ્યો.

તે છોકરીના હસતા ચેહેરાએ ગમગીનીનું રૂપ પકડયું.

"દિલગીરી! પપાજીને દિલગીરી! રે રૉબર્ત, એ શું બન્યું છે તેથી મને વાકેફ કર?"

"હાલ તને મારાથી કાંઇ કેહેવાય એવું નથી," રૉબર્ત ઘણે ધીમે સાદે બોલ્યો.

તેણે પોતાની પીત્રાઇનો હાથ પકડયો અને તેણીને જમવાના ઓર-

રૂમમાં લઇ ગયો. તેણે સંભાળથી ત્યાંનાં બારણાં બંધ કીધાં અને પછી બોલવા માંડયું.

"ઍલીશીઆ, તારી ઉપર એક બાબદનો ભરૂંસો રાખું?".

"ભરૂસો શા માટેનો?"

"તારા બાવાનો. તેમની દિલગીરી વખતે દિલાસો આપવાની ખાતરી માટેનો."

"હા, કાં નહિ? એવો સવાલ તારે મને કરવો જોઇતો ન હતો. તું એમ સમજે છે કે મારા બાવાની ગમગીની દુર કરવાને હું કાંઇબી કરવાને પછાત રહીશ?"

તેણીની આંખમાંથી આંસુ તપકયાં.

"રે રૉબર્ત, તું શું એવું સમજે છે કે મારા બાવાને તેમની દિલગીરીના દરમ્યાનમાં હું તેમને દિલાસો આપવાને તત્પર રહીશ નહિ?"

"ના, ના, મારી પ્યારી," રૉબર્ત બોલ્યો, "તારા બાવા તરફની તારી મોહોબત માટે હું શંકા રાખતો નથી; મને જે અવિશ્વાસ આવે છે તે માત્ર તારાં ડહાપણ માટે છે કે કામની વખતે તું તે વાપરવામાં લાવશે કે નહિ! કેમ તે વિશે હું ખાતરી રાખું?"

"અલબતાં."

"ઠીક ત્યારે, મારી વહાલી, હું તારાં ડહાપણ ઉપર મારા કાકાને સોંપુ છું. તારા બાવા ઑદલી કોર્ત છોડી જાય છે તે કાંઇ સેહેજ વખત સુધી તેમને જે સંતાપ લાગો છે તેથી આ જગા તેમને અકારી લાગે છે. તેઓ જાય છે પણ તેમને એકલા જવા નહિ દેવા જોઇએ; નહિ વારૂં, ઍલીશીઆ?"

"એકલા? ના! ના! પણ હું ધારૂં છું કે બાઇ સાહેબ—"

"બાઇ સાહેબ તેમની સાથ જઇ શકશે નહિ. તેઓ તેનાથી હવે તદન જુદા પડવાના છે."

"થોડો વખત?"

"ના; હમ્મેશ સુધી."

"તેણીથી હમ્મેશ સુધી જુદા પડવાના છે, ત્યારે તો આ સંતાપ તેણીથી——"

"મળ્યો છે. બાઇ સાહેબ પોતે તારા બાવાના સંતાપનું મૂળ છે."

ઍલીશીઆનો ચેહેરો જે પ્રથમ ફિક્કો બન્યો હતો તે આ સખુન સાંભળતાં રતાસ ઉપર જણાયો. સંતાપનું મૂળ બાઇ સાહેબ! તેણીનાં કારણસર સર મીચલ હમ્મેશ સુધી જુદા પડવાના છે! તેમના વચ્ચે

કોઇ દિવસ કજીઓ કે કંકાસનું નામ ન હતું. ત્યારે તો તેણીની કાંઇ નામોશી હશે કે જે માલુમ પડયાથી તેમનાં જુદાં પડવાનું કારણ નીપજ્યું છે. . રૉબર્ત ઑાદલી તેણીના મોં ઉપરની લાલીનું કારણ સમજ્યો.

"તારા બાવા જ્યાં જાય ત્યાં તેમની સાથ જવાને તું કબુલ કરશે, ઍલીશીઆ?" રૉબર્તે પુછયું. "પેલા ઓરડામાં રહેલી ઓરતે આ ઘરમાં પોતાનો પગ મુકયો તે પેહેલાં જેવી તું તારા પીતાની સેવા કરતી હતી તેવી તેના આ સંતાપની વેળા કરજે."

"હું કરીશ, હું કરીશ." તેણીએ જવાબ દીધો.

"તેમની આગળ પેલી વિશે એક શબ્દ પણ કાઢતી ના."

"ઠીક, ઠીક, રૉબર્ત."

મી૦ ઑાદલીએ આ વેળાએ પેહેલવેહેલી ઍલીશીઆને પોતાની ગોદમાં પકડી અને તેણીનાં કપાળે ચુમ્મો લીધો.

"મારી વહાલી ઍલીશીઆ, તું આટલું કરજે એટલે મને કરાર થશે. કેટલીક બાબદ તપાસતાં બાવા ઉપરની દિલગીરી મેં આણી છે; માટે મારા કાકાને સુખમાં રાખવાને કોઇબી ઉપાય અજમાવ્યા વગર રેહેતી ના. એમ કરશે તો એક ભાઇ પોતાની ઉમદા ખવાસની બેહેનને ચાહે તે કરતાં હું તને અધિક ચાહીશ."

"બૉબ, તું કેવો ભલો છે; મેં તારી સાથ કેવી અઘટીત ચાલ ચલાવી છે. હું તારી ઉપર ઘણી વેળા ગુસ્સે થઇ હતી કારણ કે—" તે છોકરી બોલતાં અચકી.

"કારણ કે શું, મારી વહાલી?" રૉબર્તે પુછયું.

"કારણ કે હું નાદાન છું; પણ તેની હવે દરકાર કરવી નહિ; તમે જે ઇચ્છો છો તે હું કરીશ. હું જઇને હવે તૈયારી કરૂં. શું પપાજી આજ રાત્રે જાય છે?"

"હા, મારી વહાલી. કેટલોક વખત સુધી સર મીચલ આ ઘરમાં એક રાત પણ કાઢનાર નથી."

"મેલ ત્રેન ૯ . ૨૦ ને સુમારે ઉપરે છે. હું જાવું છું; અને બહાર નીકળવા પેહેલાં હું તમને મળીશ."

"હા, પ્યારી."

મીસ ઑાદલી દોડતી પોતાના ઓરડામાં ગઇ અને પોતાની દાસીને બોલાવી તેણીને મુસાફરી માટેની તૈયારી કરવા તેણીએ કહ્યું, જો કે તેણીને પોતાને ખબર ન હતી કે કયાં તેણી જવાની હતી.

તેણીની પુઠે રૉબર્ત પણ ઉપર ગયો. તેણે સર મીચલના ઓર

કાનું બારણું ઠોક્યું. જવાબ ઘણી વારે મળ્યાથી તેને નાના પ્રકારના અં-દેશા ઉત્પન્ન થયા.

"કેમ તારે કાંઇ બીજું મને કેહેવું છે, રૅાબર્ત?" સર. મીચલે પુછ્યું.

"એટલુંજ કે ટ્રેન ૯ ' ૨૦ ની છે."

"તે મને ખબર છે."

"ઍલીશીઆ તમારી સાથ આવશે."

"ઍલીશીઆ!"

"હાલ તેણીથી અહિં રેહેવાય નહિ."

"હું સમજ્યો; પણ કોઇ બીજી જગા નથી કે જ્યાં તેણી રહી શકે?" સર મીચલે પુછ્યું.

"કેઠે નહિ."

"ઠીક, ત્યારે આવવા દેવો; હું કલૅરનદન તરફ જઇશ."

"ઍલીશીઆ તૈયાર થાય છે."

"વારૂં, આવવા દેવો. ગરીબ છોકરી!"

"તમે જાવો તે પેહેલાં હું તમને મળીશ. હાલતો જાવુંછું."

"સબર, તેં ઍલીશીઆને કહ્યું છે કે?"

"ના, કાંઇ નહિ; માત્ર એટલું કે તમે થોડોક વખત કોર્ત છોડી બહાર જવાના છો."

"તું ઘણો ડાહ્યો છોકરો છે, ઘણોજ ભલો."

સર મીચલે પોતાનો હાથ લંબાવ્યો જે રૅાબર્તે પોતાના બંધે હાથમાં ઝાલી પોતાના હોઠને લગાડયો.

"અરે સાહેબ, હું હવે ઘણો પસ્તાવું છું કે આ સંકટ મેં તમારી ઉપર આણ્યું છે."

"નહિ, છોકરા, નહિ; તેં ઘણું નેક કર્યું છે. હું માત્ર એટલુંજ ઇચ્છું છું કે આજ રાત્ર અગાઉ મારૂં મોત નીપજ્યું હોત તો ઠીક થાત; પણ તેં ઘણું નેક કર્યું છે."

સર મીચલ પોતાના ઓરડામાં પાછો ગયો અને રૅાબર્ત, બાઇ સાહેબ જ્યાં પડેલી હતી તે ઓરડાના ઉંબરા આગળ જઇ અટકયો. તેણી જમીન ઉપર પડેલી હતી. તેણે તેણીના દાસીને બોલાવી અને કહ્યું, "બાઇ સાહેબના જીવને ઠીક નથી; એમને એમના ઓરડામાં લઇ જા, અને તપાસજે કે રાતના એઓ બહાર નીકળે નહિ. તું એઓની આગળ રેહે જે પણ કાંઇ વાતચીત કરતી ના કે એમને બોલાવતી કે જવાબ આપતી ના."

બાઇ સાહેબ સુદિમાં હતાં. તેઓ પોતે ઉઠ્યાં અને પોતાને બિછાણે ગયાં. જતી વેળા રૉબર્તને પુછ્યું, "સર મીચલ ગયા કે?"

"ના, હજી અડધા કલાકની વાર છે," રૉબર્તે જવાબ દીધો.

"માઉન્ત સ્તૅન્નીન્ગની આગમાં કોઇના જીવને હાણી તો નથી પુગી."

"નહિ, કોઇને નહિ."

"હું ઘણીજ ખુશી છું."

"પોહોંચખાણાવાલો, માર્કસ ઘણો દાઝી ગયો હતો, તે હાલમાં તેની માને ઘર ધાસ્તી ભરેલી હાલતે છે; પણ તે સાઝો થાય એવું લાગેછે."

"તે સાંભળી મને ખુશી ઉપજે છે–હું ખુશીછું કે કોઇના જીવને હાણી પુગી નથી. સાહેબજી મી૦ ઑદલી."

"હું તમને અડધો કલાક વાત કરવાને આવતી કાલે મળીશ."

"જ્યારે તમારી મરજી પડે ત્યારે, સાહેબજી."

"સાહેબજી."

બાઇ સાહેબ પોતાના ઓરડામાં જવા પછી, રૉબર્ત પુસ્તકખણાના ઓરડામાં આવતી કાલે બાઇ સાહેબનું શું કરવું તે વિશે તેમજ તે કોતની જ્યૉર્જના ધુમ થવાના દિવસ સુધીની જાહોજલાલી વિશે વિચાર કરતો બેઠો. બહારના મિનારામાં કલાક ૯ નો ટકોરો વાગ્યો. દરવાજા ઉપર ગાડીનો ખડખડાત સંભળાયો. ઍલીશીઆ પોતાની દાસી સાથ હેઠળ ઉતરી.

"સાહેબજી, રૉબર્ત," તેણી રૉબર્તને પોતાનો હાથ આપતાં બોલી. "ખોદા તમને તનદરોસ્ત અને સુખી રાખે! તમારે ખાતરી રાખવી હું પપાની સંભાળ લઇશ."

"તે વિશે મારી ખાતરી છે. ખોદા તને સુખ આપજો," રૉબર્તે જવાબ દીધો.

બીજી વેળાએ બંધે પિત્રાઇએ અકેકને ગોદમાં દાબ્યાં; અને રૉબર્તે ઍલીશીઆનાં કપાળ ઉપર ચુમ્મી લીધી.

નવ ઉપર પાંચ મીનીત થયાં એટલે સર મીચલ હેઠળ ઉતરયો. તેની પુઠે તેનાજ જેવો તેનો જઇફ ખીદમતગાર હતો. તેણે જે હાથ પોતાના ભત્રીજાને શૅકહેન્દ કરવા આપ્યો તે થંડોગાર હતો.

"રૉબર્ત, સઘળું હું તારા ડહાપણ ઉપર સોંપી જાવું છું," સર મીચલ બોલ્યો. "મેં તમામ હકીકત સાંભળી નહિ હોય. પણ જેકાંઇ સાંભળ્યું છે તે પુરતું છે. હું તારી ઉપર સઘળું મુકી જાવું છું; પણ તું ધાટકી બનતો ના. એટલું ધ્યાનમાં રાખજે કે તેણી મને ઘણી વહાલી હતી."

"તમારૂં કહેલું હું યાદ રાખીશ."

આંસુંનું દગા ભરેલું ધુંમસ તેની આંખે ફરી વળ્યું જેથી રૉબર્તને તેના કાકાનો ચેહેરો જણાયો નહિ. તેના જવા પછી તે લાઇબ્રેરીમાં પાછો ગયો અને બતી મંગાવી ત્યાં બેઠો.

"અહિંથી લન્ડન તાર કરી શકાશે?" તેણે એક ખીદમતગારને પુછયું.

"અહિંથી નહિ સાહેબ; પણ બ્રેન્તઉદ ખાતેથી બનશે," ખીદમતગારે જવાબ દીધો. "હોકમ હોય તો એક માણસ ઘોડા ઉપર સ્વાર થઇ ત્યાં જઇ શકશે."

"ઠીક, મારે એક તારનો સંદેસો મોકલવો છે."

ખીદમતગારે દૌત કલમ આણી આપ્યાં; અને રૉબર્તે સંદેસો લખી કાઢયો:—

"ઑદલી કોતવાલા રૉબર્ત તરફથી તેમ્પલ મધ્યે, પેપર બીલ્ડીન્ગ-વાળા ફ્રેન્સીસ ઉઇલ્મીન્ગતનને પોંહોંચે.

"પ્યારા ઉઇલ્મીન્ગતન, અગર તમે કોઇ એવા દાકતરને ઓળખતા હોવ કે જે દિવાનાંપણાના ઉપાયમાં માહીતગાર હોય અને જે કોઇ ભરમ જાળવે એવો હોય તો મેહરબાની કરીને તેનાં નામ નિશાણ તારની મા-રફતે મુજ ઉપર મોકલી આપજો."

મી૦ ઑદલીએ આ સંદેસો એક મજબુત પરબીડાંમાં બીડયો અને રૂ ૧૦) સાથ પેલા ખીદમતગારના હાથમાં મુકયો.

તેના જવા પછી મી૦ ઑદલી કેટલોક વખત વિચાર કરયા બાદ ઉંઘમાં પડયો જેમાંથી તેને પોતાના સંદેસાનો જવાબ મળતાં ઉઠયો.

"વહાળા ઑદલી, તમારૂં કામ કરવાને હું હમ્મેશ ખુશી રહીશ. આલ્વીન મૉસગ્રેવ, એમ. દી., ૧૨, સૅવીલ રો. નિર્ભય."

"આવતી કાલે એક બીજો સંદેસો બ્રેન્તઉદ તરફ લઇ જવાનો છે, રીચર્દસ," મી૦ ઑદલીએ ખીદમતગારને કહ્યું. "નાસ્તાના વખત પેહેલાં કોઇ માણુસ ઘોડાપર જશે તો તેને મેહેનતના રૂ ૫) આપીશ."

મી૦ રીચર્દે સર નમાવ્યું અને પુછયું. "કેટલે વાગે, મેહેરબાન સાહેબ."

"સવારમાં ૬ કલાકે. મારા માટે ઓરડો તૈયાર છે?"

"હા સાહેબ, તમારો જુનો ઓરડો."

"ઠીક, હું હવે ત્યાં જઇશ; મને જરા બ્રાન્દી અને ગરમ પાણી આણી આપ."

બીજો સંદેસો દાકતર મૉસગ્રેવ ઉપર હતો જેમાં તેને તાકીદે ઑાદલી કોર્ત તરફ આવવાને અરજ કરી હતી. તે સંદેસો લખ્યો એટલે રૉબર્તને, લાગ્યું કે જે કાંઇ કરવાનું હતું તે તેણે તમામ કર્યું હતું. તેણે બ્રાન્દી પાણી પીધું. પીતી વેળા તેને કલૅરા તાલ્લૉયઝ યાદ આવી. તેણીના ભાઇનો કિનો લેવામાં આવ્યો. તેણીને માઉન્ત સ્તૅનીન્ગની આગ વિશે ખબર પડી હશે? તેણી તે વિશે સાંભળીને કરે તે શું? પણ શું તેણીને ખબર પડી કે રૉબર્ત તે વેળાએ ધાસ્તીમાં હતો અને કે તેણે એક છાકટા ગામડ્યાને બળી મરતાં બચાવ્યો હતો?

---

## પ્રકરણ ૩૭ મું.

### દાતકરની સલ્લાહ.

બાઇ સાહેબે ઉંઘ કાઢી. તે શિયાળાની આખી રાત તેણીએ ઉંઘ કાઢી. ગુનાહગારો આ દુન્યા ઉપરની પોતાની છેલ્લી રાત એમજ ઉંઘમાં કાઢે છે; અને બીજી સવારમાં જ્યારે દારોગો તેમને ઉઠાડવા આવે છે ત્યારે પણ તેઓ તેની પાસે ઉંઘતા હોય છે.

દાવ રમાયો; પણ જીત મલી નહિ. બાઇ સાહેબે એકબી પોતાનું પાણું ગુમાવ્યું નહિ. તેણીએ ઘણા હાથ કીધા અને બન્યું તેમ કર્યું; પણ પોતાના હરીફનો દાવ ઘણો મજબુત હતો અને તેથી તે જીત્યો.

પોતાની હાર પછીજ તેણીને દિલે કરાર પડયો. જે દિવસે જ્યૉર્જ તાલ્બૉયઝનાં ઑસ્ત્રેલ્યા તરફથી પાછા ફરવા વિશે તેણીએ વાંચ્યું હતું તે દિવસથી તે આ ઘડી સુધી તેણીનું દિલ અનેક પ્રકારના હંદેસા તેમજ નાના પ્રકારની હિકમત તેમજ જાતજાતનાં કાલાં ઘેલાં કરતી રહી હતી. હવે તેણીનો જીવ હેઠળ પડયો, અને હવેજ તે નચિંત થઇ.

"તેઓ મને કેઠે બંધ કરશે, અને એ કરતાં અધિક તે શુ કરવાના છે?"

તેણી પોતાને કોઇ રાજદુવારી બંધવા તરીકે સમજી, કે જેની માફક તેણીની બરાબર સંભાલ લઇ શકાય.

મોતની શિક્ષાવાલા ગુનાહગારો જેમ નિરાંતે પોતાનું ભોજન લે છે. તેમ તેણીએ સવારમાં સ્ત્રૉન્ગ ચા અને પાંઉના તોસ્ત લીધાં. નાસ્તો કીધો, સ્નાન કર્યું, અને સુગંધી તેલોથી વાલ સમારી તેણીએ બહાર દેખાવ દીધો. પોતાના દરેક પાદશાહી ઠાઠમાઠવાલા ઓરડાઓમાંથી બહાર નીકળતાં તેણીએ દરેકની તરફ અફશોસ સાથ જોયા કીધું, છતાં

જે શખસે તેણીને માટે ઑડલી કોર્તને એ રવેશનો સણગાર આપ્યો હતો તેને જરા પણ યાદ કર્યો નહિ. તેણીએ માત્ર એટલોજ વિચાર કર્યો કે તે કેટલા કિંમતી હતા અને કે તે હવે કેવા તેણીના હાથમાંથી જતા હતા.

માર્ચ મહિનાનો દિવસ હતો. બાઇ સાહેબે પોતાની ઉપર એક હિંદી શાળ લપેટી હતી. તે શાળ સર મીચલે તેણીને માટે રૂ ૧૫૦૦ માં ખરીદી હતી તેમ કરતાં કદાચ તેણીને એવો વિચાર આવ્યો હોય કે જો તેણીને કેદે લઇ જઇ બંધ કરવામાં આવે તો તે પોતાની કોઇ ચીજ પોતાની સાથ લેતી જાય.

રૉબર્ત લાઇબ્રેરી યાને પુસ્તકવાળા ઓરડામાં પોતાનો નાસ્તો લેતો બેઠો હતો જ્યારે દાક્તર મૅાસગ્રેવ દાખલ થયો.

દાક્તરે આવતાં વાર રૉબર્તને નમીને સલામ કીધી; અને તેને ઇશારત કરી દેખાડેલી ખુરશી ઉપર પોતાની બેઠક લીધી.

"હું ધારૂંછું કે તમારા માટે તમે મને બોલાવ્યા ન હશે."

"અલબત નહિ; પણ હું ધારૂંછું કે તમને સોંપેલો ભરમ તમે જાળવી રાખો એવા છો."

મૅાસગ્રેવે ડોકું હુલાવ્યું.

"હું જે વાત તમને કહેવા માગું છું તે જોકે મારે લગતી નથી, તોપણ તે એવી શરતે તમને સોંપીશ કે તમારે તે કોઇ બીજાને જણાવવી નહિ. કેમ સાંભળો છોની?"

દાકતરે ડોકું હુલાવ્યું અને કહ્યું, "હું સઘલાં ધ્યાનથી સાંભળુંછું."

રૉબર્તે પોતાની ખુરશી દાકતરની નજદીક ખસેડી, અને આગળી રાત્રે બાઇ સાહેબે સર મીચલ આગલ જેટલો એકરાર કર્યો હતો તેજ સર્વ તેને કહી સંભળાવ્યો. તાલ્બૉયઝના ઘુમ થવા વિશે યા તે પછીના બનાવની વાતથી તેને વાકેફ કીધો ન હતો. માઉન્ત સ્તૅન્નીન્ગમાં લાગેલી આગ વિશે પણ કાંઇ તેને જણાવ્યું ન હતું.

જ્યારે તે વાત તમામ કરી રહ્યો ત્યારે દાકતરે ડોકું હુલાવ્યું.

"બીજું કાંઇ કેહેવાનું છે?" તેણે પુછયું.

"નહિ. કાંઇ, બીજું કેહેવાજોગું નથી."

"તમારી મતલબ એ સમજું છું કે આ સ્ત્રી દિવાની છે એવું મારે જાહેર કરવું કે જેથી તેણી પોતાનાં બુરાં કામ માટે જવાબદાર કેહેવાય નહિ." દાકતરે કહ્યું.

"ઠીક; કોઇબી રવેશે તેણીને દિવાની ઠરાવવી," રૉબર્ત બોલ્યો.

"પણ તેમ બની શકે એવું નથી. તમે તેણીને વિશે જે કાંઇ મને કહ્યું છે, મી૦ રૅાબર્ત, તેટલાં ઉપરથી તેણીને કાંઇબી જુરી દિવાની ઠરાવી શકે નહિ. તેણી પોતાના ઘરમાંથી નાશી ગઇ કારણ કે તે ઘર તેણીને માટે સુખતું ન હતું તેથી તે વધારે સારૂં જોવા ગઇ. એમ કરવામાં કાંઇ દિવાનાપણું કહેવાય નહિ. પોતાનો ભરથાર હૈયાત હતો છતાં તેણી બીજાને પરણી જે ગુનોહ કર્યો તે માત્ર પૈસો અને દરજ્જો મેળવવા ખાતર તેણીએ કર્યું એમાં કાંઇ દિવાણાપણાની નિશાણુ કોઇને જણાય નહિ. જ્યારે પોતાની વાત અંત ઉપર આવેલી તેણીને જણાઇ ત્યારે તેણી જીવ ઉપર આવી નહિ. તેણીએ તે વેળાએ ચંચળ ઉપાય યોજ્યા અને એવું કાવત્રું ચલાવ્યું કે જે પાર પાડવામાં ધૈર્ય અને પૂરૂ સમજનું કામ હતું."

"પણ વંશપરમપરાથી ઉતરેલાં ઘેલાપણાનો કલંક—"

"તે તો ત્રીજી ઓલાદે ઉતરે અને બાઇ સાહેબને જો કાંઇ ફરજંદ હોય તો તેને પણ લાગે. ઘેલાપણાની અસર મા ઉપરથી દીકરીને જરૂર થવી જોઇએ એવી કાંઇ શકયતા નથી. હું તમને કામ લાગી શકું પણ મને કાંઇ દિવાનાપણાની સેહેજ અસર જેવુંબી જણાતું નથી. સૌથી સરસ ઉપાય આ છે કે તમારે એ સ્ત્રીને તેણીના પેહેલાં ધણીને ત્યાં મોકલી આપવી."

જ્યૉર્જ વિશે સાંભળતાંજ મી૦ ઑદલીના ચેહેરાનો રંગ બદલાઇ ગયો.

"તે સ્ત્રીનો પેહેલો ભરથાર ઘુમ થઇ ગયો છે—તમે સમજો છે તેમ તે મરણ પામ્યો છે," દાકતર બોલ્યો.

લગાર વિચાર કરતો દાકતર થોભ્યો, અને પછી બોલ્યો, "મી૦ ઑદલી, તમારે જો મારી ઉપર વિશ્વાસજ રાખવો હોય તો તે પુરે પુરો રાખવો, તમે મને સઘળું જણાવ્યું નથી. તમે મને વધુ જણાવો તો હું તમને મારી સલ્લાહ આપીશ."

"હું તમને કહી ચુકોછું કે હું કાંઇ વધુ જાણુતો નથી."

"પણ તમારા ચેહેરા ઉપરથી હું ચેત્યોછું કે તમને એક પાંતીનો શક જાય છે; માટે મારૂં કામ હોય તો તમારે મને સઘળું જણાવવું."

"હું તમને સઘળું કહીશ, દાકતર હું તમારા વચન ઉપર ભરૂસો રાખીશ. લોકોને નુકસાણ થાય એવું હું કરવા માંગતો નથી મને તો માત્ર આટલુંજ જોઇએ છે કે એક કુટુંબ પોતા ઉપર ઉતરતી નામોશીથી બચે."

તેણે જ્યૉર્જના ઘુમ થવા વિશેની વાત કહી.

"ઠીક, હવે ૨૦ મીનીત બાકી છે, અને તે સ્ત્રીને મારે જોવી જોઇએ."

"તમે એકલા તેણીને મળશો."

"હા."

રૉબર્ત બાઇ સાહેબની દાસીને બોલાવી અને એકલો દાકતર તેણી હજુરમાં જાય એવું કરવા કહ્યું.

આસરે દશ મીનીતમાં દાકતર પાછો બહાર આવ્યો.

"મેં તે સ્ત્રી સાથ વાત કરી છે," તે બોલ્યો. "અને અમે એકકને સારી રવેશે સમજ્યાં છૈયે. એનામાં ઘેલાપણાની છુપી અસર છે જે કદી ખુલ્લી જણાય નહિ, તોપણ તે જનમારામાં માત્ર એક બે વેળા પોતાની અસર જણાવ્યા વગર રહે નહિ. એ સ્ત્રી દિવાની નથી, તોપણ એના લોહીમાં વંશ પરમપરા ઉતરેલો તે દાગ છે ખરો. એનામાં દિવાનાપણાની પક્કાઇ છે જે સાથ ચાલાકીનું ડહાપણ છે. હું તમને કહું છું મી૰ ઑ-દલી કે તેણી ભયંકાર આદમી છે. જ્યૉર્જ તાલ્બૉયઝ ઘુમ થઇ ગયો છે પણ તેને તેણીએ મારી નાખ્યો છે એવું ગુમાન લઇ જવાને તમારી પાસ એ-કજ સબબ છે કે તેણી પોતાના બીજા ધણી સાથ વગર હરકતે રહી શકે એટલાજ માટે તેણીએ તેને ઠેકાણે પાડવો જોઇએ. જો મને એમ લાગત કે તેણીના હાથથી ખુન નીપજ્યું છે તો તેણીને ઠેકાણે પાડવાને હું તમને ના પાડત; પણ તેવા પુરાવાની ગેરહાજરીએ હું તમને મદદ કરવાને તૈયાર છું."

રૉબર્ત ઑદલીએ તે વૈદનો હાથ ઝાલ્યો.

"જ્યારે વખત આવશે ત્યારે હું તમારો ઉપકાર માનીશ," રૉબર્ત બોલ્યો. "હું મારા કાકાના તેમજ મારા પોતાના નામે તમારો ઉપકાર વધારે સારી રીતે માનીશ."

"પણ હવે મારે અહિં થોભવાને માત્ર પાંચ મીનીત બાકી છે; અને મારે એક પત્ર હજી તો લખવો છે."

તે એક લખવાની તેબલ આગલ બેઠો બીજી સાત મીનીતમાં તેણે એક પત્ર ઝડપથી ચીત્રી કાઢયો.

તેણે તે પત્ર એક પડબીડામાં મુકયો અને મોહોર કર્યા વગર રૉબર્તના હાથમાં આપ્યો.

તે પત્ર ઉપર સરનામું આ મુજબનું હતું—

**મૉન્શ્યુર વાલ,**
**વિલ્લે બ્રુમો,**
**બેલ્જીયમ.**

આ નવાઇ જેવાં સરનામાં ઉપરથી રૉબર્તે ઑદલીએ દાકતરના મોઢાં તરફ શંકાની નજરથી જોયા કર્યું.

દાકતર તેના વિચાર ચેતી જોઇ ખુલાસો કર્યામાં લાવ્યો કે આ પત્ર મારા એક પુરાણા મિત્ર ઉપર મેં લખ્યો છે. તે બેશક બાઇ સાહેબને પોતાનાં "મૅદહાઉસ" માં રાખશે, અને તેઓ માટે જવાબદાર રેહેશે."

રૉબર્ત ઑાદલી તેનો ફરીથી ઉપકાર માનવા જતો હતો, પણ તે દાકતર તેને વારી બોલ્યો, "જે પળથી બાઈ સાહેબ તેના ખાતામાં પગ મુકશે તે પળથી તેણીની જીંદગી આખર થયલી સમજવી. જે કાંઈ ભરમ તેણીની પાસ હશે તે સદાના દટાયલા રેહેશે. જે ગુનાહ તેણીએ કર્યા હશે તે તેણી ફરી કરવા પામશે નહિ. જો આ ઓરત ભરૂસો કરવા લાયકની હોય તો પ્રાણી ગુણ ધર્મ શાસ્ત્ર યાને મોઢાં ઉપરથી ઇનસાનની ખાસીયત પારખવાનો ઇલ્મ કાંઈજ નહિ પણ ઠગાઈ કેહેવાય. તેણીની સાથ વાત કરવામાં મેં દશ મીનીત લીધી અને તે દરમ્યાનમાં તેણીથી બનત તો મારાં આંગ ઉપર ધશી મારે તોટો પીશત."

"તમારા કામની મતલબ તેણી ચેતી ગઈ ત્યારે?"

"તેણીએ તે જાણ્યું. 'તમે એમ સમજો છો કે હું મારી માની માફક ઘેલી છું, અને તેથી તમે મને તપાસવા આવ્યા છો,' તેણી બોલી 'મારાં લોહીમાં કોઇ તેવો ભયંકાર રંગ જોવાની તપાસ ચલાવો છો.' સાહેબજી, મી૦ ઑાદલી, મને દશ મીનીત વધારે થઇ છે; હવે ત્રેન હાથ કરવા જેટલોજ વખત રહ્યો છે."

---

## પ્રકરણ ૩૮ મું.

### જીવતાં જીવત પુરઈ રેહેવું.

દાકતરનાં લખેલાં કાગળ સાથ રૉબર્ત ઑાદલી પુસ્તકખાણાના ઓરડામાં હવે શું કરવું તે વિશે વિચાર કરતો બેઠો હતો.

તેણે બાઇ સાહેબને એક ચીઠી લખી જણાવ્યું કે તે તેણીને દુર દરાજ લઇ જવા માંગે છે કે જ્યાંથી તેણી પાછી ફરનાર નથી માટે તેણીએ ઉતાવલથી મુસાફરીની તૈયારી કરવી, કારણકે તેણીએ તેજ સાંજરે ઉપરવાનું છે.

બાઇ સાહેબની દાસીને આટલા થોડા વખતમા પોતાની બાઇની પેટીઓ વગેરે તૈયાર કરવાને મુશ્કેળ લાગ્યું; પણ તેણીની સાહેબજાદીને પોતાને એટલો હર્ખ ઉપજ્યો હતો કે તેણીએ તમામ ઝવાહીર અને રેશમી પોષાકો ઝડપથી પૅક કરી લીધા. તેઓ તેણીના હાથ માંહેલું સઘળું લઇ મુકતા ન હતા. તેઓ તેણીને દેશનિકાળ લઇ જતા હતા; પણ

દુન્યા ઉપર કેઇ જગા એવી હશે કે જ્યાં બાઇ સાહેબ પોતાની ખુબસુરતીની મોહીણીની અસર ચલાવી મોટા મોટા અમીર ઉમરાવ અને બડેખાંઓને વશ નહિ કર્યાંમાં લાવે! તેણીએ દાસીને પોતાનું તમામ બાંધી લેવાને મદદ કીધી. જલદીથી તૈયાર થયા પછી તેણીએ રૉબર્તને કેહેવાર્યું કે તેણી મુસાફરી માટે તૈયાર હતી.

તેણી પોતાની દાસી સાથ વાતમાં હતી જ્યારે "મૅદ હાઉસ" ખાતાંનો ઉપરી તેણીના ઓરડામાં દાખલ થયો.

મુસાફરી ઉપર બાઇ સાહેબે મો ધર્યું જે થોડા દિવસમાં તમામ થઇ. બાઇ સાહેબને એક સારી ઓરડીમાં લઇ જવામાં આવ્યાં જ્યાંનાં અંધારામાં તેણીને ફ્રેન્ચ દાકતર મળવા આવ્યો.

"તમને એક દાસી મળશે જેણી માત્ર તમારી ચાકરીમાં હમેશ મશગુળ રેહેશે. તમે જે કાંઇ માંગશો તે આપવામાં આવશે, જેથી આ વિલેજ્યુમોમાં તમારો વાસો સુખદાયક ગુજરશે. જ્યારે ઇચ્છા થાય છે ત્યારે અત્રેના રહીશો ભેગા મેજબાની ચલાવે છે. હું તેમની સાથે કોઇ વેળા જમુ છું; પણ મારો મદદનીસ તો હંમેશ તેમ કરે છે. બહારના તંબુમાં હું મારા ખટલા સાથ રહું છું. મારો મદદનીસ આ ઘરમાંજ રહે છે. તમારાં સુખ માટે અમે દરેક કાળજી ચલાવશું એ વિશે તમારે ખાતરી રાખવી."

"જે માણસ મને અત્રે લાવ્યો છે તે સાથ મારે વાત કરવી છે," બાઇ સાહેબ બોલ્યાં.

રૉબર્ત તેણીની કોટડીમાં આવ્યો.

"બાઇ સાહેબ, મૅદમ તેલરનાં નામથી તમે અહિં ઓળખાશો," રૉબર્ત આવતાંને વાર બોલ્યો.

"ઠીક; પણ મી૦ ઑદલી તમે મને જીવતાં જીવત કબરમાં આણી મુકી છે," તેણી બોલી "તમે તમારી સતા ઘણીજ નીચ અને ઘાટકીપણે વાપરી છે."

બીજાઓને ઇન્સાફ અને તમારી તરફ દયા ખાતર જે મારે કરવું ઘટારત હતું તેજ મેં કર્યું છે. જ્યૉર્જના ગુમ થવા પછી તેમજ સ્તૅન્નીન્ગ તરફની આગ પછી જો હું તમને અટકાવવાના ઉપાય લઉં નહિ તો લોકો તરફ દગાખોર હું ગણાઉં. હું તમને એવી જગા ઉપર લાવ્યો છું કે જ્યાનાં લોકો તમારી વિશે કાંઈ પણ જાણતાં નથી. તમને કોઈ અહિં મેણા મારનાર કે આંગળી દેખાડનાર મળશે નહિ જેથી તમે અહિં સુખમાં જીંદગી ગુજારશો. અહિં તમે એક રાજકુંવરી માફક રહી શકશો. ખચીત તમારાં મોટાં મોટાં પાપના બદલામાં આટલોજ પશ્ચાતાપ તમારે

કરવો છે. અહિં રેહેજો અને તમારાં પાપનો તમે પસ્તાવો કરજો. અહિં કોઈ તમને ચટકો કે દુઃખ લગાડનાર નથી. હું એટલુંજ કહું છું કે તમે પસ્તાવો કરતાં રેહેજો."

"કદી નહિ," તેણી બારણાં આગળ જઇ તેના કડાંપર હાથ મુકતાં બોલી, "કદી નહિ; શું મારી આવી ખુબસુરતી છતાં હું અત્રે આવી પડી છું? એમજ બનવાનું હતું એવું જાણુત તો હું અત્રે હસ્તી તમામ કરત! એમજ મારૂં છેવટ જોવાનું હોત તો જ્યૉર્જે જ્યારે પાછો ફર્યો ત્યારેજ હું જીવ ઉપર કરત!"

તેણી પોતાના સોનેરી વાળનાં ગુચળાં પીખવા લાગી. તે ચકચકીત વાળનાં રોનક અને મરોર તેમજ તેણીના બ્લુ નેણ અંતે તેણીને કામ લાગાં નહિ, જેથી તેણી પોતાને શ્રાપ દેવા લાગી.

"જો મેં હિમ્મત કરી હોત તો હું તમારા તરફ તુચ્છકાર બતાવત!" તેણી બોલી "હું તમને ધિક્કારત અને આપઘાટ કરત! પણ મારી હિમ્મત ચાલી નહિ. હું પેહેલેથીજ ગરીબ અને હિચકારી ઓરત હતી; અને રેખેને માનું ઘેલાપણું મારી ઉપર ઉતરે તે માટે તેમજ મુફ્લેસી, જ્યૉર્જ તાલ્બૉયઝ, અને સર્વથી વધારે તારા માટે મને દિલમાં મોટી બીક રેહેલી હતી."

આટલું બોલવા પછી લગાર તેણી ખામોશ રહી.

"હું હાલમાં શો વિચાર કરૂં છું તે તમે જાણો છો?" તેણી બોલી. "આ ઓરડાના ઝાંખા ઉજાસમાં તમારા ચેહેરા તરફ જોતાં હું શું વિચારૂં છું તે તમે સમજો છો? હું તે દિવસને યાદ કરૂં છું કે જે દિવસે જ્યૉર્જ તાલ્બૉયઝ ઘૂમ થઇ ગયો હતો."

પોતાના ગેબ થઇ ગયલા મિત્રનું નામ સાંભળતાં રૉબર્ટ ચોંકયો; તેનો ચેહેરો ઝર્દ મારી ગયો, અને તેની છાતીનો દમ જલદીથી અને જોરથી ચાલવા લાગો.

"તમે જેમ ઉભા છો તેમ મારી સામો તે ઉભો હતો," તેણી પાછી બોલી. "તમે આમ બોલ્યા હતા કે તેની શોધ માટે ઑદલી કોર્તનું ઘર તેમજ બગીચા માંહેલું દરેક ઝાડ જમીનદોસ્ત કરવામાં આવશે. એટલું બધું કરવાની કાંઇ જરૂર ન હતી જ્યારે જ્યૉર્જ તાલ્બૉયઝનું શરીર તો ચુણાના રસ્તાની પણેહના ઝાડી માંહેલા જુના કુવાનાં તલયે પડેલું છે."

રૉબર્ટ ઑદલીએ એક મોટી ભયાભીત ચીશ સાથ પોતાના બન્ને હાથ માથાંની ઉપરથી એકેકમાં ભેરવ્યા.

"રે મારા ખોદા!" તે બોલ્યો, "જે ભયંકાર લુચ્ચાઇ મારા હાથ લાગી છે તે મેળવવા માટે મેં જે ભાત ભાતના ભયંકાર વિચારો કર્યા હતા તે કાંઇ કારગત લાગા નહિ?"

"તે ચુણાના રસ્તા ઉપર ફરતો ફરતો આવ્યો," બાઇ સાહેબે પાછું ચાલુ કીધું, "હું જાણતી હતી કે તે આવશેજ તેથી તેને મળવાને હું તૈયારજ હતી. મેં ઠરાવ કરી રાખ્યો હતો કે કોઇબી રીતે મારો નવો મલેલો દરજ્જો, પૈસો તકો, અને ઠાઠમાઠ છોડીને આગળી હાલતમાં રીબવા જવું નિહં; પણ જ્યૉર્જને કોઇબી લાલચે, પટાવી સમજાવી અને તેથી કાંઇ નહિં વળે તો ધમકી આપીને મારા ઉપરથી હાથ ઉઠાવવાને સમજાવવો અને ત્યાંથી વદેયા કરવો. તે મને મળ્યો અને વેન્તનોર તરફ તેને ઠગવા માટે જે કાવત્રુ રચ્યું હતું તે માટે મને ઠપકો દેવા લાગો. તેણે પોતાનો મક્કમ વિચાર જણાવ્યો કે જ્યાં સુધી તેની ધાંટીમાં દમ હશે ત્યાં સુધી તેના તુટેલાં જીગર માટે તે મને હરગેઝ થઇ માફ કરનાર નથી; અને કે તેનાં દિલમાં મારા માટે દયાનું એક ટીપું નથી. તે બોલ્યો કે મેં તેનું જીગર તેની છાટીથી તોડી નાખ્યું હતું અને તે મેં મારા પગ તળે કચડયું હતું. એવું એવું તે ઘણું બોલ્યો. તેણે આ પણ પોતાનો વિચાર નક્કી જણાવ્યો કે તે મને સર મીચલ જેમને મેં ઠગયા હતા તેમની આગળ લઇ જશે અને મારી પાસે મારી તમામ લુચ્ચાઇ મારા મોહોંડેજ બોલાવશે. આવી ધમકી મને આપતાં તેને જરા ભાન ન હતું કે મેં મારી માનાં દુધ સાથ ઘેલાપણાંનો અંશ ધાવ્યો હતો. તેને બીચારાને એટલી ખબર ન હતી કે તેથી હું સેહેજ લાગણીએ દિવાની બની જાવું છું. તમારીજ માફક તેણે મને ગોદ ગોદ કરી. તમારીજ માફક તે મારી તરફ નિર્દય બન્યો. ચુણાવાળા રસ્તાને નાકે અમે ઝાડીમાં ગયાં. ત્યાંનાં કુવાની ભાગેલી દિવારના એક પથ્થર ઉપર હું જઇ બેઠી, જ્યારે જ્યૉરર્જ ત્યાંના રદ પડેલા રેંતને અઢેલી ઉભો હતો. તે રેંતની ઘડી કીતાઇ ગયલી હતી અને જ્યૉર્જનાં જરા હાલવાથી ફર્યા કરતી હતી. હું આખરે ઉઠી અને તેની ધમકી તરફ મારી બેદરકારી બતલાવવા તે આગળ ગઇ. મેં તેને જણાવ્યું કે જો તું સર મીચલ આગળ મને ઊંઘાડી પાડશે તો હું તેને જુઠા યા દિવાના આદમીમાં ગણાવીશ. વળી મેં તેને આટલુંબી કહ્યું કે સર મીચલ જે મને અત્યંત આંધળાની માફક ચાહે છે તેઓ કદી મારી ઉપરના તે દાવા વિશે જરા પણ તેનું સાંભળનાર નથી. આટલું કહી હું તેની આગળથી ચાલી જતી હતી જ્યારે તેણે મારી પોંચીમાંથી મને મક્કમ પકડી અને મને જોરથી

થોભાવી. મારી પોંચી ઉપર તેના આંગલાંની નિશાણુ તમે જોઇ હતી; અને તે નિશાણુ શાથી થઇ હતી તે બાબે મેં જે ખોટું સમજાવ્યું તે તમે માનતા ન હતા એવું હું તુર્ત ચેતી ગઇ હતી; વળી મને બીજુ આ લાગ્યું હતું કે તમો જેવા શખસથી મને ઘણું બીહીવાનું હતું."

તેણીએ બોલવાનું લગાર બંધ કર્યું એવી મકસુદથી કે રૉબર્ત શું કહે છે તે સાંભળે; પણ તે તો છેવટની રાહ જોતો સ્થીર અને ખામોશ ઉભો રહ્યો.

"જે પ્રમાણે તમે મારી સાથ ચાલ ચલાવી," બાઇ સાહેબ બોલી, "તેજ પ્રમાણે જ્યૉર્જ પણ મુજસે વર્તયો. તેણે સોગંદ લીધા કે જો મારૂં ઓળખાણ આપવાને માત્ર એક સાહેદી હોય અને તે સાહેદીને દુન્યાના બીજે છેડે લઇ જઇ સાંતવામાં આવે તો ત્યાંથી પણ તેને શોધી લાવી હું તને ઊંઘાડી પાડીશ. આ ઉપરથીજ હું જીવ ઉપર આવી; અને એજ ઉપરથી મેં રેંતની ઘડી તેના ખાંગામાંથી છટકાવી નાખી અને મારા પેહેલા ખાવીંદને કુવામાં પોતાનું છેવટનું મુકામ કરતાં દીઠો. પડતી વખતે તેણે એક ભયંકાર જબરદસ્ત કિકિયારી પાડી હતી. તે કુવાનાં ઉંડાણ વિશે તરેહવાર વાત બોલાય છે. કોણ જાણે તે કેટલો ઉંડો હશે. તે સુકોછે એવું મને લાગેછ કારણ અફલાવાનો કાંઈ અવાજ મને સંભળાયો નહિ. મેં નીચે નજર કીધી પણ અંધારૂં શિવાય કાંઇ જણાયુ નહિ. વાંકી વળી ને મેં પા કલાક સુધી કાન દઇ સાંભળ્યું પણ કાંઇ અવાજ સંભળાયો નહિ."

રૉબર્ત ઑદલી આ હેવાલ સાંભળતાં ઓરડીનાં બારણા આગળ ગયો. જો તે માંહેથી બહાર જવાનો બીજો માર્ગ હોત તો તે વાટે તે બહાર નીસરત; પણ હેલન તાલ્બૉયઝને અડકવાને તે કચવાયો હતો.

"મેહેરબાની કરી મને અહિંથી પસાર થવા દો," તે ઠંડે અવાજે બોલ્યો.

"તમે જોયું કે તમારી આગળ સઘળું અંગિકાર કરવાને મેં જરાએ આચકો કર્યો નથી," હેલન તાલ્બૉયઝ બોલી. "અને તે માત્ર બે સબબને લીધે. પેહેલો આ છે કે મને ગુનાહગારના પાંજરામાં ઉભી કરવાને તમે તાકાત ધરાવશો નહિ, કારણ તેમ કીધાથી તમારા કાકાને મોત જેવું થઇ પડે. બીજો સબબ આ છે કે આ જેવા દિવાનાશાળામાં જન્મકાળ પુરી મુકવા કરતાં અધિક ખરાબ શિક્ષા સરકાર મને કરી શકે નહિ. હું તમારી દયા માટે તમારો ઉપકાર માની શકું નહિ, મી૦ ઑદલી, સબબ હું બરાબર જાણું છું કે તે દયા શી મતલબ ધરાવે છે."

તેણી બારણા આગળથી ખશી અને રૉબર્ત એક શબ્દ પણ બોલ્યા વગર કિંવા તેણીની તરફ જરાએ નજર કર્યા વના ચાલી ગયો.

અડધી કલાક પછી તે વીલ્લેબુમોના મોટાં પોંહોંચખાણામાં ગયો જ્યાં પોતાની નજદીક સ્વાદીષ્ટ ભોજણ છતાં તેને રૂચી ન હતી. તેનું ધ્યાન પોતાના માયા ગયલા મિત્ર વિશે વિચારમાં રોકાયળું હતું.

---

## પ્રકરણ ૩૯ મું.

## ભૂતનો ભમાયલો.

"હું સર મીચલને જઇને કહું તે શું?" રૉબર્ત મનસે વિચાર કરતો બેઠો. "ખરેખરૂં કહી દઉં કે તેણીને એક દિવાનાશાળામાં જન્મકાળ સુધી પુરી મુકવામાં આવી છે? ના તે તો મોટું ઘાટકી કામ કેહેવાય. તે સાંભળતાંજ તેનો ઉદાર જીવ નખાઇ જાય. તેમને મળું તે પેહેલાં મારી ઍલીશીઆ આગળ જવું જોઇએ. તેણી મને પોતાના બાપ વિશે તમામ હકીકત જણાવશે. તેણે ઑદલી છોડ્યાને બે દિવસ વહી ગયા છે, એટલામાં તેમની પ્રકૃતી જાઝો ફેરફાર તે શો દેખે!"

પણ મી૦ ઑદલીની સરજીયાતમાં તે સાંજરે પોતાની પીત્રાઇને મળવાનું લખેલું ન હતું; કારણ ક્લૅરનદન ગયા પછી ત્યાંના ચાકરોએ તેને જણાવ્યું કે સર મીચલ અને તેની બેટી વીયેના જવા માટે તે સવારની મેલ ત્રેનમાં પૅરીસ ગયાં હતાં.

તૅમ્પલના પોતાના મુકામ તરફ તે ગયો જ્યાં તેને ત્રણ પત્ર મળ્યા. એક પત્ર ઍલીશીઆનો હતો જેમાં તેણીએ પોતાના બાપની હાલત જેવી ને તેવી હોવાને લીધે ફેરફાર માટે તે જઇફને વિયેના શેહેર તેણીને દેખાડી લાવવાના બહાણાંસર મોટી મુશ્કેળાઇથી કબુલ કરાવ્યું હતું જે મુજબ તે તેણીને પૅરીસ લઇ ગયો હતો. બીજું તેણીએ એવું જણાવ્યું કે તેણીએ દાકતર દૅાસનને મસલહત માટે બોલાવ્યો હતો જેણે સર મીચલ આગળ કલાક અડધો કાઢયા પછી તેણીને જણાવ્યું કે તૂર્તની ધાસ્તી જેવું કાંઇ જણાતું ન હતું તોપણ તેને એમનો એમ શાંત અવસ્થામાં પડેલો રેહેવા દેવો ન જોઇએ; અને આ સલાહ ઉપર અમલ કરવા તેણી તેને બહાર મુસાફરીએ લઇ ગઇ હતી.

બીજો પત્ર જમ્યા પછી સ્વાદીષ્ટ પકવાનની રૂચી મહાલવા જેવો સમજી તેણે પોતાના ખીસામાં ખોસ્યો. તે પત્ર ઉપરના દસ્કત તેણે એક વેળા આગળ દીઠેલા હતા.

ત્રીજો પત્ર સર મીચલનો લખેલો હતો જેમાં તેણે લખ્યું હતું કે, "મારા વહાલા રૉબર્ત, જે શખસને તમારે હસ્તક સપુર્દ કરી છે તેણીનાં સુખની ગોઠવણ માટે તને નાણા જોઇશે. મારી ખાતરી છે કે દરેક ગોઠવણ માત્ર તેણીના સુખને માટે યોજવાને તું ચુકશે નહિ. જેટલું કરશે એટલું પુરતું કહેવાશે નહિ. એટલું છતાં મારે તને જણાવવું જોઇએ કે મારાં અંતઃકરણની ઇચ્છા એવી છે કે તે શખસનું નામ કોઇ મને સંભળાવે નહિ. જેટલી રકમ તને જોઇએ એટલી રકમ માટે તું મારી ઉપર લખી જણાવજે પણ તે રકમ કોણ માટે જોઇએ છે તે જણાવવાની તેમજ તેનો હિસાબ દેખાડવાની તસદી લેવી નહિ."

રૉબર્તને હવે પેલો પત્ર જે તેણે ખીસામાં મુકયો હતો તે વાંચવાનો રહ્યો. તે ફોડતાં માંહે આ પ્રમાણે તેણે વાંચ્યું:—

"વહાલા મી૦ ઑદલી,—

જે માણસને તમે સ્તૅન્નીન્ગ તરફની આગમાંથી બચાવ્યો હતો તેને જોવા માટે ગામનો પાદરી બે વેળા તેનાં બિછાણા આગળ આવી ગયો છે. તે ઑદલી ફાર્તની નજદીક પોતાની માનાં ઝુપડામાં જોખમ ભરેલી હાલતે પડેલો છે; અને ઝાઝા દિવસ જીવે એવું લાગતું નથી. તેની સ્ત્રી તેની સારવાર કરે છે, અને તે તેમજ તેની બાયડી બન્ને એવું ઇચ્છે છે કે તે મરણ પામે તે પેહેલાં તમે તેને મળો; માટે મેહેરબાની કરી વગર ઢીલે આવજો.

તમારી ઘણીજ પ્રમાણીક,

**કલૅરા તાલ્બૉયઝ.**

માઉન્ત સ્તૅન્નીન્ગનું દેવલ

તા૦ ૬ થી માર્ચ.

રૉબર્તે તે પત્રની મોટાં માન સાથ ઘડી કરી, અને પાછો પોતાનાં જીગરસે દાબવાના હેતુએ છેક માંહેલાં પેહેરનના ખીસામાં મુકયો; અને નજદીકની ઇઝીચેર ઉપર વિચાર કરવા લાગો કે "રે કલૅરા, તું તારાં ભાઇનાં ખુણના પટ્ટાથી હજી બેખબર રહેલી સારી! કારણ હું તને કેવી રવેશે હિમ્મત ચલાવી કહું કે કલૅરા, આપણી ખરાબ ધાસ્તી અંતે ખરી પડી છે; યાને કે જે ભાઇને તું ચાહાતી હતી તે ભાઇનું તેની જુવાનીના બહારમાં નીચ રીતે ખુન કરવામાં આવ્યું છે."

પણ કલૅરા તાલ્બૉયઝે તેને આગ્રહ કરી લખ્યું હતું કે તેણે પેલા મરણ કાંઠે ચઢેલા માર્કસને મળવું. તેણે પોતાની ઘડિયાળ જોઇ; નવમાં પાંચ કમ હતી. ત્રેન તો સાડા આઠની ગઇ. બીજી ત્રેન જે શ્રેન્તઉદ ખાતે ઉભી રહે છે તે ૧૨ અને ૧ ની વચ્ચેની છે. હજી ઘણો વખત કંટાળા ભરેલો બાકી હતો.

"રે ક્લૅરા તાલ્બૉયઝ! ક્લૅરા! મારી વહાલી ક્લૅરા! તારી પોતાની આંખની કીકીની ખરી રોશની હેઠલ મારા માટે કૃપાળુ શુભ હસતો દેખાવ તું ધરાવતી હશે? તારા ભાઇની મુસીબત માટે મારો વિલાપ જેટલો ખરો છે તેટલીજ તું ઉપરની મારી મોહોબતનો આતશ ખરોજ પ્રકાશીત છે; અને એ જો હું તારી જાણ ઉપર લાવું તો તું મને શું કહેશે! અફ્શોસ એ વાત મને કોણ જણાવી શકે! જો તેણી મારા વાળનો રંગ તેમજ મારો સાદ પસંદ કરતી હોય તો કદાચ તેણી મારી વાત ઉપર કાન ધરે. પણ નિર્મળ દિલ અને ખરાં જીગરના ઉભરાથી હું તેણીની ઉપર આશક બન્યો છું; તેટલાંજ કારણ ઉપરથી તેણી મારી મોહોબતનો અવેજ વાળશે? હું તેણીની તરફ ઓસ્તવાર દિલનો, પ્રમાણીક અને એક યકીનનો રહેવા ચાહું છું તેટલા ઉપરથી તેણી મારી ઉપર પોતાની મોહોબતની નવાજેશનો છંટાવ કર્યામાં લાવશે? એટલા ઉપરથી તો નહિજ, નહિ. પણ એ વાત બનશે કેમે કરી? શું જૉર્જનું દુઃખદાયક ખુણ થયલું સાંભળી તેણી ખસ્તેહ જીગર બની પોતાના દિવસ પોતાના એકપુરા વહાળા ભાઇના માટે સંતાપમાં કાઢશે નહિ?"

ઑાદલીની પડોસનાં ગામમાં રૉબર્ત જઇ પુગો ત્યારે રાતના કલાક દોઢનો અમલ થયલો હતો; અને જ્યારે ત્યાં જઇ પુગો ત્યારે તેને યાદ આવ્યું કે પેલો ગામડ્યો ક્યાં ઝુપડામાં રેહેતો હતો તે વિશે ક્લૅરાએ એક શબ્દ પણ લખ્યો ન હતો; પણ તેને આટલું સાંભર્યું કે દૉસન તબીબે તે ગામડ્યાને ત્યાં જઇ રેહેવાને ભળામણ કરી હતી. એ યાદ ઉપરથી તે દૉસનને ઘરે ગયો. દૉસન પણ ગામડ્યાને ઘરે જવા તૈયાર હતો માટે બન્ને જન રાતોરાત ભેગા નીકળ્યા.

"દરદીને એકાએક ચોંકાવવો નહિ જોઇએ." દાકતર બોલ્યો, "મેહેરબાની કરી મી૰ ઑાદલી તમે હેઠળ ઉભા રેહેજો અને ઉપરનો હિંગામ જોઇ હું તમને ચેતાવીશ."

"ઠીક, ઠીક."

કેટલીક વાર લગી રૉબર્ત ખોટી થયા પછી તેને ઉપર બોલાવવામાં આવ્યો. તેને ઉપર આવતાં જોઇ ફીબ તેની સામે થઇ.

"મેહેરબાન સાહેબ, એક બે મીનીત મારે કાંઇ તમને પુછવું છે, માટે જરા થોભશો?" ફીબે રૉબર્તને પુછ્યું.

"પેલી પોરી આ પોર્યાને હું હમજાવેછે?" માર્કસ ખાટલા ઉપરથી તેમને જોતાં બોલ્યો.

"નહિ, દીકરા કાંઇ તો નથી," તેની માએ તેને દિલાસો આપ્યે

"ઇચ્છે, ઇચ્છે, જો કાંઇ કહેવાની ઓહે તે તો મારે. કહેવાનું છે, ને એ હેની વચમાં માથું ખોહેય?" માર્કસ જેમ તેમ બરી મુશ્કેલીથી બોલ્યો.

"રે સાહેબ," રીબ બોલી "જે રાત્રે આગ લાગેલી ત્યારે તમે મને મળ્યા હતા અને મેં તમને જણાવ્યું હતું."

"બરાબર."

"મને જે શક હતો તે મેં તમને જણાવ્યો હતો."

"હા, મને તે યાદ છે."

"પણ મેં એ વિશે બીજા કોઇ આગળ એક શબ્દ પણ ઓચર્યો નથી. માટે ટુંકમાં મારે કહેવું એટલુંજ છે કે કૃપા કરી લ્યુક આગળ એ બાબે કાંઇ શબ્દ બોલતા ના. એ કાંઇ જાણતો નથી; સબબ, એ તે વેળાએ પોતાની સુદ્ધીમાં ન હતો.

"ઠીક, હું સમજ્યુ છું."

"બાઇ સાહેબે કોર્ત છોડી છે, એવી વાત મેં સાંભળી છે."

"ખરી વાત."

"પાછાં નહિ ફરવાનાં કે?"

"નહિ, કદી નહિ."

"પણ જ્યાં ગયાં હોય ત્યાં તેમની સારી બરદાસ્ત લેવામાં આવશે; નહિ વારૂ?"

"નહિ, તેણીની તરફ ઘણી સારી રીતે વર્તવામાં આવશે."

"તો બસ, મને એટલુંજ જાણવું હતું. તમને તસદી આપી છે તે માફ કરજોજી."

આટલી ગોફતેગો તેમના દરમ્યાન ચાલ્યા બાદ રીબ રૌબર્તને પેલા દર્દીના ઓરડામાં લઇ ગઈ.

"પણ તારૂં તે ઇફ્ફા હું કામસે, જાની ઇફ્ફાથી?"

"હું તારૂં સાંભળવા કાંઈ માંગતી નથી પણ તને એટલું ચેતાવુંછું કે જેઓએ આપણી ઉપર ઉપકાર કરેલો તેઓ તરફ બેવફા થવું નહિ," રીબ બોલી.

"તે ઉં બહુએ હમજ્યુ સું. તું તારે મીઠોગારો મુક, એટલે થીયું."

"કોર્તમાં જે ગ્રહથ આવેલા તે તમને બહુએ ભાવતા હતા?"

"હા હા, તે મારો વહાલો મિત્ર હતો. પણ તું જે કાંઇ તેને લગતું કહેવાનો હોય તો તે મેહેરબાની કરી માડી વાળજે એટલી તસદી લેવાની કાંઇ જરૂર જેવું નથી."

"ત્યારે હું અતં ઘડી હુઘી હું કાંઇ કહઉં નહિ?"

"તેમ કરે તો સારૂં."

"પણ એમ હમજો કે બાઈ છાહેબનો ભરમ એક અને મારો નિરાળો, તો કેમ? મેં પૈહા ખાતર તીને પણ નહિ કહેલું, તે હું તમને કહું, હુવે."

"એટલે, તારી મતલબ મને કાંઈ સમજ પડતી નથી."

"હુવે, નહિ હમજ પડેલું તારેજ કેહેવા જાઉંછની?"

રૉબર્ત મનસે, "અફસોસ ર્જ્યાર્જે તાલ્બૉયઝ, તારા ભૂતથી હું હમ્મેશ ભમાતો રહેવાનો કે! કાંઈને કાંઈ નવું ને નવું, રોજને રોજ તોબાહ ને તોબાહ, મુસ્કેળને મુસ્કેળ. એમનો એમ હું તો પેલી જીહાનનો રસ્તો લેવાનો એવું દેખાય છે. મારા વિશે કોઇને લાગનાર નથી. મારા માટે દિલગીર કોણ બનશે? કોઇજ નહિ, પણ મારી ગરીબ ઍલીશીઆ! પણ તેણીની તે ગમગીની માત્ર થોડા વખતની. ક્લૅરા તાલ્બૉયઝ મારા માટે દુ:ખી જીગરની બનશે? નહિ! તેણી તો પોતાના ભાઇનાં મરણના ભેદની ખોવાયલી સાંકળ તુટી ગઇ છે એટલું સમજી વિલાપ કરશે. તેણીતો માત્ર—"

---

## પ્રકરણ ૪૦ મું

## મોતને બિછાણે પડેલાનો ખુલાસો.

ખાટલે પડેલો લ્યુક બિછાણામાં ઉઠીને બેઠો. તેણે પોતાની માને સાદ માર્યો.

આચકા સમેટ તે ઘરડી સ્ત્રી ઉઠી અને ઝુકતી હાલતે પોતાના દીકરા ગમ ફરી.

"હે મારા લાડકા, હું છે; હું માંગે છે. હજી તો ઓલુ કયરૂં હેલા દાકતરનું આપેલું તેનો તો વખત થીવાનો છે. અડધી ઘડી તેને તો બાકી રહેલી ને વળી હું માંગે."

"અરે દાકતરનું દીધેલું છીછીમાં છે, તહિં. તે કોણ મુવેલું માંગે, તું આમ ગરે હું પડે. હું તો તીને પુસુંસ કે હેલો હાતમી છેતેંબરનો દિ તુંને આદ છે કે?"

રૉબર્ત ચોંકયો અને તે દર્દી તરફ ઉલટથી નજર લઇ ગયો.

"હે મારા લ્યુક છાબ," ઘરડી બોલી "તું એ આ છવાલ છું પુસેલો. આજ નવ દહ વરહ થીયાં ને મારી ફોમ કાંહાં બરાબર છે, કે તું એવું એવું પુછેસ?

લ્યુક માર્કસે પોતાનાં ખભાં ગઢાવ્યાં.

"તુંબી કેથી બઉ ઉહીયાર દિહે. ઇરે મેં તુને નહિ કહેલું કે આ-જના દિનની તું આદ રાખજે કામ પરહે તારે તુંને હાકડી બોલાવા? નહિ કહેલું કે માંદી?"

"પણ લ્યુક," રૉબર્ત બોલ્યો. "તું એટલી કાલજી રાખીશ મા; મારે કાંઇ જાણવું નથી."

"વારૂં માંદી," લ્યુક બોલ્યો, "મારે તુંને એક છવાલ પુસવો સે કે જારે હું એતફીનહનના ખેતમાં કામપર ગીએલો તારે ઓલો મારી હાથે ઘરે કોન આવેલો? બોલતો માંદી."

"અરે વાખરે મને કેથું હવે ફ્રામ આવેલું તું તો ફીબને લાવેલો, ફીબને તે પોરીને ચા પાવા લાવેલો કેમ કેવું આદ કરેલું?"

"મુઇ ફીબ, ફીબને હંદાછમાં નાખની. તીને વાહતે તુંને કોણે પુસેલું. અરે તુને ફ્રામ બરીછ કે રાતના દહ ઘડીનો વખત થીયેલો ને હું—પેલા હું કેહે—તેમ એક ગરહથને લાવેલો. તે હઘલો ભીંગાઇ ગીએલો ને કાદવ કીચલ હંઘે આંગે લાગેલો ને એવો છુંદાઇ છોલાઇ ગીએલો કે કોઇ તેને પીછાની કેમ હકે. વલી તેની આપરે પોયરાંની માફક હંભાલ લીધેલી ને તેનાં ડાચાં બેહી ગીએલાં તે ઉંઘાડી આપરે તીના મોમાં બ-રાદીન રેરેલો, ને તે પોયરાને હજીવન કરેલો. કાં તને ફ્રામ આવેલી કે હવે?"

"આવેલી, હોવે આવેલી;" લ્યુકની મા બોલી "કેથી તે મુઇ હવે આવેલી રે ખરૂં કહેલું રે ભાઇ તેં તો હંધું ખરૂં કહેલું."

રૉબર્ત ઑદલીએ એક મોકી કિકિયારી પાડી અને તે ખાટલે પડે-લાની આગળ ઘુંટણીએ બેસીને બોલવામાં લાગ્યો:—

"રે ખોદા! તારી અજાયબ કરણા માટે હું તુંજ મેહેરબાનનો ઉપકાર માનું છું. જ્યૉર્જ તાલ્બૉયઝ હજી હૈયાત છે!"

"જરા ધીરા તો થાવ," માર્કસ બોલ્યો, "ઇતલા ઉતાવલા હું બનો છબર કરોજી. માંદી, પેલી પતરાંની દાબડી ઇફ્રા લાવ તો. કેઇ તુંને હાંભરે છે કે?"

"હોવે રે હોવે હાંભરેસે, મારા જોંગલા."

ઘણીક ભાગી તુટી ચીજો તેમજ ફાટાં તુટાં ચીઠડાં વચ્ચે કેટલીક વાર શોધ ચલાવ્યા પછી સેરવવાનાં ઢાંકણુની એક દાબડી બુઢીઆએ તેને લાવી આપી. લ્યુકે તે દાબડી ઊંઘાડી. તેમાંથી, તેણે બે પત્રની નાની બીંદડી બહાર કાઢી રૉબર્તના હાથમાં મુકી.

તે બન્ને કોઇ પાકીત બુકમાંથી ફાડી કાઢેલાં પાણું હતાં.

"આ અક્ષર કાંઇ મારી ઓળખના નથી," રૉબર્ટે એક બીંદડી ઉખેરતાં કહ્યું. "એને શું કરૂં એને મારા મિત્ર સાથ શું સંબંધ હોય?"

"વારૂં હાબ, તમે વાંસી તો જુવો," માકર્સ બોલ્યો, "ને પસી કાંઇ પુસવું હોય તો પુસજો."

પેહેલો કાગળ જે ઑદલીએ ફોડયો તેમાં આ મુજબ અજાયબ જેવા અક્ષરે ઘણીજ ઝડપ અને બેદરકારીથી ચીતરેલું હતું:—

"મારા વહાલા મિત્ર,—આ પત્ર હું તને એવી ગભરાત ભરેલી હાલતમાં લખુછું કે જેવી હાલતમાં કોઈ દિ કોઈએ પણ કાંઈ લખ્યું ન હોય. મારી ઉપર શું વિત્યું છે તે મારાથી લખી શકાતું નથી; તોપણ આટલું તો કહી શકુંછું કે મારી ઉપર બનેલી એક બાબદસર હું ઈન્ગ્લૅન્દનો કિનારો છોડી જાવુંછું. મારૂં જીગર તદન તુટી ગયું છે અને તેથી હું દુન્યાનો કોઈ એવો ભાગ શોધુંછું કે જેના એકાંત ખુણામાં બીન ઓળખે રહી મારી જીંદગીનો અંત લાવીશ. હું તારી પાસ માત્ર એક ચોજ માગુછું અને તે એજ કે તું મને હવે ભુલી જાય. જો તારી દોસ્તીની મદદથી મારૂં કામ થાત તો હું તને તે માટે અરજ કરત. અગર તારી સલ્લાહ મને કાંઈ કામ લાગત તો હું તારા ભરોસા ઉપર મારો ભેદ સોંપત. પણ બન્ને દોસ્તી તેમજ સલ્લાહથી મારૂં કામ સરે એવું ન લાગાથી મારે એટલુંજ કહેવું છે કે તારા તમામ આગળા ઉપકાર માટે ખોદા ચંદ્રોકાળ સુખ બક્ષે, અને ભવિષ્યમાં મને ભુલી જવા માટે બુદ્ધિ આપે. હું મારા દીકરાને તારે અસ્તક રાખી જાવું છું; કારણ તમારા કરતાં અધિક પ્રમાણીક રખેવાળ મળવો મુશ્કેળ છે."

બીજો પત્ર કોઇ બીજા શખસને સરનામે હતો અને તેમાં પેહેલા પત્ર કરતાં વધારે ન હતું.

"હેલન,—જે કાંઈ આજે તેં કર્યું છે તે માટે મારી માફક ખોદા તને માફ કરજો. નચીંત રેહેજે; ફરીથી હવે તું મારા વિશે કાંઈ જાણનાર નથી. તને તેમજ આ દુન્યાને આજ દિવસથી જેમ તેં કરવા ઈચ્યું તેમ હું થઇ રહીશ. હવે જરૂર માનજે કે આજ પછી તને મારા તરફથી જરા હરકત નડશે નહિ. હું ઈન્ગ્લૅન્દ દેશ છોડી જાવું છું અને કદી પણ પાછો ફરીશ નહિ.

રૉબર્ટ ઑદલી એ લીટીઓ જોતો ગભરાયલી હાલતમાં બેસી રહ્યો. લખેલા પત્ર તેના મિત્રના જાણીતા અક્ષરે લખેલા ન હતા; પણ તેમાં તેની જાવતમાં સહી હતી.

તેણે શીબ માકર્સના ચેહેરાની બારીકાઇથી તપાસ લીધી, કારણ તેને એવો વિચાર આવ્યો કે કદાચ તેની સાથે કોઇ ઠગાઈ ચાલતી હતી.

"આ પત્ર કાંઈ જ્યાર્જ તાલ્બૉયઝના હાથનો નથી?" તેણે પુછ્યું.

"તેનોજ." લ્યુકે જવાબ દીધો. "એ માહેલી હરેક લીટી તીના હાથનીજ સે. પણ ઉં હમજેલો. ઇતો તીના ડાબા હાથે લાખેલું જમનો હાથ તો લચકાયલો હતો."

રૅાબર્ત ઑાદલીએ એકાએક ઉપર જોયું, અને હવે તેનો તમામ શક દુર થયો.

"હું સમજયો, હું સમજયો," તે બોલ્યો "હવે મને જણાવ કે તે કેમ બન્યો."

"ગયા છેતેંબર માછમાં હું આતકીનહનના છેતમાં કામ કરતો હતો; હોવે કામ કરતો હતો. તહિંથી મારી માદીને ઘેર પાછો ફરવાનો રહતો કોર્તની પછવાડેથી ઘણો ટુંકો હતો. અને ઝીબ જાણુતીથી કે હું તહિંથી ફરવાનો તારે તે પોરી પછવારે મારી વાત જોતી ઉભી રહેતી. કદી કદી તે નહિ આવતી તારે હું એકલો તાંના રછોડામાં જઇ પોરીઆઓ પાહે જરા તકોરો માગતો. તે માછની છાતમી તારીકે ઝીબ છું કરતી હતી તે તો તી જાણે. મને તે દિ બરાબર આદ સે કારણ તે દિ કેની તે આતકીન હને મારા હધ્રલા દિનો પગાર ચુકવી દાધેલો. હું તહીં તે રાતે જરૂર ગીએલો કારણ બીજે દારે બીજાં છેતમાં કામે જવાનો તેથી તે પોરીને મલાય નહિ. રાંધણીમાં ગયો ને કલાક હવા નવનો હુમાર થીએલો કારણ ઑાદલી કોર્ત પછાર કરતો હતો તીટલાં તીની ઘડિયાળમાં નવ તો વાગેલા. તહીંથી ચુણાવાલા રહતા પર નીકરેલો. નજદીકનો રહતો તહીંના હુકા કુવા આગલ થઇ જવાનો હતો. રાત છાબ, અંધારી હતી; પણ તીફ્રાનો રહતો મને બરાબર ખબર હતો, ને ચાકરોના ઓદા માંહેલા દીવાનો ઉજાછ તહીં પડતો હતો. હું કુવાની છેક પાહે જઇ પોંતો ઇતલે છુ છાભરૂં કે કોઇને દુઃખના નીછાછો કાઢતાં હાંભળ્યો. ભૂત ડાકેણનો આપુને કાંઇ ભો નહિ ઇતલે ઝાડીમાં તીની તપાછ ચલાંવી જોઊંછું કે પાતરાંના ઢગ નીચે છુતેલો ઉઠવાની છકતી નહિ તેથી પડેલો ને પડેલો મારીફ્રા જોયા કરે અને પુછે ભાઇ તું કોણ છું, અને છું કામ કરૂંછું, અને હેલા હેથને બાઇ છાહેબો હાથ છું કરૂં. તેના દેખાવ પરથી મને કોઇ હારો માણહ લાગો."

"કોઇ જુવે નહિ તેમ હું અહિંથી નીહરી જવા માગુંશું. અહિ હાજના કલાક ચારનો પડેલો સું. હું અધમુવેલો થીઇ ગીએલો સું; પણ કોઇ જાણે નહિ તેમ અહિથી નીકલી જાવા માગું સું. તે ઉઠીને જરા બેઠો અને બોયલો—તું મને, ભાઇ, કોઇ એવી જગાપર લઇ જા કે જહીં મને બદલવાનાં કપડાં મલે; પણ કોઇને કાંઇ ખબર નહિ પડે.' તે બેઠો ઇટલે મને જણાયું કે તેનો જમણો હાથ બાજુમાં ઝુલતો થઇ ગયલો હતો. મેં તેને મારી માને ઘરે લઇ જાવા કહેલું તારે તેને પુસેલું કે 'તારી મા મારી વાત છુપી રાખહે.'

"મેં હા કહેલું, ઇતલે તે મને પકડીને ઉયથો ઇતલે જોઊં હું કે

તે તમામ તરબોર થઇ ગીએલો હતો. ઘરે લઇ ગયા પછી મેં દોછન દાતકરને બોલાવા માંગેલો તારે તીઓ કેહેજે ના કોઇ ત્રીજાને મારી વાત જણાવાની નથી. મેં પુછેલું કે બરાદી લાઉં તારે કીજે હા. હું દોડતો કે રાતે અગીઆર વાગેલા ને બરાદી વેચતો લાવેલો. મેં ઠીક કરેલું કે તે લાયવો કારણ તીઓ તો બઉ ધ્રુજે ને દાંતબી વાગે. દાંત મેં ચીરેલા ને માંહે બરાદી રેયરો ને બધે બયરો. પછી તે તો ઉંઘમાં પડેલો. મેં જઇ બંદુછ લાવી તે તીને ઉધાયરો. છગડીની આગળ તીમને સુવારેલો તહીં હું તીમની ચોકી કરતો અને છગડીમાં કોલછા મુકતો બેઠેલો. થોડીવારમાં વલી તે ઉઠેલો ને કેહે જે ઉં તો અવે ઘરી જાવું છું.

"મેં તીમને વાયરો પણ કાંઇ માને નહિ. તીમનીથી બે મીલીત હમુ ઉભું રેહેવાયલું નહિ; તોબી કપરાં બોહે મને કેહેજે પેહરાવ, જેમ તેમ તીમનાં કપરાં જે મેં તીઓ ઉંઘેલા ઇતલા વખતમાં હુકવી તીયાર કરેલાં તે તીમને પેહેરાયવાં. બાગેલા હાથ ઉપર બાંહેએ ચહડે નહિ ને બરી મુહકેલી થયલી.

"લન્દન તરફના રહતા ઉપર પેહેલું ગામ કયું આવેછ?"

"મેં કહેલું કે નજદીકનું ગામ બરેંતુ હસે.

"'ઠીક,' એઓ કહે, 'તું મને તહીં કોઇ એવા દાતકર પાહે લઇ જાય કે જે મુને હાજે કરે તો તને તારી મેહેનતના પચાહ રૂપીઆ ઇમાન આપું.

"મેં કહેલું ઠીક, બેહો હું તમારે માટે એક ગાલી જોરાવી લાઉં, તો કેહેજે 'ના, ના, હું ચાલતો જઇહ.'

"ને તીઓ ચાયલા ખરા. પણ જરા જરા વારે ઉભા રહેલા અને બઉ હાંફતા પણ બાપરે ઇમના જેવા ધીર્યવાન તો મેં કોઇ બીજાને દીઠેલા નહિ. દાતકરે તીમના હાથને લાકરાંની ચીપમાં મુકી મલમ પટો કયરો અને તીમને તહિં રેહેવા કહેલું તો તીમને પણ ના થી હા કહે નહિ તેથી દાતકરે તીમનો હાથ એક ઝોલ્લામાં ઝુલતો રહે એવું કરેલું ઇતલે દાતકર પાહેથી પેનછીલ માંગી. દાતકર હછીને કેહે જે ઓલા હાથે તારાથી લખાહે નહિ. 'નહિ તો બીજે હાથે, મને પેનહીલ આપો.' 'લાવો હું તમને લખી આપું.' તો કેહેજે 'નહિ. મેહેરબાની કરી બે પરબીડીઆં આપો.' દાતકર તે લેવા ગીઆ ને ઇમને પોતાની પાકીત બુક કાઢી ને માંહેથી બે પાણા ફારી તે ઉપર લખેલું ને એવા દહકત કાઢેલા કે હમજાય નહિ; તાર પસી તેણે દાતકરને તેની મેહેનતના પૈહા આયપા, જારે દાતકર કેહેજે બીજું કાંઇ કામ સે, તીઓ કેહેજે નહિ.

દાતકરે કહેલું કે બાઇ તું અહિં રેહે, હાય હારો થાય ને જજે, તોએ કેહેજે નહિ. પસી મને કેહેજે 'ઇતેછન તુથીક તું આવ અને હું તુંને કબુલેલું આપું.'

"હું ઇતેછન ભણી ગીયેલો. આઠ વાગેલા ને અડધી કલાક થયલી તારે તરંનગ ઉપરે તેની પાંચ મીલીત અગાડી હીમે ગયલા; હોવે ગયલા. તીફા તો તીઓ કેહેજે મારૂં કામ કરહે, કહેલું કે હા. તીઓ બોયલા કે આ કાગજો સે તે તું લે ઇમને એક ઉપર ચોકરી કાઢેલીને કહેલું કે આ ઑદલી કોર્તમાં બાઇ હાહેબને આપજે. મી કહેલું કે છારૂં. પસી તીઓ બોયલા જે તું મી૦ ઑદલીને ઓળખેસેર? તીઓ છર મીચલના ભત્રીજા સે તીમને આપજે. મી કહેલું કે ભલે, આપીહ. આ રીતે તીમને બીજું કાગજ આયપું. વળી તીમને કબુલાત પ્રમાણે રૂ૫૦ ની નોથ આયપી અને કહેલું કે હાએબજી તમારી હંધી મેહેનત કીજે તમારો આધાર માનું સું. ઇતલું કહી તીઓ છેકીન કલાહમાં બેઠેલા અને છેલ્લા તીમને દીઠા કે કપાળ ઉપર બે મલમ પટી ચોકરી મીહાલે મુકેલી ને તીમનો ચેહેરો કાપુની પુણી હરખો હપેત હતો."

"ગરીબ જ્યૉર્જ!" રૉબર્ટ બોલ્યો.

"ઉં ઑદલી તરફ ગયલો, અને તીફાથી થઇ "છનઇન"માં ગીઓ પણ તમે કાંઈ મયલા નહિ, ને તમે કારે પાસા ફરવાના તેબી કોઇએ કહેલું નહિ: ને લન્દન્માં કીફા રહેલા તેબી કોઈ જાણે નહિ. તહિંથી હું ઑદલી કોર્ત તરફ ગયલો ને ફીબ બહાર આવેલી. ઉં કુવા આગળ રોજ બેહતાં હતાં તહિં ગયલો તો ફીબ કેહેજે નહિ, તીફા નહિ—કાં નહિ—તો કીજે નહિ, હવે હું તીફા નહિ આવવાની; પણ કાં નહિ તો કેહેજે ગઇ કાલનું મને તહિં જવા ગમતું નથી. ઘણુંએ કહેલું પણ બચ્ચ કહે કહે ને કહે કે નહિ. તીનીવાત પરથી ઉં હમજેલો કે કાંઇ સે ખરૂં. પણ તીતો મને ઉડાવે. ઉંતો ચીરડાઇ ગયલો ને તીને કહેલું કે ફીબ, તું મારાથી તારી વાત હંધી સુપાવાની હોઇ તો હુંસે પયણેચ હું કરવા; તારે પોરી બીઘેલી તો ખરી, પણ વલી વાત ઉડાવે.

"બીજાં લોકો તારી માફક છાણું જાલવી રાખતાં બોહે. ગઇ કાલે ઇફા કોઇ ગરહથ આવેલો તારી બાઇને મલવા એક લાંબો જુવાન છખછ ને ભુરી દાઢીવાલો.

"તો તમે માનજો તી હાંભળતાંજ તીને. કિકિયારી છેરેલી ને હાથ ચોરેલા ને ઘણા બીધેલા ચારા કરેલા આહતે આહતે હંધુ તી પાહે બોલાવેલું—તી કેહે જે હું ઘરમાં બીજે મારે બેઠેલી—મારી આગળ—જહિંથી

બહારનો કુવો, ઝાડી, ચુનાનો રહતો હંધું દેખાતું હતું ને બાઇ છાહેબને ઓલો ગરહથ બંધે તીફા હાથે ફરતાં હતાં. ફરતાં ફરતાં કુવા આગળ આયવાં–ને પછી તેઓ—"

"બસ," રૉબર્ત ઑાદલી બોલ્યો, "બાકીનું હું જાણું છું."

"ને શીબે મને કહેલું," ગામડીયો બોલ્યો, "ને બાઇ તીને મલી-આં તારે એવું દેખાયરું કે તીને હંધુ જોયલું કે જેથી બાઇની છેવત હુધી તી તીના છપાતામાં રેહે.

'ને તી મારા તાબામાં સે, લ્યુક,' શીબે કહેલું, 'ને જો આપરે તીની વાત છાણી રાખહુંતો છેવત હુધી આપુને પૈહા મયલા જવાના, ને તી આપરા કહા પરમાણે કરવાની.

"હવે તમે જોયલું કે જે ગરહથ લન્દન જઇ પુગેલો તીને વરે બાઇ ને શીબ બંધે એવું હમજેલાં કે કુવાની માંહે તે પડેલો સે. જો ઉં બાઇને કાગજ આપું તો તી હંધુ જાણે ને અમારૂં કામ બગરે. તેથી મેં નહિ આપેલું.

"એ રીતે મેં કાગજ રાખી મુકેલું ને ભરમબી જાલવેલો ને બાઇ ઉપર જેમ મકરકુદી ને હાહેબી થાએ તેમ કરેલી ને પૈહા મેલવેલા; ને વલી મેં વિચારબી કરેલો કે તી જો એક મોટી રકમ આપે તો તીને હંધુ કહી દઉં ને તીનું મન નચીંત કરી લાખું.

"પણ તી તો હમજે નહિ જી. કાંઇ આપે તી કુતરાને નાખે તેમ તી મારી ઉપર ફેંકે, વાત કરે તો મારી ગમ જુવે નહિ ને કુતરા માફક ગણે, તીથી મારૂ લોહી ઉકરયું ને મેં બંધે કાગજ ઉંધાયરા ને વાંચયાં પણ કાંઇ ઉકરે નહિ તે ઇમના ઇમ આજ હુંધી મુકી છાંયડાં તીમને કોઇએ હાથ અડયકો નથી."

લ્યુક પોતાની વાત તમામ કરી રહ્યો. તેણે રૉબર્તના ચેહેરા તરફ કાંઇ ઠપકાની વકી રાખતાં જોયા કીધું; કારણ પોતે ખોટું કામ કર્યું હતું એવો તેનાં દિલે તેને ડગડગો હતો.

પણ રૉબર્તે તેને કાંઇ દિલાસા રૂપે કહ્યું નહિ. જે કામને પોતે લાયક નહિ તે કરવાને તેણે વિચાર્યું નહિ.

"પાદરી આવતી કાલે આવી એને મુક્તિ આપશે," રૉબર્તે વિચાર કર્યો; "અને કાંઇ ધર્મ ભાષાણની અગત્ય હોય તો તે એને આપશે. હું એને શું કહું? એનું પાપ એણે પોતાને માથે ખેંચી લીધું છે; કારણ, બાઇ સાહેબનું મન નચીંત થયું હોત તો કિલ્લાનું પોહોંચખાણું બળી રેહેત. આવી રવેશે પોતાની જીંદગીની વલાણ રચવાની કોણ હિમ્મત

**કરશે? આ અજાયબ ભરમની વાતમાં ખોદાનો હાથ પિછાણી લેવાને કોણ નિષ્ફળ થાય?"**

રૉબર્ત પેલા દર્દીની આગળ ઘણો વખત બેઠો જ્યારે તે થાકી જવાના સબબથી ઉંઘવા લાગ્યો ત્યારે તે ત્યાંથી નીકળ્યો.

પોતાનો દીકરો સઘળું માની દેતો હતો તે વેળા તેની ઘરડી મા સારી પેઠે ઉંઘાતી હતી. ફીબ પણ નીચે ઓરડીમાં સુઇ ગઇ હતી.

રૉબર્તને ઉંઘ આવી નહિ. તે તો જે વાત તેણે સાંભળી હતી તે વિશે વિચાર કરતો દર્દીની આગળ બેઠો. પોતાના મિત્રની સલામતી માટે તે પરમેશ્વરના હજારો હજાર શોકાના કરતો અને એવું ઇચ્છતો હતો કે તે પોતે જઇને કલૅરાને તે વધાઇની ખબર કહે કે તેણીનો બાઇ હૈયાત હતો.

ફીબ સવારમાં આઠ કલાકે લ્યુકનાં બિછાણા આગળ આવી જ્યારે રૉબર્ત 'સન ઇન'માં સુવા માટે ગયો. છેક સાંજ પડવા આવી ત્યારે તે ઉઠયો.

'સન ઇન'ના માલેકે તેને ખબર આપી કે લ્યુક માર્કે કલાક પાંચને અમલે મરણ પામ્યો હતો.

તે સાંજે રૉબર્તે એક કાગળ લખ્યો જે ઉપર મૅદમ તેલરનું સરનામું અને મૉંસ્યોર વાળની દિવાનાશાળામાં વીલેબ્રુમો પુગે કરી લખ્યું. કાગળ લાંબો હતો જે મધે પેલા ગામડ્યા મરનારે જે ઇકરાર કર્યો હતે તેનો તમામ હેવાલ વાસ્તવીક રીતે આપેલો હતો.

"જો તેણીનો એકળપટો જીવ બીજાઓ માટે દયા કે દુઃખની કાંઇ પણ લાગણી ધરવાતો હશે તો તેણીનો ભરથાર ઘાટકી હાથ ઉપર પોતાનું મરણ પામ્યો નથી એ ખબર જાણી કદાચ તેણીને દિલાસો મળશે," રૉબર્તે દિલસે વિચાર કીધો.

---

## પ્રકરણ ૪૧ મું.

### પાછો મળ્યો.

કલૅરા તાલ્બૉયઝ પોતાના બાપને તેનો એકપુરો દીકરો હૈયાત હતો તે વિશેની વધાઇ આપવા દૉર્સૅત પાછી ફરી.

રૉબર્ત પણ તેને તેજ ખુશ ખબર આપવા ત્યાં ગયો. મી૰ તાલ્બૉયઝને પોતાના દીકરા બાબે બે લાગણી ઉત્પન થઇ હતી; એક તો તેના દીકરાની સલામતીની, બીજી કે બાઇ સાહેબ તેના દીકરાની ઓરત હતી જેથી તે જેવીની સખ્ત ખબર લઇ શકે.

"મી૦ ઑદલી, કાયદાના સપાટામાંથી તે ઓરતને તમે છટકાવી મુકી," મી૦ તાલ્બૉયઝ બોલ્યો, "તે માટે તમને ઠપકો આપવાનું મારૂં કામ નથી. હું તો એટલું કહું છું કે તેણી જો મારા સપાટામાં આવત તો હું તેણીની બરાબર ખબર લેત."

માસ એપ્રીલનો વખત હતો, અને રૉબર્ત ઑદલી મી૦ તાલ્બૉયઝના વાડીઆ માહેલા સનોબરના ઝાડો જે હેઠળ તેણે એક વેળા મીસ તાલ્બૉયઝ સાથ પેહેલી ગોફતેગો ચલાવી હતી અને જે પનોતાં ઝાડો વિશે તે જ્યારે એકલો બેસતો ત્યારે તે હમ્મેશ વિચાર કરતો હતો તેજ ઝાડો નજદીક તેણે પોતાને ફરીથી દીઠો.

મી૦ હાર્કોર્ત તાલ્બોયઝની મુળાકાતે ગોયા તેને પાછો છોકરવાદી વયની હાલતે પુગાડયો હતો. દરરોજ સવારમાં તે સુખવાસી ઉઠતો અને મી૦ તાલ્બૉયઝ સાથ ફરવા નીકળતો તે વેળાએ ક્લૅરા પણ પોતાના બાપની બાજુમાં ચાલતી હતી.

રૉબર્ત એ રવેશે ત્યાં ઘણા દિવસ ખુશ ખુશાલી સાથ રહ્યો. પ્રથમ તો ક્લૅરા સાથ માનઅકરામથી વર્તતો હતો, અને તેમના વચ્ચે માત્ર તાલ્બૉયઝ બાબેની વાતો સાધારણ રહેતી; પણ જ્યારે ત્રણ અઠવાડ્યાં કાઢયાં ત્યારપછી આસ્તે આસ્તે તેઓ મીલનસાર થવા લાગાં. મીસ તાલ્બૉયઝ કોઇ વખત રૉબર્તને તેના બૅરીસ્તરના ધંધા ઉપર ધ્યાન આપી તેની હવે પછીની જીંદગી ગુજારવાની રીત બદલવાને કહેતી જે ઉપર રૉબર્ત માન સાથ લક્ષ આપતો હતો.

"હા વહાળી, હું તેમ કરવાને તૈયાર છું," રૉબર્તે ક્લૅરાને જવાબ દીધો, "પણ ખોટી માત્ર તારી તરફની કૃપા દૃષ્ટીની રહી છે."

"મારા ગરીબ ભાઇની ગેરહાજરી ઉપર પપા શી રવેશે તામોશ કરી શકે છે તે મને સમજ પડતું નથી," ક્લૅરા રૉબર્તની વાત ઉડાવતાં બોલી. "તે તેને અત્યંત ચાહે છે, જે તમે પણ જોયું છે. જો હું મરદ હોત તો ઑસ્ટ્રેલ્યા તરફ હું જરૂર જાત, અને મારો ભાઇ હૈયાત હોત તો જરૂર તેને ઢુંડી લાવત."

તેણીએ બહાર દુરનાં આકાશ તરફ નજર કીધી. તેણે પોતાનો હાથ તેણીની બાજુ ઉપર મુકયો. તે હાથ ધ્રુજયો, અને તે સાથ બોલતી વેળા તેનો સાદ પણ લહડયો.

"તમારા ભાઇને ઢુંડી લાવવા હું જાવું?" રૉબર્ત બોલ્યો.

"તમે!" તેણીએ મોં ફેરવી તેની ગમ જોયું. "મારા માટે

તેમજ મારા લગતા વળગતાઓ માટે આવી રીતે ભોગ આપવાને હું તમને કહું એવું તમે સમજો છો?"

"અને તમે શું એમ સમજો છો, કલૅરા, કે તમારે ખતર જેબી મોટા ભોગ આપીશ તે મોટા અને પુરતો કેહેવાશે? તમે શું એમ સમજો છો, કલૅરા, કે કોઇબી પ્રવાશ ઉપર કદમ ધરવાને હું ના પાડીશ, જ્યારે આટલું હું જાણું છું કે પાછો ફરતાં મને તમો તરફથી આવકારનો અવેજ મળવાનો છે. તમારા ભાઇની શોધ માટે દુન્યાને બીજે છેડે આવેલાં ઑસ્ટ્રેલ્યા તરફ હું જઇશ, અને તમારી ખુશી પડે તો તેને શોધી નહિ કાઢું ત્યાંસુધી પાછો ફરીશ નહિ; અને જો ફતેહમંદ પાછો આવ્યો તો તમે મારી મેહેનતનો જે બદલો વાળશો તે ઉપર હું સંતોષી રહીશ."

તેણીએ નીચે મુડી કરી, અને થોડીક વારે જવાબ દીધો.

"તમે ઘણા ભલા અને ઉદાર મનના છો, મી૦ ઑદલી," કલૅરા બોલી "અને તમારી માંગણી એટલી મોટી છે કે તેનો પાડ મારાથી પુરતો મનાય એવો સંભવ લાગતો નથી. તમે જે ભોગ આપવા પછી માંગણી કરો છો તે હું કયા હક્કે કબુલ કરૂં?"

"તે હક્કેકે જેની રૂહે હું તમારો સદાનો દાસ થઇ રેહેવા માગું છું; પછી જોઇએ તો તમે કબુલ રાખો યા નહિ. જે મોહોબત હું તમારી તરફ ધરાવું છું તે હક્કની રૂહે," રૉબર્ટે ઘુંટણીએ પડી તથા તેણીના હાથ ઉપર બોસ્સા લઇ જવાબ દીધો. "હું તારી મોહોબતમાં ગીરફતાર બન્યો છું, કલૅરા તું ચાહે તો તારા બાપને અબઘડી અહિં બોલાવ અને મને બહાર કઢાવ; પણ હું તું વિશે એજ રવેશે કાયમ મોહોબતથી વિચાર કરતો રહીશ."

પોતાનો નાજુક હાથ તેણીએ ખસેડયો, પણ તે લગાર પણ ગુસ્સાના ચિન્હ સાથ નહિ; તે હાથ ખસીને રૉબર્તના માથાં ઉપર ધ્રુજતો ટેકવાયો.

"કલૅરા! કલૅરા! તમારા ભાઇની શોધમાં હું ઑસ્ટ્રેલ્યા જાઉં?"

જવાબ મળ્યો નહિ. પણ જવાબની ગરજ શી હતી આવી બાબદમાં ચુપકીદી કરતાં અધિક મધુર બીજું શું હોય? આણાકાણી દરેક પળ મુગી મંજુરિયાત માનીન્દ ગણાય છે.

"આપણે બન્ને જઇએ, પ્યારી? આપણે માતી બૈયર તરીકે સાથે જઇએ. આપણે બન્ને ભેગાં જઇએ, અને આપણા ભાઇને સાથે લાવ્યે?"

આસરે પા કલાક પછી મી૦ તાલ્બૉયઝ ઓરડામાં આવ્યો ત્યારે તેણે રૉબર્તને ત્યાં એકલો બેઠેલો દીઠો. તેનાં નાકની સામે જે કાંઇ બનતું હતુ તેથી તે અજ્ઞાન હતો.

"સાહેબ, મારે એક બીજી વધુ બાબદ ઉપર તમારી મંજુરીયાત લેવી છે," રૉબર્તે બીજી બધી બાબદનું નક્કી કર્યા પછી કહ્યું. "તમારી મરજી સાથ લગ્ન પછી અમે ઑસ્ટ્રેલ્યા તરફ બન્ને જન જઇશું."

આ સાંભળી મી૦ તાલ્બૉયઝ પાછો હઠ્યો. રૉબર્તને પોતાનો હાથ આપતી વેળા તેની આંખે અંધારાં આવ્યાં.

"તમે મારા દીકરાની શોધમાં જાવો છો," તે બોલ્યો. "મારા દીકરાને પાછો મારી આગળ લાવો એટલે હું તમને મારી દીકરી ચોરી જવાની તકસીર માફ કરીશ."

રૉબર્ત પોતાનાં મુકામ તરફ જવા નીકળ્યો. તે એક તદન નવો માણસ બનેલો હતો—નવી આશા—નવી કાળજી—નવી ઉમેદ—નવુંજ કામ. ત્યાં જઇ પોહોંચતાં તેને મીસીસ મેલોની દાદર આગળજ મળી. તેણી તેને જોતાં બોલી, "સાહેબજી, તમારી ઉપર આવેલાં પત્રોનો ચોરો થયો છે; અને એક ગ્રહસ્થ દન કોર ફેરા ખાયા કરે છે; અને આજે તમે આવવાને માટે લખ્યું હતું તેથી તેમને તમારા ઓરડામાં બેસાડ્યા છે."

રૉબર્ત ઓરડામાં ગયો. ત્યાં જઇ જોયશું કે તેનો વહાલો મિત્ર, જ્યૉર્જ તાલ્બૉયઝ, જેને માટે તે આટલો બધો રંજીદા થયો હતો તે બેઠેલો હતો. ચાર ચશમ મલતાં તેઓ એકેકને બાજી પડ્યા. પછી થોડી વાર શાંત બેઠા અને આગલી પાછલી વાત ચાલુ થઇ.

જ્યૉર્જે તા૦ ૭મી સેપ્ટેમ્બરના દિવસની વાત ઘણીજ જુજ કહી શક્યો.

"ખોદા જાણે છે," તે બોલ્યો, "કે જે પળે હું પેલા અંધારા કુવામાં પડયો તે પળથી મારા વિચાર તે ઓરત સુખી રેહે એ વિશેના હતા. તેણી સલામત રેહે એજ મારાં મનની ઉમેદ થઇ. હું કુવામાં કાદવ કીચલના ઢગ ઉપર પગપર પડયો; પણ મારૂં ખભું છુંડાઇ ગયું હતું, તથા મારો હાથ દિવારથી ભાગી ગયો હતો. થોડીક પળ સુધી મારા કાન બેહેરા થઇ ગયા, પણ એક જોશ કરી ઉઠી ઉભો, કારણ મને એવું જણાયું કે ત્યાની હવા બીગડેલી હતી. સંકટની વેળા પોતાને કેમ સહાય થવું તેનો તો અનુભવ ઑસ્ટ્રેલ્યા તરફ મને મલેલો હતો, એટલે બિલાડાંની માફક ચઢી જવામાં હું ફતેહ પામ્યો. કુવાની દિવારના પથ્થર ઘણા ખભરાયલા હતા તેથી તેમના ગાળામાં પગ ટેકવી ટેકવીને હું બરાબર અડધી કલાકે ઉપર નીકલ્યો. કામ ઘણું બિકટ હતું, બૉબ; અને વલી મારો એક હાથ જોખમાયલો હતો. બહાર નીકલ્યા પછી મારી કઢંગી હાલતે બહાર જવાને મને ઠીક લાગું નહિ તેથી ખીચોખીચ ઝાડોની વચમાં ભરાઇને ઘાસ ઉપર હું હાંફતો પડયો. જે

માણુસની નજરે હું પડ્યો તેણે તને બાકીના તમામ હેવાલથી વાકેફ કર્યો હશે, રૉબર્ત."

"હા, મારા ગરીબ પુરાણા મિત્ર—હા, તેણે મને તમામ કહ્યુંછે."

"પણ તે તમને આ ક્યાંથી કહી શકે કે તેને પત્ર આપ્યા પછી મેં મારો ઑસ્ત્રેલ્યા તરફ જવાનો વિચાર ફેરવ્યો હતો, અને તે આટલા-જ માટે કે મારા ઉત્તમ મિત્રને ઇન્ગલૅન્દ છોડ્યા પેહેલાં છેલ્લી સલામ કરી આવું. કાંઇ અડધી દજન વેળા હું અહિં ફેરા ખાઇ ગયો પણ તું મલ્યો નહિ."

જ્યૉર્જ ઑસ્ત્રેલ્યા તરફ ગયો ન હતો. તે પોતાની તબીયત શુધાર-વાના હેતુથી ન્યુ યૉર્ક તરફ ગયો હતો જ્યાં તે સાજો થતાં સુધી રહ્યો હતો. તેને ત્યાં મિત્ર ઘણા કર્યા હોત પણ તેની છાતીમાં લાગેલો કારી જખમ રૂઝાયો ન હતો જેથી તેને કોઇની સંગત ગમી ન હતી "અને જે શખસોને મારાં દુઃખની માહીતી નહિ તેઓને મારી ઉપર મયા તે ક્યાંથી લાગે. મને, બૉબ, તારા સખત હાથની જરૂર હતી; કે જે હાથે મેં મારી જીંદગીના સૌથી અંધારા ભાગમાંથી પોતાનો માર્ગ લીધો હતો."

---

## પ્રકરણ ૪૨ મું.

### શાંતીમાં.

મે માસની એક સાંજરે રૉબર્તને તેનો મિત્ર મળ્યો તે વાતને બે વરસ ગુજરી ગયાં છે; જ્યારે તેદિન્ગતન લૉકસ અને હૅમ્પતન બ્રિદજની વચ્ચે નદીને કિનારેનાં સુંદર ઘરની તેની શ્વમા સરખી ઉમેદ ખરી પડી. આ ઠેકાણે આયાના હાથમાંનું એક બાળક આઠ વર્ષના એક છોકરા તરફ નજર કરતું જણાય છે.

મી૦ ઑદલી પ્રથમમાંજ હૉબ્સ વિરૂધ નૉબ્સનો ફેસલો ચલાવતાં કોર્તમાં ગાજી નીકળે છે. પેલો ખુબસુરત કાળી કીકીનો છોકરો તે નાનો જ્યૉર્જ તાલ્બૉયઝ છે જે નિશાળમાંથી પોતાના બાપ અને ફુઇ ફુવાને તથા તેમનાં નાના બાળકને કોઈ કોઈ વખત મળવા આવે છે.

તેદિન્ગતન તરફ ઘણાં લોકો આવે છે. એક શખસ તો જ્યારે આવે ત્યારે ત્યાંના મછવાને જરા આશાએસ મળતી નથી. સર હૅરી તાઉઅર્સ જ્યારે આવે ત્યારે તે મછવા અને બચ્ચાં સાથ પોતાનો વખત કાઢે.

આસરે એક બીજું વરશ વહી ગયું એટલે રૉબર્તને માહેતમની નિશાણુ વાળાં પરબીડામાં બીડેલો એક પત્ર મળ્યો. જેમાં મૅદમ તેલરના

મરણુ સમાચાર લખેલા હતા. તેણી ગુરાપે મરણુ પામી હતી એવું વીલ્સે-ગુમોના રખેવાલે લખેલું હતું.

નદી કિણારેના ઘરમાં ક્લેરા તેમજ ઍલીશીઆ પરોણાઓની વારંવાર સારી પરોણાગત કરતાં રહે છે.

ઑદલી કોર્ત પડતળ હાલતે બંધ પડી રહે છે અને જોનારા શોખી માટે કોઇ કોઇ વેળા તેનો રખેવાળ તે ઉઘાડે છે. સર મીચલ પોતાના આ પુરાણા વજીફા તરફ પાછો ફરવાની મુદ્દલ ઇચ્છા કરતો નથી. તેણે પોતાનું રેહેઠાણુ જ્યાંસુધી ઍલીશીઆ લેદી તાલ્બઅસ થાય ત્યાંસુધી લન્દનમાં કીધું છે, ત્યારપછી તે પોતાના જમાઇના વજીફાની પડોસમાં જઇ રેહેવાનો છે. જ્યૉર્જ તાલ્બૉયઝ પોતાનાં બેહેન અને મિત્ર સાથ ઘણો સુખમાં રહેછે. હજી તો તે ભર જુવાનીમાં છે અને કદાચ એમ પણ બને કે તેને કોઇ દિલાસો અને સુખ આપે એવી મળી શકે. આગળા વખતની વાતનું સીહા વાદળ સુરજ ઉગે દુર થતું જાય છે; અને કદાચ એવોબી વખત આવે કે બાઇ સાહેબનાં પાપે તે જુવાન શખ્સ ઉપર જે ઓળો નાખ્યો છે તે તદ્દન નાબુદ પણ થાય.

જીત મોહ કહો વૃતાંત—છે નશિહત બોસ્તાન
જીવન મુક્ત ને તોજશનો જોઇ લો સિદ્ધાંત—
ભાવ્યા ચેતો ભાઇ—ભરો સદગુણી ભાર
ઈશ ભજવે શુજશ મેલવો અપરમપાર—
ખમ ઠોકો બદી તણી—ના ખોલો દુર્ગુણ દ્વાર
રણુ રંગની લાલચ પર—નાખો તમ ફીટકાર—
સેવટ પૈસો બુરો—ક્લેશ પ્રપંચે પુરો
દ્દળીદ્ર અંત કાળો—ના રહે ઠામ ઠરેલો—
જીવ અંત ચેત જુદાઇ—ના ધર દિલ હેકરાઇ
માન વ્યર્થ વિશ્વ સગાઇ—ધાર પરસ્તી હક ખુદાઇ—
સ્તબ્ધ સેહેજ બળવાન—અને તૂર્ત લાચાર
રહીશ ગાર અંધકાર—કાળ નહિ આ વાર—

સમાપ્ત.

**જેહાંગીર બેજનજી કરાંણીઆએ પ્રગટ કરેલાં**

## વાર્તા, કાહણી અને કથાના પુસ્તકો તથા પારસી નામાં.

| | રૂ. | આ. |
|---|---|---|
| **રજપુત વીરરસ કથા,** પુસ્તક પેહેલું. | | |
| **રજપુત વીરરસ કથા,** પુસ્તકબીજું, ૬ મોટી રજપુત વાર્તા... | ૧ | ૦ |
| **રાજવીર કથા,** ૨૦ વાર્તાનો મોટો સંગ્રહ.................. | ૧ | ૮ |
| **લોક કથા,** ૨૧ ઘણી સરસ વાર્તાનો સંગ્રહ.............. | ૧ | ૦ |
| **વીલક્ષન કથા ગ્રંથ,** વાંચવાલાયક અજાયબ વાર્તા......... | ૧ | ૦ |
| **શાહનશાહ અકબર કથા ગ્રંથ,** ૧૫ ચુંટી કાહડેલી વાર્તા ... | ૧ | ૦ |
| **ગુલેસ્તાનનો આખો તરજુમો** (આઠ બાબ સંપુર્ણ) ...... | ૧ | ૦ |
| **બાગોબહાર અથવા ચાર દરવેસનો કીસ્સો** ............ | ૧ | ૮ |
| **'ડાન ક્વાઝોટ'નો રમુજી કીસ્સો,** વેલાતથી મંગાવેલાં, સુંદર ચીત્રો સાથે, પુસ્તક પેહેલું રૂ ૨॥, પુસ્તક બીજું રૂ ૨॥, અને પુસ્તક ત્રીજું .................................... | ૧ | ૮ |
| **'ડાન કવીઝોટ'નો રમુજી કીસ્સો,** આખું પુસ્તક, ત્રણે વાલમ સાથે બાંધેલાં, વેલાતથી મંગાવેલાં **૧૨૮ સુંદર ચીત્રો** સાથે. | ૪ | ૦ |
| **એક તબીબની તવારીખ,** પુસ્તક પેહલું (ત્રણ સરસ નાવેલો) | ૧ | ૦ |
| **આફતાબી મીજલસ,** ૧૨ પરીઓની અજાયબ જેવી વાર્તા.. | ૦ | ૧૨ |
| **હાતમનામું,** ૧૬ ચીત્રો સાથે, (સાત સવાલો પુરા) ...... | ૦ | ૮ |
| **ઉપકાર કે અપકાર અને અનલરાય ને લાલબા,** બે નાટકો | ૦ | ૪ |
| **ચત્રીકાનામું** અથવા ચીનના પાદશાહ અને મગરેબની શાહજાદીનો કીસ્સો ; જેમાં ઘણી સરસ ને ભેદી વાર્તાઓ છે ...રૂ ૧ તથા | ૦ | ૧૨ |
| **અરેબીઅન કીસ્સા,** ચુટી કાહડેલી ઘણી **સરસ** વાર્તા ... | ૧ | ૦ |
| **સાર શાકુંતલ** નાટક, કવિ નર્મદાશંકર કૃત ............... | ૦ | ૮ |
| **ફરામરજ નામું**—બંને વાલમો સાથે મળી ૨૭૮ સફાનું મોટું પુસ્તક, જેમાં ઇરાનીઓએ હીંદુસ્તાન જીત્યું તેનો હેવાલ છે... | ૧ | ૦ |
| **કેરસાસ્પ નામું**—બંને વાલમો સાથે મલી ૪૧૦ સફાનું મોટું પુસ્તક થયુંછે, જેમાં જંગી કેરસાસ્પના જંગોનો હેવાલ છે. | ૨ | ૦ |
| **દારાબ નામું**—કમપલીટ ૧૨૪ સફાનું એક પુસ્તક છે, જેમાં જંગી દારાબના અજાયબ જેવાં દાસ્તાનો છે, તથા રૂ૧... | ૦ | ૧૨ |
| **પરસીઅન તેલ્સ અથવા ૧૦૦૧ દીવસની વાર્તા.**—ઘણી સરસ ઓરીયંટલ વાર્તાઓનાં ત્રણ પુસ્તક સાથે બાંધેલાં. | ૨ | ૦ |
| **ઉનાહ** અથવા **પાપીનું પગલું**—એક ઈંગ્રેજી નૉવેલનો તરજુમો | ૦ | ૮ |
| **એક તબીબની તવારીખ**—પુસ્તક બીજું, ઘણી સરસ ૬ નૉવેલોનો સંગ્રહ ........................................ | ૧ | ૮ |
| **સુગંધમાં સડો** અથવા **રંગેલું લાછન** એક ઘણી રસીલી પારસી સંસારી વાર્તા .............................. | ૧ | ૦ |

જેહાંગીર બેજનજી કરાંણીઆએ પ્રગટ કરેલાં

# જરતોસ્તી ધર્મસંબંધી પુસ્તકો.

——:o:——

| | રૂ. | આ. |
|---|---|---|
| **પાક ખોરદેહ અવસ્તા**—આ કેતાબ ઘણા સુંદર, મોટા ને નવી ઢપના ટાઇપ, સફાઇદાર જાડા કાગજની છપાઇ સાથે, નવી તરેહરાંની (કલૉથ બાંન્ડીંગ) કપડાંની બાંધણીને લીધે ઘણી સસ્તી ને સારી તરીકે આશકારા થઇછે. આ કેતાબ મધે **સાધારણ રોજના ભણવાના અવસ્તા, બધી નીઆએસો, ત્રણ પતેતો, બાજ, નમશકાર, અને અગીઆર યશ્તો** છે ...... | ૦ | ૮ |
| **ખોરદેહ અવસ્તા બેતોમાં**—પવિત્ર બંદગી રંગીન એબારતે. આ ચોપડીમાં આપણા સાધારણ અવસ્તાને ગુજરાતી બેતોમાં ગોઠવ્યાછે અને તે ચોતરફથી પસંદગી પામ્યાછે ...રૂ ૧॥ તથા | ૧ | ૦ |
| **અમર મુનાજાત**—જાણીતા સાહેર રૂસ્તમ ઇરાનીની ૪૮ ગુજરાતી મુનાજાતોનો સંગ્રહ છે,જે બંદગી પછી પઢવા લાયક છે... | ૦ | ૪ |
| **સેતાયસ નામું**—જેમાં ખાલેસ બંદગી ગુજરાતી હરફે આસમાની જબાનમાં, ફારસી જબાનમાં, અને ગુજરાતી જબાનમાં ખાલેસ બંદગીઓ આવીછે, જે દરેક જરતોસ્તીઓને પઢવા જોગ છે. | ૧ | ૦ |
| **અરદા વીરાફનામું**—જેમાં બેહસ્ત તથા દોજખમાં શું શું છે તેનો ખુલાસો આપવામાં આવ્યો છે, તે ઉપરાંત **ગોસ્તે ફરયાનો** નાંમની એક કેતાબ જે મધે સેહતાન તથા દસ્તુર ગોસ્તે ફ્રયાન સાથે થયલા ભેદી સવાલ જવાબો છે,તે કેતાબ આખી આપી છે અને વળી **"હાદોખ્ત નસ્ક"**ની તથા **"એકવીસ નસ્ક"**ની જાણવાજોગ બાબદો આપી છે. કીંમત ઘણીજ સસ્તી રાખી છે ......... | ૧ | ૦ |
| **યજસને** તથા **ગાથાઓનો તરજુમો**—મોંસ્યો હાર્લેના ફ્રેંચ. તરજુમાં ઉપરથી ગુજરાતીમાં કીધેલો છે. કીંમત......રૂ.૧॥ તથા | ૧ | ૦ |
| **ફરામરોદનો હા** તથા **ગાથાના પાંચ હા**—ઘણી સફાઇથી અને ઉંચા કાગજપર ખુલ્લા ને મોટા અક્ષરે છાપેલા છે... | ૦ | ૪ |
| **રૂસ્તમી મુનાજાત**—ઘણી ખાલેસ ગુજરાતી બંદગી, જેમાં ૮૬ ગુજરાતી મુનાજાતો છે ........................... | ૦ | ૪ |
| **છુટી યશ્તો**—આવાં યશ્ત, મોટી હપ્તન અમશાસપંદ યશ્ત, ગોશ યશત, ને હોરમજદ યશત. કીંમત દરેકનાં ......... | ૦ | ૨ |